॥ श्रीहरिः ॥

આનંદ માસિક પત્રમાં છપાએલ.

અને

સાક્ષર વર્ગમાં પસાર થયેલ.

( નૉવેલ. )

# શ્રીરાઘવેન્દ્ર અને રમાદેવી.


લેખક,

અનંતપ્રસાદ ત્રીકમલાલ શ્રીવૈષ્ણવ.



પ્રકાશક,

દશરથલાલ ગંગારામ વ્યાસ.

અધિપતિ—આનંદ માસિક પત્ર.

પાટણ—ગુજરાત.

અમદાવાદ શ્રી "સત્યવિજય" પ્રીન્ટીંગ પ્રેસમાં.

શા. સાંકળચંદ હરીલાલે છાપ્યું.

કિંમત. રૂ. ૦—૮—૦ પોસ્ટ ખર્ચ જુદું.

॥ श्रीहरिः ॥

આનંદ માસિક પત્રમાં છપાએલ.

અને

સાક્ષર વર્ગમાં પસાર થયેલ.

( નૉવેલ. )

# શ્રીરાઘવેન્દ્ર અને રમાદેવી.

---

લેખક,

અનંતપ્રસાદ ત્રીકમલાલ શ્રીવૈષ્ણવ.

---


પ્રકાશક,

દશરથલાલ ગંગારામ વ્યાસ.

અધિપતિ—આનંદ—માસિક પત્ર.

પાટણ–ગુજરાત.

---

અમદાવાદ શ્રી "સત્યવિજય" પ્રીન્ટીંગ પ્રેસમાં.

શા. સાંકળચંદ હરીલાલે છાપ્યું.

કિમ્મત. રૂ. ૦-૮-૦ પોસ્ટ ખર્ચ જુદું.

# श्री रामचन्द्र अने रमादेवी.

## વાર્તા.

( લેખક રા. રા. અનંતપ્રસાદ ત્રીકમલાલ શ્રી વૈષ્ણવ )

### પ્રકરણ ૧ લું.

### બ્રહ્મચારીનું એક પદ.



આ મ્હારાં સદ્‌ભાગ્યે આરંભમાં જ અમ્હે આપને એક અતિ ઉત્તમ સ્થાનનું સ્મરણ કરાવીયે છીયે. જેમ આ દેશમાં ખારા સમુદ્રમાં શ્રીક્ષીર સાગરની અંદર ખારા સમુદ્રના મધ્યમાં "બેટ" શ્રી દ્વારકાધીશે આ કલિયુગમાં નિજધામ ઠરાવેલ છે, તેમ ઘણા પ્રાચીન કાળથી જેની ખ્યાતિ અનેક પ્રમાણિક પુરાણોમાંથી લાગે છે, જેના નામોચ્ચારણથી પણ શ્રીમદ્ પુરાણમાં કહ્યું છે કે અનેક પાપો ભાગે છે. તેવી મીઠી અમૃત જેવી, શ્રી કાવેરી ગંગા જે "કાવેરી વિરજાસેયં વૈકુંઠં રંગ मंदिरम" આદિ વચન પ્રમાણે વીરજા નદીના મધ્યમાં વૈકુંઠ જેનું નામ "શ્રીરંગમ્" છે તેની પ્રતિકૃતિને દોડાવીએ.

મદ્રાસ ઈલાકામાં ત્રિચિનાપલી જીલ્લામાં તેજ નામના શહેરની સમીપમાં એક નાજુક મનોહર અદ્‌ભૂત દૈવી બાંધણીનું એ નગર છે. જેને ફરતા એકમાં બીજો એમ સાત કિલ્લા છે, ચારે દિશામાં ચારે મહાદ્વાર, અનેક મજલાવાળા, અનેક દેવ દેવીની મૂર્તિઓથી અલંકૃત, પૌરાણીય ઐતિહાસીક દેખાવોથી શૃંગારેલ, ને ત્હેમાં અનેક ઉચિત રંગો પૂરી શોભાવેલ છે, ત્હેમાં દિવસે દુંદુભીના ધ્વની ને રાતે દરેક મજલાના મુખ્ય દ્વારમાં ચમકતા દીપકોની રોશની દરેક દેખનાર જાત્રાળુ આવનારને આવ્યા શ્રીમંત સરકારનો એ દીવ્ય દરબાર છે એવું સુચન કરે છેને તે ચારે દીશાની પ્રજાના અજ્ઞાન અંધકાર જીતતા ચારે દીશમાં, એ ક્યા દેવનું દેવાલય છે ? એ વિશેના સંદેહ દુર કરવા કિલ્લાઓના ચારે ખુણાપર ભવ્યકાર મૂર્તિમાન શ્રી ગરૂડજી મહારાજને બેસાડવામાં આવે છે. તે વેદ રૂપે અપ્રત્યક્ષ તેમ આંહી વાહનરૂપે પ્રત્યક્ષ, પ્રકાશતા સર્વેશ્વરનો સાક્ષાત્કાર કરાવવામાં સર્વેને સ્હાય આપે છે. ત્હેનો લાભ લેવા એપર વિશ્વાસ આણી એ દરબારમાં સર્વ કોઇને પ્રવેશ કરવાને કશી હરકત નથી. તનથી જવાને દેર છે. વાંચકો મનથી જ આહે જવું થાય તેમ છે પણ તે પહેલા તે મહન નગરની ચારે બાજુ આ કથા (વાર્તા) ના પ્રસંગે પરીભ્રમણ કરવા જેવો મેળો છે તેથી હેવું બને તેટલું નિરીક્ષણ કરી લઇએ. અમ્હે આપને કહી ચુક્યા. ત્રિચિનાપલીમાં કાવેરી ઓળંગી "શ્રીરંગમ્" આવવા બારબંધ હોડીઓને ન્હાના મ્હોટા નાવ-ની ઘણા એક સરખા રાતદિન ચાલી રહી છે, જેમ ભરતજીના શ્રીરામ સ્વામીને ચિત્રકૂટ

તેડવા જતાં ગુરૂરાજના ઉપરીપણા નીચે શ્રીવિષ્ણુપાદોદકી ભગીરથી ગંગા ઉતરતી હતી, તેમ હાલ આંહી દસદિવસથી શ્રીવૈકુંઠોત્સવ લાગુ થયો ત્યારથી એજ ઠાઠ ચાલી રહ્યો છે, હેમાં પણ આજે તો શ્રીવૈકુંઠ એકાદશી હતી, એટલે યદ્યપિ ત્રણ દિવસથી ચારે દિશાથી 'પુર' વધું આવતું હતું ને ઘણું ખરૂં તો આગલી રાતે જ ભરાઈ ગયું હતું. શ્રીરંગપુરના સાતે પ્રાકાર ભભરાઇ ગયા હતા ને શ્રી કાવેરીના કીનારા સુધી મેદની પટી હતી. તોપણ આવક હજુ એક દીશાથી કમતી થઇ ન્હોતી ને છેવટ સંખ્યા શું ? રાતના દસ વાગતા સુધી કમતી થવાની પણ ન્હોતી અને તેથી "વૈકુંઠ સાંકડું ને ભક્ત ઘણાં" એ કહેવત આજે અહીં સાબીત થઇ હતી. શ્રી કાવેરી માતાના બધા કીનારાપરના રસાલવિશાળ બગીચાઓએ તો વૃક્ષ વેલીઓથી ઊંચે આકાશ સુધી એક સરખા ઘટ્ટ ઘટા કરી સજ્જડ સંકટાસ કરી મુકી હતી. તે હેનાં બધાંએ શાન્ત પરસ્પર હાથ પગો ગુંથાયા છતાં કાંઇ પણ તકરાર કર્યા વિના હળી મળી રહ્યાં. ને વૃદ્ધીએ પામે જતાં ને તેથી પરીણામે સફળ, તે પણ મહા રસ સુગંધ સુયશ પુરીત બનતા ને તેમ છતાં તે બધાં તે બધાથી પરોપકારજ કરે જતાં હતાં. કારણ આ ભૂમિમાં કેમ વર્તવું તે પૂર્વે તપો કરેલ હેના અભ્યાસે નણી હેના સંસ્કારયુક્ત જ શ્રી વૃંદાવનના અવતારી વૃક્ષ ગુલ્મલતા પેઠે આ દેહમાં અવતર્યાં હતાં. પણ હેમાં જેમ ઉપરના ભાગમાં પક્ષીયો ખળભળ કરતાં ને ઉભરાતાં હતાં તેમજ નીચે માણસો જ નહી પરંતુ પશુઓ ને તે પણ હસ્તીથી લઈ ખર પર્યંત ખદબદી રહ્યાં હતાં. આવી પવિત્ર ભૂમીમાં આવીને પણ ગડબડ કરવાનું કારણ, હેમનો પૂર્વથી તે અભ્યાસ હતો, ને હેનો પૂરાવો તેમની સાથેજ હતો. વાહક શેઠ શ્રીમંત વ્યાપારી, કારીગર, નાટક ખેલવાળા ઉપરાંત તેમના સામન ને વાહનને ઉપાડવા ખેંચવાની વેઠ તેમનાથી લેવામાં આવતી હતી તે શીવાયના સમયમાં પણ, આ મુક્તિ મળે એવા ક્ષેત્રમાં પણ સખ્ત બંધનથી તેમને બાંધી રાખ્યાં હતાં જનરો કે **तीर्थक्षेत्रे कृतंपापो वज्रलेप भविष्यति** એવા શાસ્ત્રના વચનને જાણનારા હેમના શ્રેયકર હેમના સાથીઓએ હેમને મીતાહારીજ ને મર્યાદામાં જ રહેવા હેમના ઉપર ઉપકાર કર્યો હતો. કારણ તેમના ઉપર હેમને બહુ પ્યાર હતો એવું તો તેમને બાંધેલ ઘુઘરમાળા ને કાચ કોડીનાં ઘરેણાં તથા કેટલાંકને સાધારણ ને થોડાં એ ઉમદા વસ્ત્ર બલકે ખાસ હાથી ઘોડા ને બળદોને તો હેમ સુધાનાં આભૂષણ પણ હતાં કારણ તેમના માલીક સમજતા હતા કે તેઓ કોનાં મીજમાન થઇને કયા મહારાજાધિરાજને ભેટ લેવા કે તેને ભેટ કરવા કેવા ઉતમ અવસર પર આવ્યાં છે ? અને એ બાબતની તેમનાં મનની સાક્ષી તેમનાં તન આપતાં હતાં.

એમાં પણ બે પક્ષ હતા. શ્રીરંગનાથના હજુરી પુરૂષવર્ગોએ તો પોતાનાં અંગ ઉઘાડાં રાખી તેમને બારે ધોળાં પુંડ્ર ( તીલકો ) માલાઓ, પવિત્રાં, યજ્ઞોપવિત, આદિ વડે પુરિતને ઝગઝગીત તુલસી, નલીનાક્ષની માલાઓથી વધુ શુચી ને પતિપ્રિય કરી ઘણી ઉત્તમ ઉત્તમ ધોતીયો ને પીતાંબરીઓ પહેરી ઉપવસ્ત્રથી સ્મૃતિઓને અનુસરી નમ્રપણું પટાળ્યું હતું. ને ગૃહસ્થપણું પાળ્યું હતું બલકે તેમાંના ઘણાનાં મુખ જ્યારે સ્તોત્રપાઠ આલાપથી મનનો ભાવ બહાર પાડતાં હતાં ત્યારે થોડા પોતાના ઉરના ઉભરા હાથમાં ઝાંઝ મૃદંગ વીણા તાલ આદી ધારી બજાવી ગાઇ કોઇ પગે ઘુઘરા બાંધી નૃત્ય સુધાંત કરી ઠોરઠોર મંડળો જમાવી લોકોને ભાવે ભીંજાવી દીશાઓને વધુ ગજાવી રહ્યાં હતાં, ને ફેરી વાળા તથા બીજા માલ વેચનારાઓ તો જનસાગરની છોળોના શોર બકોરને ઠેલમઠેલી પર પણ વિજય મેળવ્યો હતો.

પરંતુ સ્ત્રીવર્ગે શ્રીરંગસરકારની પાટરાણી મહાલક્ષ્માનો પક્ષજ લીધો હતો. શ્વેત ચંદ્રિકાની એસણી ઉપર તેણીઓના લીલાટમાં જ લંબાકૃતિએ કુમકુમ વરણી સદા મંગલકરણી શ્રી વિરાજીત દેખાતી હતી, એટલુંજ નહિ પણ તેની કૃપાછાયા નખસીખ તેણીઓના અંગા-અંગ ઉપર તો ઉભરાતી હતી. પણ નાક કાનમાં અવકાશ મળ્યો તો મોતી હીરાને ચુન્નીની રૂપે ત્યાં પણ ઘુસી ભરાતી હતી ને એટલી જગ્યા પણ પોતાને લક્ષ્મીજીની લાડલીઓના અંગમાં મળી એ માટે ધન્યભાગ્ય ગણી તે પોતાના ચળકાટથી સ્મીત કરી પ્રભા ફેલાવતી હતી ને એ કાન્તિ પણ પાછી તે લલિત લલનાઓના અંગ ઉપરજ પથરાતી હતી, જાણે કે લીલાટમાં રહેલ લક્ષ્માના એથી ફરથી ડરતે ડરતે આરતી ઉતરતી હતી. કુસુમાંગના કમલાને કુસુમ અતિ પ્રિય હોવાથી તેહેમનું મહામાન સ્ત્રીવર્ગે ઘણી સંભાળથી પોતાના શિરપિર સૌભાગ્યસૂચક વેણીપર ધારી રાખાને કર્યું હતું, તેમ તે પુષ્પોએ પણ ઉપરના અસંખ્ય શ્યામકેશોને સુગંધ-મય બનાવી દીધા હતા; એટલુંજ નહીં પણ બાતરનું ભાગ્યશાળી સુખા મગજે એવું તર કરી દીધું હતું કે તેહેની પ્રસંનતા તેહેમની ચળકતી ને આમ તેમ ફરતી આંખોમાં ઉભરાતી હતી. પણ તે નીકળી જવા ન પામે માટે તેને કાળી કાજળની પાટ કરી લીધી હતી, અથવા તે કમળાને પસંદ એવાં જુગલ કમળ જ દરેક મુખપર અતી રસિલાં હતાં પણ તે તેજ જગમાતા-ની દ્રષ્ટી સ્હામે ધરવાનાં હતાં તેથી સૌને સારૂં જેવાં જોઈએ તેવાં ખોલી નાંખ્યાં ન્હોતાં. ન તો તેમને બીજાઓ તરફ લગાડી તેહેમને તે દેખાડવામાં આવતાં હતાં. બલકે તેહેમનાથી બંને તેટલાં કાજળથી ને નેત્ર ઉપરની પાંદડી જેવાં પડલથી સંતાડતાં હતાં. શ્રીના ભક્તો તો પુ-રૂષો પણ હતા. તેમણે લક્ષ્મી ચાંદલો કરવા આવ્યા વેળા મોં ધોયા છતાં તેહેમાં તે મણીદી-પની પ્રભા પેંઠ ઝગી રહી હતી, ત્યાં તેહેને રોકવા તેમણે ઊર્ધ્વપુંડ્ર નિમિત્તથી પ્રભુના જુગલ પાદની તીલકને નામે આડ કરી હતી, તેમ તેહેમના ભાગ્યમાં શ્રી સ્થિર થયાં તે માટે તેહેનો પાડ માનવા તેમણે પણ તેહેનાં પ્રિયકુસુમોને માન આપ્યું હતું. માતાએ જેમ તેહેમના આખા શરીરમાં બીજી અગીયાર જગે વાસ કર્યો હતો તેમ પુત્રોએ પણ તેહેની આજુ બાજુ ભુજા સ્કંધ વક્ષને ઉદરપર પણ બારે તીલકોની આજુ બાજુ અતિ સુગંધિત ચંદન કેસરાદી ચરચી આખા કટી ઉપરના ભાગપર ઉલ્લાસ પ્રકાશ કર્યો હતો જાણે તે પુરૂષો ન્હોતા પણ શ્રીના સુગંધી બગીચા અથવા વાહન જ હતા.

આ મંડળનો ખ્યાલ આ દેશના લોકોને આવવો કઠણ તેમને તેવી સુગંધી શુચી શૃંગાર-થી અલંકૃત બ્રાહ્મણોને ઈતર ઉત્તમ ભક્તોનાં અંગ નીરખવાનો અવકાશ નહીં મળેલ હોય, તેથી તે માટે અટકળ કરતાં અજાયબી લાગે, તો તેહેમના મન આગે અમે કાળા પણ ખૂબ સ્પંનપાન ઘૃત પકવાન ફળપાનના સેવનથી હૃષ્ટપુષ્ટ બનેલા, અને તેલના મર્દનથી ચકચકતા શરીરવાળા શેઠીયાઓને રજુ કરીએ તો તેહેમને ઠીક પડશે; કારણ હાથમાં હેમનાં કડાં સાંકળાં ને ગળામાં હીરા મોતી સોનાનાં કંઠાં કંઠીયો, આંગળીયોએ વેઢ વીંટીયો હતી, પણ તેહેમનો કંદોરો પહેરવાનો હક ત્યાંની સ્ત્રીઓએ પડાવી લીધો હોય ને તે પાછો તેમણે મેળવ્યો નથી એવું દેખાડતી—ઘણીખરી એ તેહેમની અટપટી રીતે પણ આખું અંગ ઉત્તમ મર્યાદાથી ઢાંકી પટેલ દેશમાં સાડીને પાછી મર્યાદામાં રાખવા કટીપર ઝલકતી—સોનારૂપાને કવચિત જડાવની કાંચી—( કટીમેખલા) ચમકતી હસતી જોનારાંની આગળ ચાડી કરતી જ રહેતી હતી.

ચારે વર્ણ ને ચારે આશ્રમ આંહીં પધાર્યાં હતા. તે તેહેમના ચિન્હ તેહેમના અંગપર જ

હતાં, વગર કાછડીના બ્રહ્મચારી, વગર કાછડીના શ્રેષ્ઠીથી, અને કાછડીવાળા વૈશ્ય ક્ષત્રી, કાછડી-વાળા બ્રાહ્મણોથી જેમ જૂદા ઓળખાતા હતા, તેમ કચ્છ મારેલ બ્રાહ્મણીઓ અને ઘાઘરા પ-હેરેલ વૈસ્યાણીયો પણ સ્પષ્ટ વરતાતી હતી. વિધવાને સંન્યાસીઓની શ્રૃંગાર પ્રતી વિરક્તિ છતાં પ્રભુ ઉત્સવમાં આસક્તિ ત્હેમના તનપરથી મન સુધી સમજાતી હતી "વર્ણ" પ્રમાણે બ્રાહ્મ-ણોને જ માન મળતું હતું એમ નહીં પણ "આશ્રમમાં" સંન્યાસીઓને જોઇને ત્હેમના ચરણમાં તમામ મંડળ ઢળતું; અને ઢોંગી વેશધારીઓનું રૂપ તો ગાતું ને બીખ માગતું જુદુ જ પડતું હતું, આ લોકોને અધિક અવકાશ એટલા માટે હતો કે ત્હેમને જમવાની સોય જે-મના તેઓ મહેમાન તે યજમાન તરફથી થઇ હતી. સહુને સારૂં જૂદાં જૂદાં મંદીરમાંથી તૈયાર મહા પ્રસાદની સોય થવા નિયમજ હતો છતાં ભુખાળુ કે રાગીઓને માટે સુખડીવાળા, ભોજન શાળા, ફળમુળવાળા પુષ્કળ તૈયાર હતા ત્હેમને મનસાક આગો લે એટલે વિવિધ પાણાં ને મુખવાસ બલકે ચંદન કુસુમ વેચનારાની ખોળ પણ દ્રષ્ટીથી પડે તેમ ન હોઈ જાણે તેમની સાથે જ બધું ઠામ ઠામ ફેરતું થઈ ફરતું ફરતું હોય તેમ દેખાતું હતું, ત્હેમને વરવાર તો કોઈ પ્રકારે નજ સાંભરવા દેવા એવું ધારી જેમનું મંદીરમાં મન ન લાગે ત્હેમને માટે વાજીંત્ર ગાયન ખેલ તમાશાવાળા ખેંચતાણુ કરી રહ્યા હતા, તેમ આ ઉત્સવ બહુ સમય સુધી રહે તે માટે જેને જે પ્રકારના સોદા ઉપર પ્રેમ હોય ત્હેમને માટે તે ઉત્તમ નમુનાઓમાં સંખ્યાબંધ ઠામ ઠામ થોકબંધ હાજર જ હતું ત્હેમાં પણ પુસ્તકો, ચિત્રપટો, તીલકપેટી, ને પવિત્રાંવાળા શ્રી સ્વામીનું સ્મરણ કરાવવાની સાહીત લઇ જ્યાં ઠીક પ્રસંગ દીઠો ત્યાં ઘુસી જમાજ ગયા હતા.

એકંદર આ દેશજનોના મ્હોટા મેલાવડા અથવા વડા મેળા હતા ને તેમાં સાનું ધ્યાન એકાદશીના પ્રાતથી એકજ વાત પર લાગવા માંડ્યું હતું. તોપોના વારંવાર મંદીરમાં થતા ધ-ડાકાથી લશ્કર ખળભળી ઉઠે તેમ સહુ ખળભળી ઉઠ્યાં હતાં, એ સૌ સાથે જ શરાઓના પેઠે જેણીગમથી એ અવાજો આવતા હતા તેણી ગમ ક્યારે જઈ પહોંચીએ એ વિચારના ગોઠવણોમાં સૌ સઘ લાગી ગયાં હતાં, ને જેમ જેમ ન્હાઇ ધોઇ તન સ્વચ્છ ને પુંડ્રાદીકથી વૈભવ વેશ પ્રત્યક્ષ કરી પરવારતાં હતાં, તેમ હાથમાં વિવિધ ભેટો ધારતાં સૌ શ્રી મંદીરભણી જ સીધાવતાં હતાં. પાન સોપારી, કેળાં, કપુરને કુસુમ વિનાતો કોઇ હતું જ નહીં પણ તેથી વધુ અનેક પ્રકારના મેવા, ફળો, સુગંધી દ્રવ્યો વસ્ત્રાને આભૂષણોમાં હીરા મોતી સુવર્ણના ભેટો મંદીર તરફ ધસે જતી હતી, ભેટમાં તફાવત હતો તેવો ભાવમાં તફાવત ન્હોતો લાગતો, અંગપરના આભૂષણ વસ્ત્રમાં તફાવત હતો તેવો તેમના બીજા ગરીબ બંધુઓ તરફના દેખાવમાં ફરક ન્હોતો ભાસતો, મ્હોટા બગીચાની અંદરના બંગલાઓ કે તંબુઓમાંથી નીક-ળતાં જેમને દરવાજે સિપાઇયોથી સલામી મળતી તે પણ આ દેવના દીવ્ય દરબારમાં ગુલામી કરવા જતાં પગે ચાલીને અને પોતાથી કોઇપણ યાત્રીને ઉપદ્રવ ન થાય તે સારૂ સંભાળીને મેદનીમાં ભળતા હતા, જુવતીયોનાં જૂથો મજબુત પુરૂષોની કીનારીઓથી ઘેરાએલા બહુધા ખાસ માર્ગોએ પ્રવેશ કરતાં હતાં. તો પણ જો કોઇ તેમાંથી વેરાઇ જતા અથવા છુટા છવાયા આવતા તો પણ ત્હેમને ( સ્ત્રી વર્ગ ) જોતાંજ પુરૂષોના જુથ પોતાના અંગ ત્હેમના સ્પર્શથી બચાવતા ને ત્હેમને માર્ગ આપવામાં પોતાની પ્રતિષ્ઠા માનતાં હતાં, ચંદ્રની વૃદ્ધિ સાથે જેમ સમુદ્રમાં ભરતી થાય સૂર્યના ઉપર ચડવા સાથે જન સમુદ્રમાં ભરતી એટલી બધી વધી પડી કે નવા ટોળા આવતાં જતાં હતાં. તેને ઉત્તરોત્તર બીતર સાલમાંના

ત્રીજા દરવાજાથીજ ત્યાં શોભવું ને ક્રમમાં ગોઠવાવું પડતું હતું. જાણે અનેક દીશાઓથી નદીયોનું પુર સમુદ્રમાં ભળતું ને તે ધીરે ધીરે આગળ ગતિ કરતું હતું, છોળોના ઘોષની પેઠે તે પણ જયઘોષ વખતો વખત ઉચ્ચરતું હતું ને ફીણોના ફિસોટાને ઠેકાણે—ત્હેમના શ્વેત ઉપવસ્ત્ર, ને જળની કાળાશને ઠેકાણે ત્હેમનાં શ્યામ અંગ બંધ બેસતાં હતાં પણ સમુદ્ર જ્યારે એક પ્રદેશમાં પડ્યો પડ્યો ઉભરાળો મારે છે ત્યારે આ બધો સમુદ્ર ચારે દીશામાંથી એકજ મધ્યબિંદુ તરફ વહેવા પ્રયત્ન કરતો હતો ને તે સહસ્ત્ર રત્નમંડપપ્રતી ગગનમાં એકદમ ગર્જના થાય તેમ સામટી તોપોના ગગડાટ સાથે વાજાં ગાજાંઓના ભેળા નાદ કાહેલીઓ (ભેરી જેવી) ના પ્રબળ સાદ અને જનસમુહના આલ્હાદ ભર્યા જયધ્વનીએ " શ્રી વૈકુંઠદ્વાર " ઉઘડ્યું એમ સૂચવ્યું. પણ ત્યાં સુધી નવા માણસથી તો ક્યાંથીજ પહોંચાય જે જ્યાં તે ત્યાં જ હવે તો સ્થીર થઇ ગયાં હતાં, પાછળથી આવતાં જતાં છત પાછળજ અટકતાં ને પોતાની સુસ્તીનો પસ્તાવો કરતાં મણી કવચ ધારણ કરેલ શ્રી રંગનાથ પ્રભુનું મનથીજ ધ્યાન ધરતા ને કરગરતાં હતાં ને તે બીચારાઓએ તો ફરી જ્યારે એવોજ મોટો વાદ્ય સાદ જયધ્વની સાંભળ્યો ત્યારે ત્યાં માની લીધું કે હવે સ્વામી (શ્રીપતી) સહસ્ત્ર સ્તંભ મંડપમાં પહોંચ્યા. અને તેથી તે સૌ હવે વૈકુંઠદ્વારને સ્વારીની બહારનું ધ્યાનજ ધ્યાનમાં લઈ મહામંડપ તરફ જવાને માટે જુદે જુદે પથેથી જુથે જૂથ ધસ્યાં, સહસ્ર સ્તંભમંડપ પણ આ મેદની માટે પુરતો નહોતો, બહાર ઘણા ઉમેદવાર જ રહ્યા પણ આપણે તો હવે ભીતર ઘુસ્યાવિના નહીં ચાલે તેમ મનથી જ પેસવું છે એટલે જ્યાં સુધી જવું હશે ત્યાં સુધી પલકમાં જઇ શકાશે. ક્યાં જવું ને શું જેવું ? તે સારૂં મ્હારૂં મન આપની સેવામાં હાજર છે, તેનાપર ને વખતના સંસ્કાર બન્યા બનાવ્યા છે એટલે ભલું પડશે કે પાડશે નહીં. હજાર થાંભલાવાળા મંડપમાં ઉપરના છત આદીને લઇ શોભાનો વિચાર કરવાનો અવકાશ નથી પણ હાંડી ઝુમરો ધ્વજા પતાકાઓ તોરણો આરસીયો લટકણીયાં પુતળીયોને લઇ, સ્તંભોપર વિવિધ રંગભાતવાળાં વસ્ત્રો વચમાં વચમાં કનાતો ને ત્હેમના ઉપર વિવિધ વર્ણ આકારના અલંકારોની બહાર અદ્ભૂત હતી. વધુ નીચે આવતાં માણસોની હારમાં પહેરેદારની પેઠે કેળના સ્તંભો દરેક સ્તંભને ટેકી ઉભા હતા ને જેમ સિપાઇ પોતાની બંદુક નમાવી માલીકને માન આપે તેમ તેઓ પોતાનાં શીર ઝુકાવી લુમોની ભેટો આગળ પડતી ધરી જેમના તેમ જ ઠરી રહ્યા હતા, કોઇ તેમને તેમ ન કરી રાખવા સ્પર્શથી સમજાવતાં તોપણ તેઓ પોતાનાં અંગ નાકારમાં હલાવતાં તે છેવટ તેમ જ મુકેલાં સ્થીર રહેતાં હતાં. નાળીયેરીયોની લુમો પણ લચકી રહી હતી, પુષ્પહારોની બહાર ત્હેના ગુચ્છા કમાનો, છતો, તોરણો, ઠામ ઠામ હતાં, તેમ જ વૃક્ષોના પત્રવેલકુંપળ આદીના કામ ઉપર ક્યાં ચિતને રોકીએ !

ભાવિકમંડળીના ચિક્કાર જુથના મધ્યમાં કહો, કે સહસ્ર સ્તંભના મધ્યમાં કહો પણ ત્યાં ખાસ ઉત્તમ રચનાવાળા મધ્યભાગમાં ખાસ શ્રીરંગ સરકારનો દરબાર ભરાયો હતો ને ત્હેમાં મ્હોટે ભાગે મૂર્તિમાન પાર્ષદો જ હતા જુદાં જુદાં વિમાનોમાં પોતાના પરિજન પરિચારક વાહક વાજા સાથે ત્હેમની સ્વારીઓ જુદે જુદે સ્થળેથી પધારીને યથાધીકાર માન પામી યથોચિત બેઠકો સ્વીકારી હતાં ને ત્હેમની આજુ બાજુ વિપ્રવર્ય વેદપાઠ લલકારી ત્હેમની તરફની સેવા ધારી સુધારી રહ્યા હતા, પણ મંડપના મંડળનું મુખ્ય ધ્યાન તો ત્હેના મુખ્ય ઉન્નત હયરથ મંડપયુત વિમાનના મધ્યમાં મણીમય મંડપમાં પાછા મણીમય લઘુ

વિમાનમાં વિરાજમાન થયેલ **શ્રી** રંગનાથ ભગવાનમાં હતું. અનેક ભાતની ભેટો ધરવા અને પાસે જઇ કર્પૂર આરતી કરાવી પેટપૂર દર્શન કરવાનું મન પુરૂં થાય તેમ ન હોતું, કારણ જ્યાં જે કોઇ હતાં ત્યાંથી તેઓથી ખશી કે ચશી શકાય તેમ હતું નહીં, તેમ હજી તેવી સેવા કરવાને વાર હતી તેમ તેવીજ સેવા જેમને પ્રિયતમ હોય એવા અધિકાર વાળાં નરનાર અમ્હારા આ લેખ વાંચનારામાં ઘણા થોડા હશે એમ કલ્પી અમે અમ્હારા ઇષ્ટ દેવને સ્મરી નમન કરી ઉંરે ઉતારી ત્હેની કૃપાશીર ધારી—જેમને જોવાનું ત્હેમને ગમે તેવા તરફ ત્હેમનું ધ્યાન દોરીએ. કારણ આ બધા મંડળનું ધ્યાન પણ યદ્યપી ત્યાં તે વેળા પ્રત્યક્ષ **ભગવાન** બીરાજમાન હતા છતાં ત્હેમને મૂકી તે વ્યક્તિ તરફ સદ્ય-ગયું તો પછી વાંચનારનો તેમાં કાંઇ વાંક ઠરવાનો નથી.

બે બાજુ બે મોટા તંબુરવાળા પછવાડે મૃદંગ તાલ ને વાણાવાળા એવા પંચના વચમાં એક “કુંમાર” બ્રહ્મચારી બરાબર પ્રભુના સ્હામો આવી ઉભો રહ્યો. જાણે લોકોનું ધ્યાન પ્રભુમાંથી ખસેડવાને તે પ્રભુના સ્હામોજ થયો ને ત્હેમાં તે પાર પડયો પ્રભુ હાર્યા ને તે જીત્યો ત્હેનું કારણ ત્હેનો સાદો પણ ઘાટીલો આકાર, આશ્રમને ઉચિત પુનિત વેશ, તેનો મજબુત બાંધો હોઇને ખીલતું મહા તેજસ્વી મુખમાત્ર નહી પણ વાદ્યનાદના વચમાંથી ઉડી આવતો તેનો મનોહારી અવાજ હતો, આશાવરીના આલાપમાંજ તેણે સૌને ભૂલ થાપ ખવરાવી પોતા તરફ દોરી લીધાં. જાણે સહુનાં ચિત ચોરી લીધાં ને પછી તેમાંથી નીકળતાં પદ પછી તેના અર્થે પછી તેના વિવેચન તેના વાક્યોને ભાવો એ તો કાળજાંજ કોરી લીધા. કેટલાને તો યાવદાયુપ શું કામ—યાવદ્દાતમભાવી તે થઇ પડયાં. એકપદ પુરૂં થવા સાથેજ કાહેલીના કોલાહલ સાથે દુંદભીના મહા નાદને સુરનાઇના સુરે વાજાંગાજાંઓના તે સાથે પૂરે સૌનું ધ્યાન ગડબડાવ્યું તેવો જ પુજારીયે પ્રભુપાસેનો પડદો પણ ખેંચ્યો, ટેરો આવ્યો: એટલે એ રોકાણ પણ રહ્યું નહીં; પ્રભુને ભોગ ધરાયો એતો નિરાંતે ભોજન કરશે પણ આ મહામંડળ જે હરીરસનું ચુલુક કર્ણ સંપુટદ્વારા પાન કર્યું તેથી તેમનું મનતો અતૃપ્ત જ રહ્યું ને તેથી સૌનું લક્ષ તે પાન કરાવનાર દક્ષ બ્રહ્મચારી તરફ ગયું. તે કોણ છે ? કયાંના રહેવાશી છે ! કયારથી અહીં છે ! કયાં રહે છે ! કેમ આવેલ છે ! શું એમના અંત ઉદ્દેશ છે ! એ વિશે અનેક કલ્પના થોડા સત્ય સાથે બીજી અટકળોનાં મીશ્રણથી તેના વૃત્તાંતની લેહચણી મંડળીને મળી. એ બધા ત્હેનું બધું જાણી શકનાના નથી ત્હેમ ત્હેના જ વિષયમાં તે ટકવાનાં પણ નથી. આપણે ત્હેને જાણવા—આરંભ—પ્રકરણના મુખ પ્રષ્ઠ ઉપરજ તેનું તેવું નામ કર્યું છે એટલે તે તરફ મનની દ્રષ્ટીને દોરીએ પણ ત્હેની ઝટ સમજણ પડે તેમ નથી એટલે અહીં તો બ્રહ્મચારી ને એકપદ એ બે જાણ્યાં કે પ્રકરણ પુરૂં થયું.

અપૂર્ણ.

## વિનંતિ.

**સંકલ્પ સૂર્યોદય દશાંકી નાટક.** બારમા અંકમાં પૂરૂં કરવાનું હોવાથી ત્હેનાં બાર બાર પૃષ્ઠ આપવાં આજથી શરૂ કર્યા છે. અને નવા વર્ષેથી એક અપૂર્વ વિષય દાખલ કરવાનો નિશ્ચય કર્યો છે. મેહેરબાની કરી બાકી વાળાઓએ પોતાનું લવાજમ મોકલી આપવું કીંવા આવતો અંક વી. પી. થી મંગાવવો.

**અધિપતિ—આનંદ.**

# શ્રી રાઘવેન્દ્ર અને રમાદેવી.

## પ્રકરણ ૨ જું.

### " એ કોણ છે ? "

( સાંધણુ ગયા અંકના પૃષ્ઠ ૬ થી )




શ્રીરંગધામની યાત્રા કરી આવેલા સજ્જનો જાણે છે કે ત્યાં શ્રી કાવેરી-ગંગાના ત્રણ પ્રવાહ વહે છે, ત્રિચિનાપલી તરફના પ્રવાહને "કાવેરી" જ કહે છે, તેની વિરૂદ્ધ દીશાના પ્રવાહને "કોડલુમ" અને મધ્યમાં જે સૌમ્ય પ્રવાહ છે, તેને "તીરમંજન કાવેરી" કહે છે. સંધ્યા સમયે તેના બાંધેલા ઘાટોમાં એક તરફના ઘાટપર જ્યારે છુટાં છવાયાં માણસો ન્હાતાં જળ ભરતાં નજરે પડતાં હતાં ને તે વૈશ્ય શુદ્ર જાતિનાં, એથી તે ઘાટ તેમને માટે જ ઠરાવેલ સમજાતો હતો ત્યારે બીજી ગમના ઘાટપર તમામ જળની કીનાર બ્રાહ્મણોની હારથી ભરાઇ ગઇ હતી. એક પણ ઇતર વર્ણનો પુરૂષ તેમાં નજરે નહોતો પડતો તેમ તે તમામ "સાયંસંધ્યા" કરવામાં જ રોકાયેલા હતા "નિમાજ" અથવા "પ્રેયર" ની પેઠે બધા એકે સાથે જ એ ક્રીયામાં જોડાયેલા નહોતા. કેટલાક હજી પણ ઉતાવળા આવી પોતાનાં ધોતીયાં કાઢી કોઇ મુકી લંગોટી સાથે જળમાં સ્નાન કરવા પેસતા હતા ત્યારે કોઇ તો કડીપૂર જળમાં ઉભા મંત્ર જપી રહ્યા હતા, બહુધા ધોતી સંકોરી કાવેરીને કાંઠે પગથીયાંપર બેઠેલા કોઇ આચમન તો કોઇ પ્રાણાયામ કોઇ માર્જન તો કોઇ અર્ઘપ્રદાન, કોઇ ઉપસ્થાન તો કોઇ જપ એમ આગળ પાછળ કરી રહ્યા હતા. એકેએકનું તન સાથે મન રોકાએલું હતું ને તેમ છતાં વચન પ્રસિદ્ધ ઉચ્ચરવાથી ત્યાં સંપૂર્ણ શાંતી પ્રસરેલી ને તે ક્રીયા સમ્યક પ્રકારે ધ્યાન એટલે સંધ્યા કરવાને છાજતીજ થતી દેખાતી હતી. સૂર્યદેવને તો સ્વામી સાશનને પરતંત્ર બરાબર ઠરાવેલ વખતે જવું જ પડયું પણ બ્રાહ્મણોની ક્રીયા પુરી થતાં સુધીને સારૂ પોતાની પ્રભાને રખાય ત્યાં સુધી રાખવા ચાહતા હોય એમ જણાતું હતું: તેમ બ્રાહ્મણોને વળી આંખ બંધ કરીને મનથી જ ખાસ કામ કરવાનું હતું એટલે તેની બહુ તેમાં જરૂર નહોતી.

એ બધાને ઓળખવાની અગતય નથી પણ તેમાંથી એક વૃદ્ધ જેની આજુ બાજુ બેએ પુરૂષ જેટલી ખાલી જગ્યા આવી ભીડાભીડમાં પણ ખાલીજ રહેતી હતી તેથી તેનાપર આપણું ધ્યાન ત્યાં હાજર હોઇએ તોપણ ગયા વિના રહેજ નહીં. તેણે કાષાયવસ્ત્ર ધારણ કરેલ હતાં. તેથી જ તેનું કારણ કાંક સમજાતું હતું પણ જ્યાં તે ત્યાંથી નિકળ્યા ને તેમના હાથમાં ત્રિદંડ દીઠા એટલે સમજાઇ ગયું કે તે ચતુર્થાશ્રમી—જીયર સ્વામી હતા તેથી તેમને તેમનાથી ઉતરતા આશ્રમી માન આપે તેમને વધુ શુચી ગણે એ યોગ્ય હતું: પણ તે સંન્યાસી સ્વામીમાં પોતામાં તેવી યોગ્યતા હતી કે નહી તેની શી ખબર પડે ! કારણ તેતો કઇક ધીમે ધીમે ભણતા આગળ ચાલતા ને તેમની પાછળ એક યુવાન વિશેક વર્ષનો પોતાનાં તથા ગુરૂનાં વસ્ત્ર ધોઇ ઘડી પાડી કાંધે મુકી માથે તાંબાનો ચળકતો કળશ સ્વચ્છ જળ ભરેલ તેમનાથી થોડે થોડે દૂર ચાલ્યો જતો હતો તે પણ કાંક ભણતો હતો. અંધારૂં થઇ જવા આવ્યું હતું તેથી એકેના રૂપનું ભાન છેક પાસે ગયા શિવાય પુરૂં થાય તેમ નહોતું. તેથી

આપણે તેમની પુંઠે જઇએ, તેઓ તો ઘાટ છોડી રાજ્યમાર્ગપર આવ્યા ને ત્યાંથી બસેંક કદમ ચાલ્યા એટલે એક મોટો પથ્થરના બે સ્તંભવાળો, લોઢાની જાળી ને કમાડવાળો દરવાજો, જમણે હાથ આવ્યો. જેના બેઉ સ્તંભપર બે ફાનસમાં તેલના દીપ બળતા હતા તે ભણી વળ્યા. શિષ્યે ઝડપ કરી આગળ વધી દરવાજાનું દ્વાર ઉઘાડી રાખ્યું એટલે સ્વામીજી પ્રથમ ભીતર પધાર્યા ને પુંઠેજ શિષ્ય પણ ચાલ્યો. જમણે હાથ ગૌશાળા હતી એમ તેમાં એક ખોણે કોડીયામાં બળતો દીવો રહેતો હતો ને ડાબે હાથ તેમના જ ઉપયોગની ખડખાણુની કોટડીયો હોવાનું તેમનાં દ્વારજ ચાડી કરતાં હતાં. એથી આગળ બેઉ તરફ પુષ્પ તુલસીના કયારા, નાળીએર સોપારીનાં ઝાડોની વચમાં એક કુવો હતો જેમાં પગથીમાંથી પણ ઉતરાતું હતું. તેની આગળ વિદ્યાર્થીઓની કોટડીયોમાં વિદ્યાર્થીઓ કોઇ પાઠ, કોઇ સ્તોત્ર, કોઇ દીવો માંડી પોતાનાં પાનાં વાંચી રહ્યા હતા. મધ્યમાં મોટો મંડપ ને પછી અંદર મંદર હતું તે બહુ મ્હોટું નહોતું પણ સ્વચ્છ ને સગવડવાળું ને સેવાની ઉંચાને શુરી સાહીત્યથી પુરીત હતું રોશનીમાં મુખ્ય દ્વાર આગળ દીપમાળ દરવાજાના આકારથી આખા ઝગમગી રહી હતી. હમણાંજ તેમાં પુરા દીપ પ્રકટી રહ્યા હતા. ગુરૂજી મંદીરની જમણી બાજુ પોતાના રહેણાક મંડપની કોટડીમાં ગયા ને શિષ્ય મંદગતિથી પછવાડેના ભાગમાં ગયો.

અર્ધ ઘડિ સુધી મંદીર શાંત રહ્યું. માત્ર બે ચાર પાંચ માનીટે વચમાં વચમાં ઘંટા ઘોષ કર્યા કરતી હતી. તેને મંદીરમાંથી ઉભરી આવતા ધૂપની ધસમસાટ ખબર દેતી હતી કે નિજ મંદીરમાં ભગવાનનું આરાધન ચાલે છે. વચમાં વચમાં વળી કાયલીનો સ્વર સંભળાતો હતો ને કદી કદી મંદીરમાં કપૂર બળતું હોય તેમ તેની સુગંધી પૂર્વક વધુ પડતો પ્રકાશ પડદામાંથી બહાર નીકળી બહાર મંડપમાં બેઠેલ આતુર ઉર વાળાં પાંચસાત જણ જે ચુપ ચુપ બેઠાં હતાં તેમને ધૈર્ય દેતો હતો. ત્યાં ઉંચે ટાંગેલ મોટો ઘંટ વાગવા માંડ્યો તે સાથે સુરનાઇને નોબત ઝાંઝ ને પપુડા વાળાના સુર શરૂ થયા કે આજુ બાજુની કોટડીયોમાંથી તેમ થોડાક બહાર પાડોસમાંથી મધ્યના મંડપમાં એકઠા થયા. તેમાં મ્હોટો ભાગ ઉઘાડાં ડીલ કમરે ઉપવસ્ત્ર લપેટેલ ને વગર મુછવાળા એટલે બ્રાહ્મણ જ હતા. તેમાં પણ થોડા બ્રહ્મચારીને વાનપ્રસ્થ બહુતો ગૃહસ્થ જ હતા તે મંદીરના દ્વાર પાસેથી વચમાં માર્ગ મુકી બેઉ ગમ ઉભી સીધી હારમાં ગોઠવાયા. એક તરફની હાર સંસ્કૃત વેદ ને બીજી ગમની દ્રવીડ વેદ ભણવા માંડી. પાંચ દસ સ્ત્રીયો પણ તેમને માટે ઠરાવેલ અલગ ભાગમાં મર્યાદાથી ઉભી રહી ત્યારે દસબાર વૈશ્ય, શુદ્ર બીજી ગમ હાથ બાંધી ઉભા થઇ ગયા. પડદો ઉપડ્યો મ્હોટો ઘંટને મ્હોટાં વાજાં બંધ થયાં ને કપૂર આરતીથી નાના નિજ મંદીરમાં કોદંડપાણી શ્રીરામલક્ષ્મણ તથા શ્રી જાનકીનાં દર્શન થયાં. શૃંગાર કીમતી હતા, પાસેનો પુજાપો રૂપાનોજ હતો ને જે ભોગ ધરાયો તેપણ હજી પાસે જ પડ્યો હતો. જેમાં મુખ્ય માલપુડા ને મીઠા ભાતના બે ગંગાળ ભરેલાં હતાં. ચણા, ઘોસા, પુંગળને વડાં પણ જૂદા જૂદા પાત્રોમાં પૂરાં ભર્યાં હતાં. હજી તમામ સામગ્રી ઊન્હી ને તેની સુગંધી બહાર પ્રસરી. પડદો ખુલવાથી કે પ્રસાદ થવાથી પણ તેની ભભક બહાર સુધી આવી ને તેણે બહાર ઉભેલા માંહેના કેટલાકની વૃત્તીનેતો જાણે પોતાની ભણી બોલાવી. ને તેમાં ગેરવાજબી થતું નહોતું કારણ એ બધો મહા પ્રસાદ જે મંડળી તે વેલા હાજર રહે તેમને માટે જ હતો. તે સોમાં સરખે હીસ્સે સઘ વેંચી દેવાતો હતો ને તેનો બદલો કદાએ કશોએ લેવાનો નહોતો પણ તેમ થવાને હજી થોડી વાર હતી, ને તે નકામી નહોતી,

આરતી થઇ રહેતાં પુષ્પાંજળીના મંત્ર ભણાયા તે થઇને પછી "મંગલાનુશાસન" ના પ્રબંધને પાછા ચાલે જતાં, તમામ મંડળને માટે શ્રીતીર્થ નિકળ્યું. સૌ સજ થઇ ઉભાજ હતા, વારા પ્રમાણે ત્રણવાર ત્રણ આચમનીયો દરેકને તે દેવામાં આવ્યું. એક પણ ટપકું નીચે ન પડવા દેવાની પુરી કાળજી માટે હાથમાં હથેલી નિચે વસ્ત્ર ને મુખ ને હાથે ન અડે માટે અધરથી તેને પી જવું એ શીખી લેવા જેવું છે તેમ તે પુંઠે શ્રીપાદુકા મશાલ સાથે પાસે ઉઘાડું માથું નીચું નમાવી "ધન્યોઽસ્મિ" કહી તે લેવાનું પણ અજાણ્યો ત્યાં તે વેળાજ શીખે. પ્રથમ બ્રાહ્મણો, પુરૂષ વર્ગ, પછી બ્રાહ્મણીયો પછી વૈસ્યો, શુદ્રો, પુરૂષો ને સ્ત્રીઓ એક પણ બાકી રહી નહીં ગયું. ને ત્યાં સુધી સૌ મંડળ ઉભુંજ રહ્યું. તીર્થ માંહે પહોંચ્યું, પાદુકા પોતાના આસને પહોંચ્યાં ત્યાં "મણીકાર" નામે અધીકારીયે ઉત્સર્ગ કર્ હેતાં જ સૌ જ્યાં ઉભા હતા. ત્યાંજ હારદોર તેમજ બેસી ગયા પણ તે બ્રાહ્મણો જ. બીજા જેમના તેમ ઉભા રહ્યા, પ્રસાદ બધી ભાતનો સરખે હીસ્સે હાથમાંજ અપાવા માંડયો, સૌ એ તેને વિનયથી બે હાથે સ્વીકારી મુખને હાથ ન અડે એ રીતે ગ્રાસના ગોળા કરી ગબડાવી લીધો. સૌ સરખા હતા પણ મંદીરના મુખ્ય બારણા આગળ સાૈના પહેલા દ્વાદશ પુંડ્રથી ઝગતા તેજ વૃદ્ધ સંન્યાસી સૌનું ધ્યાન ને માન ખેંચતા હતા. તેમજ તેમની જરા પુંઠે તેમનો તે જ પ્રિય શિષ્ય વિનિત બ્રહ્મચારીના વેશમાં ઉભો હતો, તે બેઉ હવે વધુ અજવાળાથી વધુ ઓળખાયા તે બેઉનું ભાગ્ય પણ અજવાળું જ લાગ્યું. સ્વામીજીએ પોતાના હીસ્સાનો પ્રસાદ જરાક તેમાંથી અધરથી વાંદી શેષ તેના તરફ ધર્યો ને તેણે તેથી પોતાનો પસતો પુરો ભર્યો પણ તે ત્યાં પૂરો ન કરતાં બીજાને જવા સારૂ રસ્તો ખુલ્લો કર્યો. આગળ ગુરૂજી ને પાછળ ચેલો, મંડપ બહાર આવતાં જ ગુરૂએ પાછળ જોઇ ઇશારત કરી, શિષ્ય તે આજ્ઞા સમજી બ્રહ્મચારીઓની કોટડીયો તરફ વળ્યો ને તેમાંની એકમાં ગયો ને ગુરૂજી પોતાની કોટડી આગળના મોટા મંડપના મધ્યમાં એક કુશના આસનપર આવી બીરાજ્યા.

એક મીનીટ નહોતી થઇ ને બીજીગમના બારણામાંથી આવી એક ભવ્ય પુરૂષે આઠે અંગથી બે વાર તેમને સમસ્તિક પ્રણામ "વલ્લભ દાસોસ્મિ" એમ પોતાનું નામ દઇને કર્યા તે સાથે જ એક સ્ત્રી જે તેની પુંઠે અતી સકુચાતી છુપાતી આવી હતી તેણે ઘુંટણીએ પડી બે વાર પ્રણામ કર્યા. આ દંપતિ હતાં એમ કહેવું પડે તેવું નહોતું, એક બીજાને યોગ્ય પ્રભુ પાસે માગીએ તેવું જોડલું હતું. બેના વયમાં વયમાં દશ વર્ષનું અંતર હતું. પુરૂષ પચાશ વર્ષના ને સ્ત્રી ચાલીશની હતી વસ્ત્રભૂષણ પરથી તેઓ શ્રીમંત તો સમજાઇ જ જતાં હતાં પણ કહેવા માંડવું જોઇએ કે તેમના દરજ્જાના પ્રમાણમાં તે ઘણાં જ સાદાં હતાં. કારણ તે વિશાલ તુંડીર મંડળ દેશ જેની રાજ્યધાની જગપ્રસિદ્ધ "**કાંચી**" નગર ત્યાંના મહારાજાધિરાજ શ્રી વલ્લભદેવ અને તેમનાં મહારાણી શ્રીમતી દેવદેવી હતાં તેમના નોકર ચાકર દાસ દાસીને બહાર ગમે ત્યાં ગોઠવ્યાં હોય પણ અહીંતો અચણુચ બે જણજ આવ્યાં તે દર્શન વખત ગોષ્ટીમાં હતાં એમ હવે લાગ્યું પણ તેમને જે ખાસ જાણતાં હતાં તે શિવાય બીજાં પોતાથી તેમની અધિકતા ત્યાં તેમના વેશ કે વર્તનપરથી અટકળી શકયાં નહોતાં.

સ્વામીજીએ ઉભયને આશીરવાદ આપી એક પાસે પડેલ ચટાઇ ઉપર બેસવા કહ્યું પણ તેઓ તો નીચે જ બેસી ગયાં, આગળ પતિ અને તેનાથી થોડે દૂર પછવાડે મર્યાદથી પત્નિ પાછળથી બેઠાં, સ્વામીજીએ બોલવું શરૂ કર્યું.

"કયારે આવ્યાં ?"

મહારાજાએ હાથ જોડી રાખી ઉત્તર આપ્યો "કૃપાનાથ સંધ્યાની સમીપમાં સંધ્યાવંદન કરી મંદીરમાં કુલજામાના દર્શન કરી સીધાં અહીં આવ્યાં"

"ધાર્યા કરતાં વધુ વાર થઈ" સ્વામીને તેમના આગમનથી અગાઉથી ખબર હોય એમ જણાયું.

મહારાજાએ ઉતરતે ચહેરે ઉત્તર આપ્યો. "હા સ્વામી આપની દાસીને એકાદસીની પાછલી રાત્રીએ જ છેલા મુકામે વિઘ્ન આવ્યું. એટલાં સુભાગ્ય ઓછાં ને વૈકુંઠાસ્તવની લ્હાણુ ન લેવાઈ"

"આપને પણ કાંઈ હરકત આવી પડી હતી શું !" સવાલ ઠીક હતો. જવાબ ઠીકજ મળ્યો. "મને પણ જ્વર ત્રણ દિવસ આણઉતાર પ્રારબ્ધની ગતિ ગહન છે. અહીં તેમની શુદ્ધિને સાથે મારી પણ જ્વરથી નિવૃતિ ! પ્રભુપાદમાં એટલી ભક્તિ ઓછી ! સંસારીને સાચાં સુખ ક્યાંથી ! આટલું માઠું પણ આપના પ્રતાપે જ અવાયું. આજનો દીવસ વીતિ જાત તો મોતીજામાનીએ ઝાંખી ન થાત. ફરી બારે મહીને વાત ! તે ક્ષણની કોને ખબર છે ? આ વખતે પણ જોયું કે મારાં પ્રારબ્ધ મંદ છે. આરંભ હમેશ વિઘ્નમય થાય છે. પરંતુ આપના અવલંબન પ્રતાપે પરીણામે બગડેલી બાજી સુધરી જાય છે. બહુ પ્રસંગોમાં દાસે એ અનુભવ્યું છે ને દાસનાં કુકૃત્ય તપાસું તોતો એ પણ આશ્ચર્ય છે, પણ આપ જેવા પુજ્યોના આશીરવાદથી એમ બને છે ને તે આજે છેવટ મળ્યા એટલે સર્વ મળ્યું.

સ્વામીએ ટોળ કરી. "તો ભલે પધારો સ્વસ્થાને."

મહારાણીજીએ હળવે હશીને બચાવ કર્યો "તેમને સર્વ મળ્યું પણ દાસીનું દુઃખ પુરૂં ટળ્યું નથી. એમને તો હમેશે સ્વામીપાદમાં જ ભાર ધરવા, ને પોતે નિર્ભર રહેવા બોધ ને પ્રબોધ છે. પણ દીનદાસીએ તો દસ માસ ભાર જ ઉપાડ્યો છે એટલે શિરમાંથી પણ બોજો દૂર નથી થતો. હવે તો કાંઇ કૃપા કરીને આજ્ઞા આપો ને વિયોગ કાપો" તે અતિ અધીર જણાઈ, મહારાજાને જોડાઇ ગયાં. હાલ તુરતને માટે તો તેમ થશે જ પછીનું તો પોતે જાણે !

સ્વામીજીએ સંમત થયા નહીં. હવે પછીનું અમારી તરફનું કાંઇ બાકી નથી. પણ એમની પોતાની જ ઇચ્છા હજી તેમનાં માતુશ્રીને પુરો સંતોષ આપવાની થઇ હોય એમ મને લાગતું નથી.

માતા બોલ્યાં, કૃપાનાથ ! એતો આપના મનને આધીન છે આપની જ અંતર્ગત એવી કંઇક ઇચ્છા હશે, જેવું મન આપે રંગ્યું હશે. તેવા ઢંગ દેખાશે. મેં રંગ્યું હતું ત્યારે તો મારાથી છુટા પડતાં કેવો જંગ જામ્યો હતો ! હવે તો બાર માસે માસ પક્ષ મળાય તોપણ લક્ષ આપના શ્રીપાદમાં જ રહે છે. મને તો ભય છે કે કદાચ સદૈવ આપનો જ થઇ રહે ને અમારો વારોજ ન આવે. પુરો ભીતરનો ઉભરો ખોલી માતા ગમગીન થઇ ગઈ. પણ કેટલી વાર તેમ રહી ! સ્વામીજીએ સદ્ય ધીરજ મળે તેવું કહ્યું. નહીં નહીં તેવો બોધ તેને હોય જ નહીં પહેલી માતા પછી પીતા ને પછી આચાર્ય દેવતા છે તમારા ઋણથી નિર્મુક્ત થયા વિના તેનાથી આગળ વધાવાનું જ નથી, પણ તે પોતે એમ માની બેઠેલ છે. કે તેનામાં હજી સેવામાં જોડાવા જેવી યોગ્યતા નથી થઇ આવી. "તેનું કારણ" મહારાણીએ પ્રશ્ન કર્યો,

સ્વામીજીએ ઉભા થતાં વાકય પુરૂં કર્યું "હાલતો ચાલો ત્રિમંજનમાં જઇએ પછી બધું બરાબર સમજાઇ જશે." ત્રણે ઉઠયાં ને ત્યાંથી આગળ સ્વામીજી પાછળ મહારાજા ને પુંઠ મહારાણી મંડપમાંથી ચાલ્યાં ! !

# શ્રીરાઘવેન્દ્ર અને રમાદેવી.

## પ્રકરણ ૩ જું.

### ભીતરનો ભાવ.

( સાંધણુ ગતાંકથી. )



પૂર્ણિમાનો ચંદ્ર રાતના નવ વાગ્યા છતાં અતિ ઉત્સાહથી પ્રકાશી શીતતા વરસાવી શ્રીરંગનગરવાસીની સેવા સાચા ભાવથી, પોતાનાં સદ્‌ભાગ્ય ગણી કરી રહ્યો હતો. તેમ શ્રીરંગપુરવાસી પણ પોતાનાં ધામો છોડી મંદિરના મધ્યના સાતમા પ્રકાર ભણી દોડા દોડી કરી રહ્યાં હતાં. ગરૂડજીને પૂરા સાષ્ટાંગ કર્યા ન કર્યા કે પહોંચ્યાં માંહેના દ્વારમાં ધ્વજસ્તંભ આગળ, ત્યાં પણ પ્રણામ કરવા રોકાવુંજ પડે તેથી લાચાર, પણ ત્યાંએ ચૂકયા ન ચૂકયા ને પેઠા મહા દ્વારમાં; નિયમ પ્રમાણે પ્રદક્ષિણા કરીનેજ પ્રભુ પાસે જવું પડે, તે પણ આ વખત તો આકરૂં લાગતું હતું. કારણ મંદિર માણસોથી ઉભરાતું જતું હતું. ઘણાં ખરાં તો પ્રદક્ષિણાને સાટે તે દિશાને નમી સીધા સીધે હાથ વળતાં હતાં, પણ પૂરા ભાવિક ડાબે હાથ ત્વરા સાથે જતા શ્રી વિશ્વકસેનના મંદિર આગળથી " પ્રણવ " આકારવાળા શ્રીરંગવિમાન (ખાસમંદિર ) ને ત્હેના ઉપરના ચારે કનકના ચળકતા વેદરૂપ કળશોને બે સાષ્ટાંગ પ્રણામ કરી અર્જુનમંડપમાં જઇ અડતા હતા. તો કોઇ નિચે ભીડમાંજ ધુસતા, વધુ હિમ્મતવાળા જગાની સંકોચતા જોતા થકા પણ ચંદનમંડપમાં ચઢતા હતા. જેના મધ્યમાં ચારે સોનાના સ્તંભપર જૂની ચાંદની નિચે સુવર્ણસિંહાસન ઉપર શ્રી કસ્તુરીરંગ ભગવાન શંખ ચક્ર ગદા ધારી ચતુર્ભુજ સાદા વેશે ત્રિભંજનના ઉદ્દેશે ઉભા હતા. હજી તો કટોરીપૂજન થાતું હતું. એકાશી ચાંદીના પાત્રનું પૂજન શ્રીપતિસમીપ અર્ચક પરિચારકની મદદથી એવી તો ઝડપથી ને સફાઇ બંધ સવિધિ શ્રદ્ધાયુક્ત કરી રહ્યા હતા. જાણે કે તે જોયાંજ કરીએ, ઘડી ઘડી ઘંટાઘોષ આરતી ને કાહેલી તથા મૃદંગનાદ સાથે લોકોનો ખળભળાટ વધેજ ગયો. આસપાસ ઝગ રોશની નાનાભાત હતી. પણ સૌનું ધ્યાન શ્રીરંગનાથ ભગવાનમાં હતું. કટોરીપૂજન પુરૂં થયું. અર્ચક પરિચારક ઉભા થયા, વિપ્રો વેદધ્વની કરવા માંડ્યા ને આરાધન ચાલ્યું. ત્હેનું યથાર્થ વર્ણન શાસ્ત્રનાં પાનાંમાં, યથાર્થ દર્શન ત્યાં ગયે. વધું શું કહેલું વિચારવું ! સૌને ત્હેનું મને ન હોય ! પણ કેટલી ભેટો, કેટલાં મર્દન, સ્નાન, વસ્ત્ર બદલી, ભોગો ને આરતીયો થતાં થતાં ત્રણ કલાક ગયા, તે ત્રણ મિનિટ જેવા ભાવિકના મનથી તો ગયા. છેલ્લે સહસ્ત્રાભિષેક થયો. ચાંદીના મ્હોટા ખાસ બનાવેલા શંખો ને સુવર્ણના કળશો મ્હોટાં પાસે પડેલાં પવિત્ર પાત્રોમાંથી પુનિત પુજીત જળ પુરી પ્રભુના શીર્ષપર સહસ્ત્ર કાંણાવાળી મ્હોટી ચાંદીની થાળી ધારી ત્હેમાંથી વેદધ્વની ને વાદ્યનાદ સાથે જે સહસ્ત્ર ધારા વરસવા માંડી તે વેળાની શોભા જુવે તેજ જાણે ! ! પણ એ અપૂર્વ દર્શન આનન્દ રસભીના જગમોહનને નિરખતાંમાંજ વચમાં એકદમ પડદો આવી જતાં જાણે આનન્દની મહાધારા તુટી ગઇ એમ સૌને લાગ્યું.

હવે સૌ એક બીજા તરફ જોવા ને સંકેત પ્રમાણે બેસવા કે જવાના વિચાર કરવા લાગ્યાં. ખાસ ભાવિક તો ગમે તેટલી રાત જાય તોપણ શ્રૃંગાર થઇ ભોગ ધરાય ત્યારે દર્શન ને પુષ્ટિ તિર્થપ્રસાદ લઇનેજ પછી સ્વસ્થાને જવા રોકાયાં, ને તેવા ગામનાં નિત્યનાં સેવાલ્હાણુ લેનારાંએ થોડાં નહોતાં. પછી પરદેશી રોકાય ત્હેમાં તો કહેવુંજ શું ! કેટલાંક હજી એક દોઢ કલાક થશે એમ સમજી ખાસ પ્રાકારના મહાદ્વારની બ્હાર નિકળી આમ તેમ મંડપોમાં પાસેનાં લુગડાં પાથરી પ્રભુમંદિર ભણી અશીષાં કરી આરામ લેવા મંડ્યાં. બીજાં પોતપોતાના પરિચિત મંદિરોમાં જઇ બેઠાં. ત્હેમાં આપણે પણ શ્રી શઠકોપ સ્વામીજીના મંદિરમાં જવું પડશે. ત્હેમાં પણ ત્હેને બે દ્વાર ત્હેમાંથી પાછળને દ્વારે ધીરેથી ભીતર પેશી પ્રદક્ષિણામાં શાન્ત બેશી રહેવું પડશે. કારણ હાલ પાંચ જણ આ જુથમાંથી છુટાં પડી ચાર પાંચ જણ ગયાં ત્હેમનું આપણે કામ છે. ત્હેમણે એવું કેમ કર્યું ! “ભીતરના ભાવ” જાણવાને. કોના? તે બધું હવે જણાશે હાલ માની લ્યો કે, પાછલે બારણેથી આ પાંચ જણ જેમ પેઠાં ને પ્રદક્ષિણામાં ગુપ્ત સંતાઇ બેઠાં તેમ પ્રસિદ્ધ બારણેથી બે જણ માંહે ગયાં, તે તો ખુલ્લાંજ હતાં. ત્યાંથી જે જાય ત્હેનાથી જવાય તેમ હતું. ત્હેમને કાંઇ છાનું નહોતું, એમ ત્હેમની ચેષ્ટાજ કહેતી હતી. કારણ તે માનતા હતા કે ત્હેમનાવિના તે મંદિરમાં બીજા મનુષ્ય કોઇ નથી. આપણે તો છુપ્યાંજ જોનાર જાણનાર છીએ. બધાનું બધું જાણીએ, હાલજ તે બે તરફ ધ્યાન આપીએ.

બેઉ યુવાન બ્રહ્મચારી વેશવાળા હતા. પુજારી ત્હેમને મંદિર સોંપી બ્હાર ગયો ને તે બેઉ પોતાના ઉપવસ્ત્રથી જરા જમીનપરથી પાદધૂળી ઝાટકી તથા વાંસો ઢંકાય તેટલું વસ્ત્ર પાથરી લેટ્યા; તે કાંઇ સુઇ જવાના નહોતા, તેમ ત્હેમને ભરોંસે મંદિર ઉઘાડું હતું એટલે ત્હેમનાથી સુવાય તેમ પણ નહોતું. ગુરૂઆજ્ઞાથી તેઓ ત્રિમંજન પુરૂં નિરખી પ્રસાદ લઇ પછી પોતાના આશ્રમમાં જવાના હતા. તીર્થ વખત સ્વામીજી પણ આવી પહોંચવાના તે ત્હેમને ત્યાંજ મળવાના હતા. અને તેઓ માનતા હતા કે હજી એક કલાક પછી ગુરૂ ત્યાં પધારશે તેથી બેઉ વાતે લાગ્યા. એક કદે, તેજે, વિદ્યાએ, ભાગ્યે મ્હોટો હતો ને બીજો બધી રીતે ત્હેનાથી છોટો હતો. તેમ તે પ્રશ્ન પૃછનારજ હતો. એ પણ બંધબેસતું હતું. શરૂવાતે તેણેજ કરી–ચો તરફ તેટલામાં તો શાન્ત હતું.

“ભાઇ’ પિતાજી કેમ ન પધાર્યા ? ઉત્સવ તો પૂરા થવા આવ્યા !” ઉત્તર મળ્યો.

“કાંઇ અનિવાર્ય કારણ, પિતાશ્રી કે માતુશ્રી આવો ઉત્સવ ચાહીને ચૂકે તેવાં નથી, ને માતુશ્રીને તો “એક પંથ દો કાજ” એટલે અન્ય ગમે તેવાં રોકાણ હોય તોપણ પિતાશ્રીને અહીં પધારવા પ્રાર્થના કર્યા વિના નજ રહે. ન્હાને ફરી પૂછ્યું.*

“માતુશ્રીને તે શું એવાં અનિવાર્ય કામ આવી પડે કે તે પણ ન આવે ?” “એક જ, ને તે પોતાના સ્વામીની સેવા. પિતા રોકાયા એટલે માતુશ્રી રોકાઇ જ ચૂકયાં. ત્હેમને મુકીને તે કદી પગલું ન ભરે, શ્રી જાનકીમાતા જેવીજ ત્હેમની નિત્યની શ્રી સૂક્તિ છે કે “ यस्त्वया सह स स्वर्गो निरययस्त्वयाविना ( ત્હારી સાથે તે સ્વર્ગ, તું સાથે નહી તે નર્ક)

“પણ પ્રભુના દર્શન સેવનમાં ?”

---

* બે જણજ છે તેથી પ્રશ્નોત્તરથી સમજી લેવું.

" ઠીક વાત છે પણ પોતાના પતિ ક્યારે બીજાના સેવનમાં કદીએ રહે છે ! જે ત્હેમને નીચું કામ કરતા મુકી પોતે વધુ ઉંચા કામમાં સામીલ થવા ચ્હાય ! સ્ત્રીનો પ્રભુ તો પતિજ છે. પણ તેપણ જો દુરાચારમાં રોકાયેલ હોય તો જરા ધુચવણુ આવે પણ આતો સદા શ્રી હરિ ભક્ત પતિસેવામાંજઆસક્ત કર્તવ્યપરાયણુજ જેમનું જીવન છે ત્હેમને મુંકવા એ તો ઉલટો અપરાધ છે. મેં કોઇ વખત માતુશ્રીને કહેતાં સાંભળેલ છે કે, ભગવાનની સેવા કરતાં ભાગવતોની સેવા વિશેષ છે. ત્હેમાં વળી આ લોકના પણ પુજ્ય ને પરલોક માટે પણ પુન્ય. સ્ત્રીને પતિ, ને શિષ્યને ગુરૂ એજ ગતી છે. લક્ષ્મણજી શ્રીરામસ્વામીની સેવા કરતા હતા તે કરતાં શ્રી ભરતજીની સેવા કરનાર શત્રુઘ્નજીને કોઇ રીતે ઓછા ગણ્યા નથી. કોઇતો તેમને શ્રીલક્ષ્મણજી કરતાં પણ વધુ ગણે છે. કારણ લક્ષ્મણજીએ શ્રી રામસ્વામીની સેવા ન કરી હોત તો પોતે પૂર્ણકામ હતા. એટલે કશું ત્હેમનું અટક્યું ન રહેત. ત્હેમને પોતાને લઇને ત્હેમની સ્હાયની અપેક્ષા નહોતી. પોતે તો બહુ નાએ પાડી હતી પણ શ્રી લક્ષ્મણુએ પોતાના ઉજ્જીવનાર્થ પોતાના આનંદ સંતોષ સારૂ શ્રી રામ જાનકીની સેવા ન છોડી; પણ શ્રી ભરતજીને તો શ્રી શત્રુઘ્નની સ્હાયની અપેક્ષા હતી તેમ ભરતજીને પોતાને પણ પૂર્ણ કામ પ્રભુની નહીં પણ ત્હેની પ્રજા જે અપૂર્ણ હતી ત્હેની સેવા કરવાની હતી. એ પણ શ્રીરામ સ્વામીની જ સેવા હતી. ત્હેમની વતીજ ત્હેમની પ્રજાનું કામ એટલે ત્હેમનુંજ કામ પોતે કરતા હતા ત્હેમના સહાયક શત્રુઘ્નજી થવાથી ત્હેમની વડાઇ એ રીતે અધિક હતી. એજ ન્યાય પ્રજાના રક્ષક રાજાની સેવામાં રહેનારાં મ્હારાં માતુશ્રીને લાગુ પડે છે. પિતાશ્રી ભરત સ્થાને ને માતુશ્રી શત્રુઘ્ન સ્થાને સમજીલ્યો. તે જેટલાં અર્થ કામ પર નથી તેટલા કર્તવ્યપર છે. તે મ્હારા પુજ્ય પિતાનાં મિત્ર ને મંત્રી છે. તારા ને મંદોદરી તે બહુ રીતે ચઢીયાતાં છે. કૈકેયી રણમાં સ્હાયક થયા તેવાં શૂરને ધીરે છે. ને ઘણાં ઉપયોગી કાર્યમાં મ્હારા વડીલને સહાય આપે છે. કંઇવાર ધુંચવણીના પ્રસંગમાં પિતા ત્હેમનો મત પૂછે છે, કંઇ વાર ત્હેમને દુઃખી ઉદાસ અથવા ધભરાયલા જોઇ સવિનય સયુક્તિ ત્હેનાં કારણ સમજી લઇ ત્હેમને સુખી પ્રસન્ન ને હિમ્મતવાન તે બનાવી દે છે તે અપૂર્વ સ્ત્રીરત્ન છે. મ્હારાં ભાગ્ય છે કે હું ત્હેના ઉદરે વૃદ્ધી પામ્યો ને ત્હેની નજરનિચે ઉછર્યો છું. સ્વામીજીની મ્હારાપર આટલી બધી કૃપા સફળ થાય છે, ત્હેને પાત્ર કરનાર, કદી રજ તમ ગુણમય પદાર્થની સમીપ પણ ન જવા દઈ પ્રસાદીથીજ પોષી સાત્વિકજ પ્રારંભથી મ્હારૂં મન તન બન્યું રાખનાર તે મ્હારી " મદાલસા છે " ભાષણ બહુ મ્હોટું ચાલ્યું. હવે ત્હેને તોડવા લાગ મળ્યો !

" એટલે શું તે ત્હમને ત્યાગીજ બનાવવાની ઇચ્છા રાખે છે! ભાઇ એક દેશી દ્રષ્ટાન્ત દઉંછું ઉતાવળો ન થા.

ક્ષમા કરજો મ્હોટા ભાઇ, તે દ્રષ્ટાન્ત સર્વ દેશીજ છે. નહીંતો આપ આવડા મ્હોટા થઇ ગયા છતાં હજી આપને આંહી રહેવા તે દે કેમ ! પરણાવ્યા વિના રહે કેમ! " ત્હેનું કારણ પણ મ્હારા પિતાશ્રી છે. હું ઉભયનાં હૃદય અલ્પ અનુભવથી એ સ્વામીજી મહારાજની કૃપાથી વાંચી શકું છું. મ્હારાં માતુશ્રીની મરજી સીતાજીની પેઠે મ્હારા પિતાજીને આધિન છે. મ્હારા પિતા ત્હેમનો ન કરે નારાયણ—પણ સર્વથા ત્યાગ કરે તોપણ મ્હારી માતા ત્હેમને એજ કહાવે કે હજી બીજું કાંઇ ઇષ્ટ મ્હારાથી થઇ શકતું હોય તો હું તે કરવા તેમ વર્તવા તૈયાર છું. " સ્વામી સારૂજ પોતાનું જીવન તેણી સમજે છે, પણ બેશક એટલું તો કહેવું જોઇએ કે, જાનકીજીની પેઠે તેણીને પણ પોતાની ઇચ્છા વિરૂદ્ધ થવાથી કષ્ટ આવે છે તે સ્વામીને સંભ-

ળાવે છે. પણ છેવટ જ્યારે પિતાશ્રી પોતાનો ઠરાવજ ત્હેમને સંભળાવે છે ત્યારે પછી તેણી વૈદ્યના કડવા ઔસડની પેઠે પરાણે પણ તે ઘુંટ પી જાય છે. તેમની તે ઇચ્છાને સર્વથા તાબે થાય છે ને પ્રભુકૃપાથી પતિપ્રભાવ કે સતી પ્રભાવથી ત્હેમાં પણ સુખદજ આવે છે, કે મ્હારાં માતુશ્રીને એવું દ્રષ્ટાન્ત દઇ કદી પણ કહેવા કારણ નથી મળતું કે, "આપણા આગ્રહને વળગી આચરણ કરવાથી આ હાની થઇ! સ્હામું પિતાશ્રી બહુ દાખલા દઇ શકે છે કે, અમુક પ્રસંગે જેમ તમને આકરૂં લાગ્યું હતું તેવું આ છે. માટે માનવું કે તુરત તે માને છે. મને સ્વામીજી પાસે આરંભથીજ રાખવામાં કયાં ઓછી પંચાત આવી હતી? "લવકુશ કેવા ઉછર્યાં!" એટલુંને એવુંજ તો થતું નથી ના! એ સાંભળતાંજ માતુશ્રી વિદ્યુતના ઝબકારાથી ચમકે તેમ ઝબકી ગયાં કે રખે પોતાને પણ તેમની પેઠે મ્હારી સાથે રહેવું પડે!! અમે કયાં કયાં ફર્યાં વશ્યા! કયાં વેંકટગીરી! કયાં યાદવાદ્રી! કયાં મલબાર ને કયાં મદુરાં! ઘણીવાર વિવાદથી પણ છેવટ સ્વામીજીની ઇચ્છા તે પિતાજીની ને તેમની ને માતુશ્રીની. એ જોઇને મ્હારા મનપર પણ છાપ પડતી કે, માતા પિતાને આચાર્ય ત્રણેની છેવટ સમ્મતિથી ઠર્યું. એ કરતાં ઉત્તમ મ્હારૂ શ્રેય શી રીતે હોઇ શકે! ત્હેમાં પણ અનુભવી માતાપિતા પણ જેમને તાબે તે સ્વામીજીથી અધિક સમજુ ને શ્રેયકારી કોણ! ત્યારે જ હું સર્વથા ત્હેમની ઇચ્છાને આધીન વરતું છું, ને ત્હેમાં અમ્હારૂં સૌનું શ્રેય છે. સ્વામીજી મહારાજ તો સાક્ષાત શેષ કહું કે ભગવાન જ કહું! પિતાજીનો પૂર્ણ ઉપકાર જેમણે પોતાના કરતાં પણ ઉત્તમ ને ઉચિત શિક્ષકના તાબામાં મને સોંપ્યો. આગળ પણ રાજકુમારો એમ જ ઉછરતા આવ્યા છે. દ્રોણાચારીથીજ પાંડવોનો પ્રતાપ ને ત્હેમાં ગુરૂસેવા અધિક તેમ લાભ પણ અધિક. અશ્વસ્થામા કરતાં પણ અર્જુન આગળ પડ્યા તે આચાર્યસેવાના જ પ્રતાપે!

"પણ તે સમય તો આચાર્યો પણ શસ્ત્ર ધરતા હતા ને યુદ્ધમાં પણ ચઢતા હતા. ગુરૂજીએ આપને ધનુર્વેદ રાજનીતિ શીખવ્યાં છે, પણ આપને ત્હેનો હજી અનુભવ મ્હારા જાણવા પ્રમાણે નથી.

"તે ખરી વાત છે, ને તેથીજ પિતાજી બે વર્ષથી કહે છે કે, હવે મને સોંપો હું ત્હેને તેમાં ને વ્યવહારીક જ્ઞાનમાં અનુભવ આપી પ્રવીણ કરૂં, ગુરૂજી કાંઇ હજી બોલતા નથી પણ મ્હારો મત મેં જણાવી દીધો છે કે, હવે તો ત્હેમનેજ ચઢાવેલ માર્ગે પુરૂં કરવું "પારકી મા કાન વિંધે" ને પછી પણ આપકર્મી થવું.

"એટલે શું આપ આપનું રાજ્ય પણ નહીં સ્વીકારો!

"સમય આવે ત્હેના રક્ષણની મ્હારાથી ના ન પડાય, તેમ મ્હારા પિતાજીથી પણ મ્હારે છતે બીજાને સોંપણ ન થાય એહું ખૂબ સમજું છું, પરંતુ તે માટેની યોગ્યતા મ્હારી મેળેજ મ્હારે મેળવવી જોઇએ. રામ સ્વામીએ વનમાં જઇ બે ઉમેદવાર સુગ્રીવને વિભિષણજીને મહા રાજ્ય અપાવી પોતે રાજ્ય મેળવવાને રક્ષણ કરવા સર્વથા સમર્થ છે, એમ સિદ્ધ કરી દઇ તે પછી પોતે પૂર્વજોના રાજ્યનો ભાર ધારણ કર્યો. એ દ્રષ્ટાન્ત મ્હારા મનમાં વશી ગયું છે તે ખશી જવાતું નથી. એજ શ્રી રામસ્વામી મને તે સારૂ માર્ગ બતાવશે હું હવે એજ ઘુંચવણમાં છઊં.

"અને ત્યારે તો ગૃહસ્થાશ્રમ પણ શ્રી રામચંદ્ર સ્વામીની પેઠે ધનુષભંગ જેવો સ્વયંવરમાં સિક્કો કરીને પોતાની મેળેજ આરંભ કરવાના કે!! જરા હસીને અંતરંગ મીત્રે ટકોર કરી!

અક્રમપણાથી કુમારે કહ્યું ( હવે તે બ્રહ્મચારી કોણ છે એ છુપું રહ્યું છે. બાકી સાકી રહ્યું છે તે પણ હવે હાલ જ ઉઘાડું થવા બેઠું છે, હેની એ ગોઠવણ પ્રકરણના આરંભમાંજ કરી મુકી છે—થઇ ચૂકી છે )

" તેથી પણ વધુ—શ્રી કૃષ્ણચંદ્રે જેમ શ્રી રૂકમીનીજીની ખાસ માગણી આવ્યા પછી જ હેને છોડાવી સ્વીકાર્યો તેમ આગળથી ઉપકાર કર્યા વિના પ્રેમની જડ ઊંડી બાઝતી નથી; ઉપકાર માનો કે પ્રેમનું મૂળ માનો. તેવો પ્રસંગે પ્રભુ અપાવે તો કાંઈ મ્હોટી વાત નથી.

મનસુબા તો ઘણા મ્હોટા છે પણ અનિરૂદ્ધ કુમારની પેઠે કયાંક સપડાઇ ગયા તો ! ! મ્હોટા કહે તે ન કરીએ ! ! સાહસ છે !

કુમાર જરા વિચારમાં પડ્યો, હેના મનનો મુસદ્દો પૂરો થયો, તેણે બધી ધોળીજ બાજુ વિચારી હતી, અમંગળને આવવાજ નહોતું દીધું, તેથી તે આંહી અટક્યો. પ્રભુ તો સમર્થ તે ધાર્યું પાર ઉતારે. માણસનું શું ગજું ! તેણે છેવટનો ઉપાય અથો ને તુરત બોલી ગયો " તો શીર રક્ષકોને ઘણી ખમા. "

" તથાસ્તુ " કહેતા પછવાડેથી સ્વામીજી પ્રસિદ્ધીમાં આવ્યા. જાણે કાંઈ ભવિષ્યવાણી જ ન ઉચરાઇ હોય ! ને તે પર આકાશ—દેવવાણી અનુમોદન ન આપ્યું હોય ! તેવું થયું. બેઉ શિષ્ય ચમકયા ઉભા થઇ ગયા ને બોલી ઉઠયા ! ત્યાં તો આતુર માતાથી ન રહેવાયું, તે સ્હામી આવી મંદ હસી મીઠી દ્રષ્ટી ને પીગળતી છાતીથી બોલી ઉઠી કે, તમે બેઉએ અહીં આવી વાતો કરવા માંડી ત્યારથી " તેણીએ પુરો ભરમ ફોડી દીધો ! ! ને તે માત્ર હું એકલી નહીં. ત્હારૂં વચન સાચું છે, ત્હારૂં માનવું સાચું છે, ત્હારા પિતા વિના હું નજ આવું નથી જ આવી. જો તે પણ આ રહ્યા ! ! વધુ સાંભળ્યું છે એમ પ્રતીતી આવી ત્યાં પિતાજી પ્રકટયા પુત્રને ખરી રીતે ધભરાવાનું કારણ નહોતું. હેના વિચાર દ્રઢ હતા તે કોઇ પ્રકારે પણ વડીલોને હવે પ્રકટ કરવાનાજ હતા. તે પ્રકટ થયા તો ભલે થયા તેણે પણ સાંધી દીધું.

" પ્રભુ મ્હારૂ માનવું સાચું કરજો ને આપનું વા પિતાજીનું મન કંઇ અંશે પણ કાચું હોય તો પાકું કરજો. એજ આ દેવદરબારમાં આચાર્યદ્વારા અરજી " માતા ચૂપ થઇ ગઇ, ચતુર પિતા બોલી ઉઠયા. બોલવાનોજ વખત હતો " છેલ્લું વાકય તો અનિરૂદ્ધ કુમારના વર્તનનું છે ને ત્યાં તો શીરરક્ષકોને ઘણી ખમા " કહ્યું છે તો હવે કયાંહી બંધાઇને છુટવા કરતાં ત્હેમના રક્ષણમાંજ રહેવું કાં ન પસંદ કરવું ! સ્વામીજીની સમ્મતિ "તથાસ્તુ " કહીને ત્યાંજ થઇ ગઇ છે.

સ્વામીજીએ તો પુરા વાકયપર " " તથાસ્તુ " કહ્યું હતું, તે તો દેવવાણી મનુષ્ય સદ્ય ત્હેનો મર્મ પૂરો કેમ લહે ? પોતાને રૂચે તેવો અર્થ ગ્રહે. અટલી વાત થતાં તો મુખ્ય મંદિરમાં લોકો ધસવા માંડયાં, ભોગનું નગારૂં ને ઘંટ બંધ થયા. દર્શનને તીર્થ પ્રસાદ વિનિયોગનો સમય થઇ ચૂકયો એટલે સૌને જવું પડયું ને ત્હેમાંજ સામીલ થવું પડયું. કારણ મુખ્ય તો એ માટેજ આટલી રાતે સૌ આવી ખોટી થતાં હતાં. આપણે આપણા વૈકુંઠોત્સવમાં પદ ગાનાર બ્રહ્મચારી મહારાજ કુમાર, ત્હેના આચાર્ય માતા પિતા સૌને ઓળખ્યાં એટલે હવે આંહી પ્રકરણ પુરૂં કરવું ઠીકજ છે એ બધાંએ પ્રભુ ધામમાં ગયાં ત્યાં આ પ્રકરણ કયાં આગળ ચાલે !

# —ज्ञान वैराग्य विषे—

### પદ. ગરબી.

જન્મ્યા શું જગમાં ડાહ્યા રે, પાછા અવતરવારે અવતરવા.
ક્યારે કરશો મટીને રખવાયારે, તેવા ભવ તરવારે ભવતરવા. ટેક.
હજી અચકો ને ચેતો સવેળા, થશો ઠોકર ખાતાં ભૂ ભેળારે. પાછા.
ખોટા જીવનમાં શું મોહી રહેતા, સાચા જીવનની સોઈ ખોઇ દેતારે. ,,
સાથે આવે ત્હેનું ન કાંઇ થાતું, મુકી જવાનામાં ચિત્ત ટીચાતું રે. ,,
કરો શુભ તે નશ્વર ફળ લેવા, એ ભોગવવા ત્રિતાપ ફરી સ્હેવારે. ,,
અનુ એકે ન મુકે ઉપાધી, કાંડી તેમ શું જશે વય બાધીરે. ,,

### પદ. રાગ ધનાશ્રી.

કોનું નિત સુખ રહ્યું, જગતમાં કોનું નિત સુખ રહ્યું;
શું શું હતું ? ક્યાં ગયું ! જગતમાં કોનું નિત સુખ રહ્યું. ટેક.
બાળપણું ક્યાં ? ક્યાં જવાની એ ? ક્યાં ઘડપણ વિણ ચહ્યું;
ક્યાં મિજલસને ક્યાં પાથરણાં, થવું હતું નવ થયું. જગતમાં.
ગંધ પુષ્પની મીઠાશ ફળની, રાંધ્યું બગડી ગયું;
તરૂ ઉખડીને ધામે પડીને, ગામે ઉજડ થયું. જગતમાં.
ડાહ્યા મૂરખ પાપી ધર્મી, કાયમ કોઇ નવ રહ્યું. ,,
દેવરૂપી રવિ શશી શું અજનું, પ્રલય જળે સહુ વહ્યું;
અનિત્યપણું અકાળે અંતુ, શેનું તે નથી લહ્યું. જગતમાં.

### પદ. રાગ એજ.

ક્યાં તે જગના વડા, વડાના વડા બન્યા બાપડા;
પુંઠ પણ નવ જડયા, વડાના વડા બન્યા બાપડા. ટેક.
ચક્રવર્તીના ચરણે આવી, મંડળીકો કંઇ પડયા;
તે પોતે સહુ સ્હાય જોને તે, રે ! રોતા ક્યાં દડયા. વડાના.
દેશપતિ જેને મળવા ધારે, થઇ રહેતા તે ખડા;
તે ઠામો ધામો શું ગામોના, પત્તા પણ નવ જડયા. વડાના.
પાણી પીએ શું વાણી એ, વાપરતાં સાંસા પડયા;
સમજ્યા છતાં અનુ ક્યાં સુધી, રહેશો જગના દડા. વડાના.

### પદ. રાગ એજ.

એની વારે વાર, ખરેખર એની વારે વાર;
બીજા વૃથા વિચાર, ખરેખર એની વારે વાર. ટેક.
બાળ નિરોગી જાડા જબરા, વૈદ્ય જ્ઞાની સરદાર;
વૃદ્ધ રોગી દુર્બળ મૂઢ નિર્ધન, પ્હેલા પહોંચ્યા પાર. ખરેખર.
આયુષ્ય પથ્ય ઔષધી તપ બળ, સાધન યુક્તિ અપાર;
જોતાં તો જુગ જતે ન ખૂટે, ( તે ) પળમાં બને અસાર. ,,
અનંત ઓછાં મ્હોટાં છોટાં, સર્વે ખોટા ધાર;
જેનાં છે તે જગતપતિનો, રાખ સદૈવ વિચાર. ખરેખર

# श्री राघवेन्द्र अने रमादेवी.

## પ્રકરણ ૪ થું.

### " મનનો મેળાપ. "

( ગત વર્ષના ૧૨ મા અંકના ૧૦ મા પૃષ્ટથી. )



"મદુરા" ને કોઇ "દક્ષિણ મથુરા" પણ કહે છે ત્યાંથી દસ માઇલ પર પહાડોની ટેકરીયો બહુ ન્હાની નહીં તેમ બહુ મ્હોટી નહીં એવી એક પછી બીજી આણી ગમ તેણી ગમ ગાઉઓ સુધી પથરાઇ છે તે માંહેની, એક જે મધ્યમાં જ આવેલ–કર્ણીકાઓમાં મેરૂના સમાન–પથાનામા તથા ગુણા–"સુંદરાચલ" નામની ખરેખાત અતિસુંદર છે. પુરાણોમાં પણ તેનું પાવનત્વ સુપ્રસિદ્ધ છે. નવ દીવસનો બ્રહ્મોત્સવ ત્યાં પૂરો થવા આવ્યો હતો. મદુરા શહેર ઘણું મ્હોટું હોઇને ઘણા લોક નવ દિવસ જાથુ રહેવાને બદલે ખરા પ્રસંગોપર જતા આવતા હતા. ખરા ભાવિકો દસે દીવસ ત્યાંજ વસતા હતા ને તેમને તો ત્યાંનું "ભારે પાણી" પણ ભારે લાગતું નહોતું આજે તો મહારાજાની મંડળી રાજયધાનીમાંથી નીકળી તેની સાથે કંઇક દેશી વિદેશી બાકી સાકી સર્વ ભળ્યાં, આજ રથોત્સવ હતો ને તેથી શહેરમાં ગણ્યાં ગાંઠ્યાં માણસો જ રહ્યાં હતાં.

શ્રી સુંદરાચળ તમામ વૃક્ષોથી ઘટ્ટ તો છે જ તે આજે મનુષ્યોથી પણ સંઘટ્ટ થઇ ગયો, બલકે ન્હાંનાં સુનાં ઝાડ વેલાના હકતો જબર દસ્ત મનુષ્યોએ નાબુદ કરી ત્યાં બે ઘડીને માટે પોતાની આબાદી કરી દીધી. ગામડાઓના શુદ્રાદી લોકો રથ ખેંચવાને સંખ્યાબંધ માથે ફાળીયાના કટકા ને કમરે લંગોટી, હાથમાં વાંસડા ને આગળ ડફ નગારાં વગાડતા ભજનની ધુનમાં કૂદતા નાચતા ચાલ્યાજ આવતા હતા. તેમના ભોળા વિમળ ભાવના પ્રભાવે શું ? પણ પહાડના પથ્થરોને ગુફાઓ પણ સદ્યભક્ત બની પ્રતિધ્વનિ કરી સ્હામો હરી નામની ધુન વગર જીભે ગજાવતા ને વગર વાજે વાજાં બજાવતા હતા. **मुकं करोति वाचालं** કરતાં પણ વાત વધી પડી હતી.

દુકાનો ઠીક જામી હતી મકાનો ગણતીનાંજ હતાં. તંબુ, રાવટી, કનાતો ને તે કરતાં પણ ગીરી, ગુફા, બગીચાઓ, કુંજો, ઝુંડો ને જનો વધુ પસંદ કરતાં હતાં, મનહરણાં મીષ્ટ જળનાં ઝરણાં ઠામ ઠામ હતાં ને મંદીરમાં મહાપ્રસાદની છૂટ કહો કે લૂટ કહો–તેમ હતી એટલે એ ખાતાની પંચાત સૌને સારૂ પતી ગયા જેવી વાત હતી. વડા લોકો ત્યાં વડાનોજ ભોગ ધરાવતા ને તેમાં દરેક જણુ હજાર બબ્બે હજાર રૂપિયા લગાવતા, સરસામાન તો સાથેજ લાવંતા ને મંદીરના અભ્યાસી રસોઇયા સદ્યપાક સિદ્ધ કરે જતા, થાકતાજ નહીં પછી પ્રભુ પ્રસાદ કરતાં શું કામ કંટાળે ? ત્યાંના વડાની અદ્યાપિ સરસાઇ છે પણ આજ વધુ કામ તો વાહનનું હતું.

મેરૂના પુત્રો જેવું અવતારી શીખર પોતાનો શીખર આકાર મુકી જાણે રથ આકાર થઇ ગયું હોયનીશું ! તેમ તેની ટોચ વાદળથી વાતો કરતી હતી, સૌના ઉપર મહાધ્વજા ફરકતી હતી, તે જાણે કનક કળશની સેવા કરતી હતી, કારણ તેને નીચે ચક્ર ને ત્યારથીજ ચારે કીનારેપર ધ્વજાઓની હાર મજલાઓદાર ઢાળ ઉતાર આવતાં આખા શીખરનો ભાગ તે ખરેખર શીર્ષ–ઊત્તમાંજ હતું. વિવિધ રંગીન વસ્ત્રોથી ઢંકાએલું તેનું અંગ શૃંગારો વડે વધુ દીપાવેલું હતું. દેહના મધ્યે હૃદયમાં કમળમાં પરમાત્મા રહે છે તેમ રથના મધ્ય ભાગમાં ભગવાનને બીરાજમાન કરવામાં આવ્યા હતા તે સોનાની સાંકળવાળા ઝુલા ઉપર જરી ગાદી તકીઆ છત પીછવાઇના મધ્યમાં ફુલોના અંબારના વચમાં બેઉ તરફ બેઊ દેવી સાથે ઝુલી રહ્યા હતા–ફુલી રહ્યા. હતા.

રથને ચારે બાજુ ચાર મહાદ્વાર, આઠ ઉપદ્વાર, બે બે દ્વાર દ્વારપાળ દરેક મોટા દ્વાર આગળ ને ચાર ખોણે ચાર ઊભા સિંહાકાર પછવાડેના ભાગમાં નોબત સુરનાઇ ને આગળના ભાગમાં અર્ચક પરિચારક બીજી બાજુએપર છત્ર ચામર છડીદાર મશાલચીઓ એ બધાથી રથનો મધ્ય ભાગ પ્રભુની આજુબાજુ ઊભરાઇ રહયો હતો, કેળોને નાળીયેરની લૂમો લચકી દ્વારોની શોભામાં વૃદ્ધિ કરતી હતી, તેમ પુષ્પ પત્તાંની કમાનો પણ જેમની તેમ બચી લચી રહી હતી. તેમની સુગંધીએ ઠીક મચી હતી. પૃષ્ટભાગપર અદ્ધર જેવા ચાર શ્વેત સુંદર શૃંગારયુત અશ્વોને સારથી હાંકતો હતો, તેતો અંતરીક્ષ માર્ગે–પણ ખરેખરતો નીચેનો ભાગ ઉપરથી ઘણોજ પહોળો, રથની પીઠીકાવાળો ચારે ગમ ટાંગેલી ઘંટાઓથી ગરજતો ને અનેક મૂર્તિઓથી સુશોભિત ઘણાં મોટાં છ ચક્રોના ઉપર ઠીક ગોઠવાયો હતો. રથને ખેંચવાને થાંભલા જેવા જાડાં ને ત્રણસે ચારસે માણસો હારબંધ ગોઠવાઇ ખેંચી શકે એવાં ચાર દોરડાં લગાડયાં હતાં. તોપોના ધડાકા સાથે મહારાજશ્રીની આજ્ઞા થતાંજ રથ ચાલ્યો, વાજાં ગાજાં ઘુઘરા ઘંટાઓ તાળીયો જયધ્વનીને તેવડાજ ને તેવાજ પ્રતીધ્વનીઓ એક સામટા થયા. સપાટા બંધ આખી પૃથ્વી નિર્વિઘ્ન ફરી સ્વસ્થાને પાછો આવ્યો ને અવભૃથ સ્નાનની તૈયારીઓ થવા લાગી.

નુપુર ગંગાના કીનારાપર માણસો જામવા લાગ્યાં. સારાં વસ્ત્રોને દૂર કરી સ્નાન કરવા માટેનાંજ ધરીને તૈયાર થઇ, ચોતરફ પગથીઓ ઉપર ચઢ ઉતર એવાં ગોઠવાઇ ગયાં કે જાણે માણસોનીજ પાળીયો ચોતરફ કરી હોય ! એક તરફ કાંઠેના મધ્ય ભાગમાં આવેલ બંગલામાં પ્રભુ પધાર્યા, પડદા, છત, પીછવાઇ, કેળ, તોરણો, ધ્વજા, પતાકાઓથી તે બંગલો અલંકૃત હતો. શ્રી ભૂદેવી સાથે ચતુર્ભુજ પ્રભુ મંગલગીરીમાં બીરાજમાન રહ્યા, પણ સાથે ન્હાની પાલખીમાં ન્હાની મૂર્તિ હતી, તેને કીનારે જળસમીપ પધરાવવામાં આવી. અર્ચકહસ્તેતિર્થનું પુજન નૈવેદ્ય સુધાં થયું. પુજારીએ પ્રભુને મસ્તકપર લીધા ને જળમાં ઉતરવા માંડયું કે ચારેગમ સૌ સજ થયા જેવી પ્રભુ સાથે પુજારીએ પાણીમાં ડુબકી મારી કે લોકો સાથેજ ડુબ્યા ને સાથેજ પાછા બહાર નીકળ્યા. પૂર્વના પાપો કયાંહી પણ નવા અવતારમાં આવ્યા જેવું ખરા ભાવિકોને ભાસ્યું. ભગવાન પાલખીમાં બીરાજી પડદામાં ગયા, સ્ત્રીઓ જે એક આખી બાજુ રોકી નહાતી હતી તેમાં એકદમ ધભરાટ ફેલાયો " એ વાઘ " એ સિંહ !! એ ચિત્તો " એવી બૂમો દેતા જેનાથી જેણીગમ નસાય તેમ નાઠાં. મહારાજાનું મંડળ જેણી ગમ સ્નાન કરતું હતું તેણી ગમજ એક જબ્બર વનરાજ ઉપરનાગીરી પરથી ધબરાતા ઉતર્યો. રાજકુમારીને કુંવારી જાણીને ને તેણીપર હવે વરને વરવા તૈયારી કરતી હતી એ તેની વૃતીને પણ જાણે કે

પીછાણીને તે વનરાજે તેણીનું હરણ કરવા ધાર્યું હોય તેમ તેણી પર દોટ કરી. કોઇ પાસે કાંઇજ શસ્ત્ર નહી, તેથી સહુજ નાઠા. કુંવરી કંપી શ્રી સુંદરબાહુનેજ શરણે ગઇ ને તેવીજ તેણીની તે ગમથીજ રક્ષા થઇ. પ્રભુ પછવાડેથી એક બળવાન અદ્દભુત યુવકે એક હાથ તેનાપર શાલ લપેટેલ તે તેના મુખમાં ને બીજો પેટમાં જેમાં કટાર પકડી હતી તે મારતાં જ તે લથડયો કંપ્યો ને પડયો. કટારનો ઘા કારી થયો તે બહાર ખેંચતાં જ ભેગાં તેનાં આંતરડાં ને પ્રાણ નિકળી પડયા. મુખમાં નાંખેલ હાથપર દુશાલો હોવા છતાં તેમાં ડાઢો પેઠી ને સહજ હાથ સુધી પહોંચી પણ પેટના ઘાએ શ્વાસને અંતર્મુખ કરવાથી વાસ્તવીક તે મુખથી ઇજા ન થઇ. કુમારીના રક્ષકપર સૌની કૃપાનો વરસાદ વરસ્યો, ત્યાં પ્રભુનો પડદો એ ઉઘડયો. મહારાજા આવી પહોંચ્યા હતા. વિજયીને વખાણી રહ્યા હતા. પ્રથમ બહુ માન પ્રભુ પાસે અર્ચક હથ્થુ અપાવ્યું. એજ પ્રથમ બદલો કાંઇ સહજ નહોતો. હજી લૌકીક બદલાઓ બધાજ બાકી હતા, તેથી મહેમાન યુવાનને સાથે લીધો. ભગવાનની સ્વારી યથાક્રમ નિજમંદીરમાં પધારી એટલે મહારાજાનું પુરૂં ધ્યાન નવા મીજમાન તરફ વળ્યું. તે શર પહાડપર હમણાં હીંડયો જ આવ્યો તેના મનથી તે મોડો થયો પણ પ્રભુએ તેના પર પહેલી કૃપા કરી. કારણ હજુરમાં આવતાંજ અદ્દભૂત જયપૂર્વક માન અપાવ્યું. એથી તેને પણ થોડો ગર્વ થયો, તેના નીરાશ થઈ ગયેલા મનમાં આશાના અંકુરો ઊઠયા ને તે એક સપાટે ટોચપર ચઢી ગયો એમ માનવા લાગ્યો, પણ તેણે તે વિચારમાંનો એક પણ કોઇ બીજા આગળ પ્રકટ ન કર્યો બલકે પોતે પણ પોતાનું ખરૂં રૂપ પ્રકટ ન કર્યું પણ કૃતિથી આપોપી ઉત્તરોત્તર પ્રકટ થયું.

મહારાજ મદુરા ગયા પણ મહેમાન તો મહેલમાંજ રહ્યા. રાજા સાથે જમવું રમવું ભમવું એ કામ પ્રથમ કર્યું. તેમાં તેમની રીતભાત વસ્ત્ર વેશ ને વર્તનથી તે ઉત્તમ કુલીન ક્ષત્રી કુમાર હોવાની તો ખાતરી થઇ પણ પછી સાથે રાજ્ય સભામાં પણ જવાને અગત્યના પ્રશ્નો તેમની સાથેજ સમજવા લાગ્યા. તેમ મનના ભ્રમ પૂરા ભાગ્યા. સર્વ રાજકીય ખાતાથી માહીત સુશિક્ષીત વિચારશીલ તે મંત્રી થયા, ને છેવટ સેનાપતિ એ નામ ને જાહેરમાં કામ પણ રાજ્યના તમામ ખાતાના ઉપરી, રાજાનું મન–પ્રતિનીધી જેવાજ થઇ પડયા. તેમનાથી કોઇ વાતનો પડદો રહ્યો જ નહીં. રાખવાથીજ હાની છે એમ અનુભવથી ઠરતું ગયું. ને તે માત્ર બહારની બાબતમાં નહીં, સાથે તો વસતા જ હતા. મહારાણીના પુત્રસમાન લાડલા ને પડદાનો મૂળે રીવાજ દક્ષિણમાં ન હોઇને મહારાજાએ પ્રથમ દિવસથી છુટ આપી હતી. તેથી રાણીના પ્રસંગમાં પણ જેમ આવતા ગયા તેમ તેની કૃપાના પાત્ર ઠરતા ગયા, તેથી તે ખાસ તેમનેજ મળવા પણ આવતા–બેસતા, સારી વાતો, સારી સલાહ,–ઘણીવાર કલહકલેશ દ્વેષ નાબુદ કરવામાં સહાયભૂત થતા. તે સામાન્ય પણ મનોહર સૌમ્ય આકૃતિ વિવેકશીલ પણ મીઠડી ને બહુધા રાજ્યપુરૂષોને રૂચે એવી રમુજી વાતો કરવાની જ ટેવ તેમ તેમના આવવાથી રાણી વધુ આનંદ પામતાં. તોપણ પોતે અતિ પરિચય થવા દેતા નહીં, કારણ આખર પોતે પુરૂષ ને તે સ્ત્રી વર્ગ, તેમાં કુંવરી કુમારી ને પોતે તેના ઉપકારી તેથી તેમની આભારી હોય, જ્યારે દ્રષ્ટીએ પડતા ત્યારે તેની મીઠી સુધા દ્રષ્ટી વૃષ્ટી કરતીજ જણાતી ને તે વૃત્તી ચાહતી તેથી પોતે સાવધ રહેતા હતા, ને એ વાત ડહાપણ ભરેલી હતી. ચેતના મુખી સદા સુખી.

પણ થવાકાળથી કોણ ઝીતે છે! એક વખત એવો જ યોગ આવ્યો કે મહારાણીને મળવા જતાં રાજ્યમાતા સુંદરબાહુના દર્શન કરવા સીધાવેલ સેનાપતિ તેથી અજ્ઞાન ને તે

તો તેણીને મળવા અંતઃપુરમાં એકમાં ન જણાયાથી બીજા ખંડમાં એમ ચાલ્યા જ ગયા. કોઇ રોકનાર મળ્યું નહીં રોકે તેમ હતું નહીં. છેવટ તે ખંડમાં પહોંચ્યા જ્યાં કુમારી એક ઉન્નત સુખાસનપર બેઠી કંઇક પ્રિય પુસ્તક વાંચી રહી હતી. વાંચી જ રહીને વિચારમાં જ લીન હતી ત્યાં સેનાપતિ આવી ચઢ્યા. તે બહુધા એકાંતમાં રહેતી, પરપુરૂષ હોય ત્યાં ચાહીને જતી નહીં. જાય ને કોઇથી વિવેક વશ મળવું થાય તો મર્યાદશાળ ખપ પુરતો જ પ્રસંગ ને તે પણ નીચી દ્રષ્ટીથી જ પાડતી. સેનાપતિને પણ તેણે ધારીને ટીકાને જોયા નહોતા. તે તેણીની દ્રષ્ટીએ તેણી તેમની દ્રષ્ટીએ પડતાં પણ તે બહુ જ સાવધાનીથી શુચિતા પૂર્વક યદ્યપિ ઉપકાર વૃત્તી, મને અદ્દભૂત, સંબંધ, અવસ્થા ને અવયવો અરસપરસ આકર્ષણ કરવાને ઉત્તમ હેતુઓ હતા. બેઉ યુવાન ને જોડ થવાને યોગ્ય. ચાહે તો માતાપિતા પણ સંમતિ આપે એવું હતું. બેઉને જોડની જરૂરત ને તેની શોધ તેની અગત્ય જણાઇ ચૂક્યાથી ચાલતી હતી—ચાલી હતી. પણ આજે આ એકાંત પ્રસંગે અંકુરને ઉદ્દભવ એક સાથે જ કર્યો એમ કેમ ન કહીએ !

સેનાપતિને જ આવતા જોઇને શું તે તેના મનમાં જ હતા ને પ્રકટ થયા શું ! અંતર જામી બહાર આવ્યા શું ? અથવા તેના મનમાં તો પ્રભુ સુંદરબાહુજ હતા, પણ તેમણે જે રીતે બચાવેલ જે દ્વારા બચાવેલ તે ઉપકારીને જોઇ સુંદરબાહુની કૃપાની મૂર્ત્તિ સ્વામીના પ્રતિનીધી તેને આજે એકાંતમાં એમ અવસરે પ્રત્યક્ષ પેખી તે એકદમ ઉભી જ થઇ ગઇ, તેનાથી હાથ જોડાઇ નમસ્કાર કરાઇ જવાયા. દ્રષ્ટી તો નીચી પડી ગઇ પણ વાણીદ્વારા વૃત્તિ બહાર આવી પડી તે બોલી ઉઠી " પધારો રક્ષક " તેણીએ તુરત જીભ દાબી તે શરમાણી સાહસ માટે કંઇક પસ્તાણી રાજપુત્રી છતાં આટલી બધી દીનતા આધીનતા કાં કરાઇ ગઇ ! એમ માની ગભરાણી. મારે માટે શું એ વિચાર કરશે ! એમ પોતાના જ મનના વિકારે વિકારી વિમાસણવાળી થઇ તે પાછી જરા ડોળ કરી ધૈર્ય ધરી ક્ષણભર બેપરવાઇ બતાવવા આસન પર બેસી ગઇ, પણ તે બંને પાસેનું ઉન્નત ઉત્તમ આસન બેસવાને દેખાડ્યા વિના રહેવાયું નહીં. તે અર્ધઘેલી બની. શું કરવું જોઇએ ! શું કરાય છે ! તે ઠીક કે નહીં ! એ વીશે એક તરફથી તે વિચારતીજ ને બીજી તરફથી બીજી બાજુમાં ગતિ પ્રતી કરતી જ રહી.

એજ હાલત કુમાર સેનાપતિની પણ થઇ તે પણ ધભરાયો, ધવાયો, રોકાયો, આસનપર તો ન બેસી ગયા પણ ત્યાંથી ખશી પણ ન શક્યા, સ્હામા નમસ્કાર કરી વિનય વેશ ધરી પરાણે નીચી નજર રાખી કહ્યું જે કહ્યું. તે મૂળે ખરું હતું.

હું તો મહારાણીના દર્શન માટે આવ્યો છૌં. આપનું આ એકાંત સ્થળ હશે એ મને ભાન ન રહ્યું. તેમ તેમાં આ રીતે આવી ચઢે આપને ધભરાટમાં નાંખીશ એમ પણ મેં નહોતુ ધાર્યું તે માટે ક્ષમા માગુછું. ને ચાહુંછું. આપ મને જણાવશો કે માજી ક્યાં બીરાજે છે? હું ત્યાંજ જાઉં તો ઠીક એમ મને ઠીક લાગે છે " પણ તે માત્ર ઉપરનું કેહેવું હતું કાંક ભીતરનું પણ હતું. કારણ તેનું મન પણ ડોળાઇ ગયું હતું. એકાંત પ્રસંગ યુવાવસ્થા એકની છાપ બીજાપર આગળ પાછળની આશા સંબંધીએ ધુંચવાડો કર્યો. તે કાંક ડરવા લાગ્યો, કાંક લલચાયો, કાંક ચેત્યો કે હું ફસાઉછું તેજ હાલત કુંવરીની હતી. યદ્યપી ધૈર્ય રાખી તેણીએ કહ્યું કે " તેઓતો ભગવાન સુંદરબાહુના દર્શને સીધાવ્યાં છે " પણ તેનો ભાવ એવો નહીં કે માટે આપ સીધાવી જાઓ. ઉલટા તે માટેજ નિરાંતે બેસો શું કરવા ?

કોણુ જાણે ! મન જાણે ! નિચુ જોઇ તેણે આટલું કહ્યું પણ આજે તેણીનું હૃદય ધબકતું હતું. તેનું પવિત્રપણું જાણે કે ડગતું હતું. તેનું મન તેના વર્તનને ઠગતું હતું. તેને ભીતર ને

પછી રગરગમાં ઉમ્મર ભરમાં ન થયેલ એવું કંઇક થતું હતું. તે સમજી કે એ ઠીક નહોતું પણ તે પરવશ હતી. કોને ! સમયને ! એકાંતને ! જેણે આ યોગ મેળવ્યો તેને ! તેનું ધૈર્ય ખૂટયું. શું કરવું તે ઠીક ન સુઝયું, ત્યાં સેનાપતિના પ્રશ્ને સહાય કરી તે બોલ્યો "દર્શન કરવા માજી પધાર્યાં તે જાણી તે પણ ન તુરત પધારી ગયા તેમ ન તો સ્થિર થઇ બેઠા, ઊભે ઊભેજ ચલાવ્યું" આપે કેમ એ ઉત્તમ લાગ ખોયો!" તેનું મન તેને ચેતાવા માંડયું કે આ ઠીક નથી થતું. તેની નિત્યની નીતિ રીતી આજે તે તોડતો હતો. ખપ જેટલી વાત કરી ત્યાંથી તુરત નીસરી જવું જોઇતું હતું. તેમ ન કરતાં તેનો ઉલટો ઉપયોગ તેણે પણ કર્યો. એ ભૂલ હતી, અપરાધ હતો ઉમ્મરભરમાં તે પ્રથમજ હતો. વૃત્તિ ઠીક ન રહી, વીમળતા તો ગઇજ ને પરવશતા પણ થઈ તે વધીજ. હવે મનોજય કરવો કઠણ; વખત જતે અસંભવિત થયો તે ઠર્યો. બેઉ ચિત્તને સમજે તેવાં હતાં. સમજતાં હતાં કે આજે આમ કેમ થાય છે ! જે થાય છે તે સાહસ છે ! અઠીક છે કે ઠીક છે. જે છે તે છે પણ થયે ગયું, દૈવે પણ તેને ઉત્તેજન આપ્યું. એ એકાંતમાં કોઇના આવાગમને ભંગ ન કર્યો, સમય કામ કરે ગયો, બેઉને વાતો કરવા મન હતું, જે માટે મન હતું તે જણાઇ ગયા જેવું થયું હતું તે ઢાંકયું કયાં સુધી રહેશે ! સ્વાધીનતા ગઇ પ્રકૃતિને પરાધીનતા થઇ. હવે તો તેનોજ પુરો જય થવાનો, મન વર્તનની પરિક્ષા તેના આરંભમાંજ છે તે રોકાયું ઠર્યું કે પાછું વળ્યું તો ઠીકજ છે ને ગયું તો પછી ગયુંજ. આજે એમજ થયું. કુંવરીએ દર્શનનો તો કોણ જાણે કેમ લાગ ખોયો હશે ! પણ ઉત્તર એવો આપ્યો કે જેથી જણાયું કે તેણી આ પ્રસંગને સ્વીકારે છે તે બોલી. નીચું જોઇ જરા ધાડી થઈ, વૃત્તીને ઉઘાડી પાડી દીધી "સુંદરબાહુની બીજી રીતે કૃપા થવાની હશે તે તેણે કરાવી, બીજા રૂપમાં ઝાંખી અપાવી."

પ્રભુપર ભાર મુક્યો, પ્રકૃતિને પરવશ અમે શું થઇએ પ્રભુ કરાવે ત્યારેજ ! નહીં તો તેને ઘણીવાર વશમાં રાખીયે છીએજ. ડાહ્યા ઘેલાનો એજ તફાવત છે ઘેલા મનમાં આવે તેમ બોલે વર્તે છે. ડાહ્યા તેમ ન કરતાં મનને રોકે છે, વાળે છે, યોગ્ય અયોગ્યપણું સંભાળે છે પણ થવાકાળજ આગળ કોઇનું કયાં ચાલે છે ! તે થવાનું સારૂ હો વા માઠું. કુંવરીને તો સારૂં લાગ્યું. સુંદરબાહુના દર્શન ન થયાં તે તમારાં દર્શન કરવાનાં હશે તેણેજ કરાવ્યાં તમે મ્હારા મનથી સુંદરબાહુ "આ કેવડી મોટી વાત ! એમાં શું ભાવ ! એ વચનનો કેવડો પ્રભાવ !

ચતુર યુવાન ચેતી ગયો તે સમજ્યો કે વાત વધે છે પણ અસર બેઊ પ્રતી સરખી થયે જતી હતી એટલે એક બીજાને રોકે ટોકે તેમ નહોતાં. અગ્ની દારૂના સંયોગ જેવું હતું ! તેનું પણ પવિત્રપણું ડગ્યું. તેનું વિમળ મન તો કયારનું ડોહોળાયું હતું, પણ હવે તેની તનપર અસર થઇ, શરીરમાં લોહી ઉછળવા માંડયું, હૈયું ધબકવા માંડયું. બહારથી પણ તે કળી શકાય તેમ હતું પણ હવે લાચારી હતી. ધૈર્ય ખુટયું. વાતોમાં બેઊ વળ્યાં. વચન ખુલ્લાં ક્રમે થયાં અવસરે ઉઘાડાં પાડ્યાં; પણ તોપણ વીરની ધૈર્યતા વધી તે દેખાવમાં ટકી રહ્યો ને જાણીને અજાણ્યો થતો બોલ્યો, ઝાંખી અપાવી તેતો પોતાનીજ સુંદરબાહુના બીજા રૂપમાં તે પોતાનાજ પણ એકદમ તે કેમ સ્વીકારે ! કેવા ભાવે સ્વીકારે ! પીતા તરીકે, મિત્ર તરીકે, પ્રિયતમ તરીકે ! તેનું મન તો જખમારતું હતું તેથી તેણે ચોખાળવા ચાહ્યું ને પુછયું "કયાં કોની ઝાંખી અપાવી."

ઉત્તર મળ્યો "તે સુંદરબાહુ જાણે છે તેણે જે રીતે મૃત્યુમુખથી બચાવી તેજ રીતે આજે એન અવસરે ઝાંખી અપાવી" અર્થાત્ તે તેણી તેનુંજ ચિંતવન કરતી હતી. અને

તેથીજ તેણીએ ઉમેર્યું કે " પ્રથમ દર્શનેજ "રક્ષક" વિશેષણ અપાઇ ગયું છે છતાં સ્હામો પ્રશ્ન તે જાણીને કરો છો કે અજાણ્યા !" હવે ઉત્તર શું દેવો ! મૂર્ખ ઠરવું, જાણીને મૂર્ખ ઠરવું, કપટી ઠરવું ને તે હવે પકડાયા વિના રહે તેમ છે ! પણ એટલું તો નક્કી કે એ સાહસ છે. કુંવરી ઉતાવળ કરે છે તેવો:તે ઉતાવળો ન થયો તે મર્યાદામાં રહ્યો. તેણીને ટોકી યુક્તિથી રોકી તેની વધુ પરિક્ષા કરી તે બોલ્યો " માણુસમાં પ્રભુનો ભાવ તે અપરાધ છે હું તો તેનો દીનદાસ છું " જોવામાં સરળતા લીધી, માત્ર થયેલ ઉપકાર ને તેનો સંબંધ રાખ્યો હાલની નવી વિકૃતીને દાબી અથવા તેણીને સમજાવી કે ઠીક નથી થતું. વેશ તો–આડંબર તો વચનમાં સાધુતાનોજ રાખ્યો " મેં કાંઇજ મારા બળથી કર્યું નહોતું ન કરી શકું છું." કુંવરી અતિ આતુર હતી તેણીથી હવે ન રહેવાયું. વાત વધુ તેના વશમાં હતી અથવા તે વધુ પરવશ હતી. જાતેજ અબળા ને વળી સુકુમાર તે તનની પેઠે મનથી પણ–વૃત્તીથી પણ આ વેળા વર્તનથી પણ ! પરંતુ આડંબર એનો એ હરીના સંબંધેજ સંબંધી. " હું તે દીનદાસની દાસી છઉં પ્રભુનું કામ કરે તેમાં માણુસભાવ ધરવો એ અપરાધ છે એમ મ્હારૂં માનવું છે !" એ પણ ઠીક છે.

સેનાપતિ ડોળમાંજ ચાલ્યા ગયા "જો કાંઇ અનાયાસ અલ્પ સેવા મ્હારાથી થઇ છે તો તેનો બદલો મહારાજા સાહેબે કેટલાગણો આપ્યો છે ! તેની ગણના નથી. મને તૃણનો મેરૂ બનાવ્યો છે. આપના ભાવને ધન્ય છે. સુંદરબાહુનો ગણી, ભાગવત બુદ્ધિથી આવી પુજ્ય બુદ્ધિ આપ મ્હારાપર રાખો છો, આપ પરમ સાધ્વી વૈષ્ણવી ભગવતી દેવી છો ! આપના પિતાએ મ્હારાપર કૃપાનો વરસાદ વરસાવ્યો છે એટલે તેમને લઇને હું આપનો ઋણી છઉં. કારણ તેમના તે ઉપકારોના બદલામાં હજી મારાથી કાંઇજ થયું નથી ! માત્ર પડે પડે ખાધું છે ! કુંવરી વાતમાં મળી ગઇ મુદ્દો તો કેમ મુકાય ! પણ પ્રસંગ ન તોડયો.

"પિતાજી તો કહે છે કે આપના પધારવાથી રાજ્યનો રંગજ બદલાઇ ગયો છે. તેનો કચરો જઇ તેની શોભા ખીલી છે તેની વૃદ્ધિ હજી ઘણી રીતે આપનીજ સહાયથી થશે એમ તેમને ખાતરી થઇ ચૂકી છે. તે તો ઇહાં સુધી માને છે કે ખરી રીતે તો આપજ રાજ્ય કરવાને યોગ્ય છો ( આ રાજ્ય રહસ્ય પણ તેણીએ તો કહી દીધું. સાંભળનાર પાત્ર નીવડો વા કુપાત્ર તેનો ગમે તેવો ઉપયોગ થાઓ તેણીએ પોતાના કાર્યમાં ઉપયોગ કર્યો ) આપ રાજપુત્ર ન હો તો પરમેશ્વરે આપને રાજા થવાની યોગ્યતા સાથેજ જન્મ આપ્યો છે તેની કૃતિ સફળજ થવી જોઇયે. તે વાત પિતાજીને આપના સંબંધે છે તેમના મનોભાવ વધુ પ્રકટ કરવા મને શું હક છે ! ( બાકી પણ શું રાખ્યું પણ પોતે તેમાંથી જે સાર ખેંચ્યો છે તેને જે પોતાને લગતું જણાયું કે માની લીધું છે તે એજ કે ) "રક્ષક" પદ સેનાપતિને લાગે તેમજ મેં નથી લગાડયું "મ્હારા રક્ષક" પહેલા થયા ને પછી સેનાના રક્ષક તો પિતાના કર્યા થયા છો. પિતાજીએ બદલો આપ્યો કહો તોપણ તેથી મ્હારે શું મ્હારી ફરજ ભૂલી જવી જોઇએ ! આપજ એ ધુંચવણમાં વગર ચહે કહે રક્ષક થયા છો તો હવે આ ધુંચવણમાં સહાય નથી કરી શકતા ! હું જાતે આપનો બદલો વાળું એમ ખરા મનથી ચાહું છું તેમાં આપ જેમ તે વેળા પોતાથી સહાય કરે તેમ આ વેળા નહીં કરો ! અધુરા રક્ષક રહેશો કે પુરા થશો ! વગર કહે ચહે કર્યું તો હવે તો ચહાવું ને કહેવું બેઉ છે ! અતી મીઠી આંખથી તેણીએ તેના સ્હાંમુ મનમાન્યો ઉત્તર મળવાની આશાથી જોયું તે બીટ થઇ ! ઉતાવળી થઇ ! ઉત્તર શું મળે છે તે જાણવા અતી આતુર હતી ! ઉત્તર સારો મળ્યો ધીરવીરને છાજે તેવો મળ્યો.

આપ સ્વતંત્ર નથી. પિતાજીની મીલકત છો તેના રક્ષણ માટે પિતાજી બંદલો આપે એજ યોગ્ય છે ને મને તો લાગે છે તેમણે બદલો બહુ દીધો છે એટલો કે હું હજી ઋણમાં છઉં ને તેથી આપની ધુંચવણુ મનની સમજ ફેરવી હોય તો તે મનમાંથી કાઢીજ નાંખો! આપ તરફથીજ આપને લઇને જ જે થયું તે થયું છે ને તે બહુ છે. વધુ વધું તો મારી ભૂલ ગણાય! મ્હારે મર્યાદામાંજ રહેવું સલામત છે તેણે મનને મજબુતે કર્યું ઠીક કર્યું. પણ કુંવરી વધુ અધીર બની. આવો પ્રસંગ ફરી નહીં આવે માની તેણે તો હૃદય ઉઘાડીજ નાંખ્યું તે બોલી—

"રક્ષક શબ્દ હૈયાથી હોઠ સુધી આવી ચૂક્યો, હવે નીરૂપાય છું. જે રીતે સુંદરબાહુએ સહાય કરી છે તેજ રીતે તે હજી પણ કરશે મને તેવો પૂર્ણ વિશ્વાસ છે પણ તે આપદ્વારાજ. મારે માટે એમજ નિર્માણ છે એમ મેં તે પળથીજ માની લીધું છે વખતના જવા સાથે તે દ્રઢ થતું ગયું છે આજે પ્રકટ થયું છે. મન સાથે વચને આવી ગયું ભલે આવ્યું પણ જે ધભરાટ છે તે આપને લઇનેજ એ ધભરાટમાં પણ આપે સહાય ન કરી હોત તો અંત ત્યાં આવી જાત, પણ આટલી વાર રક્ષી છે તો હવે ભવિષ્યમાં પણ તેમજ થાય. તનના તોફાન કરતાં મનના તોફાનનું કામ વિકટ છે. તે ઉઠવુંજ ઠીક નથી. ઉઠ્યું તો ભલે ઉઠ્યું ઉઠવું જોઇતું હતું, અવસરેને પાત્રે ઉઠ્યું છે હું આપની ઋણી છું મને ઋણથી મુક્ત થવા અવકાશ આપો 'મ્હારી વિનંતી છે.'

કુમારે હજી ચેષ્ટા કરી અથવા ઠીકજ કહ્યું "હું આપને તે ઋણ માફ કરૂં છું જો એટલાજ સારૂં ધુંચવણ હોય તો તે સર્વથા દુર કરો મેં તેવું કાંઇ કર્યુંજ નથી."

કુંવરી બોલી "હું તેમ માની શકતી નથી મ્હારૂં હૃદય હવે તે માનશે નહીં માનવું નજ જોઇએ "વખત વીતે છે તેમ મુદ્દો લટકે છે જાણી તેણીએ હોમાવ્યું સાહસજ કર્યું!!"

દેવયાની બ્રાહ્મણની પુત્રી છતાં ક્ષત્રીએ હાથ પકડી કૂપમાંથી કાઢી તો પછી તેણીએ બીજાનો હાથ ન પકડ્યો તો આપે તો મને ઉઘાડી દીઠી પણ છે. બલકે મને હાથ આપવાને બદલે મ્હારે માટે કાળના મુખમાં હાથ આપ્યો છે મને મૃત્યુના મૂલે વેચાણ લીધી છે પિતાજી પાસે જ હતા, તે રક્ષક નથી ઠર્યાં તેનો હક ઉઠી ગયો તેણેતો કાળને સોંપી પિતાજીનો દોષ નથી. પ્રભુનું કર્તવ્ય છે મને તેજ સાંભર્યાં ને તેણે જ આપના અંગમાં પ્રવેશ કર્યો. સુંદરબાહુ—યથા નામા તથા ગુણા આપના રૂપમા થયા તે સાસન્ નહીં પણ આપ દ્વારા થયા છે ત્યારથી આપ મ્હારા સુંદરબાહુ છો રક્ષક છોજ આજે હૈયેથી હોઠે પણ આવી ગયા ક્ષત્રાણી કુલીન કુમારીકા માટે હદ થઈ ગઈ છે બીજું થયું નથી ને થવું પણ નથીજ "હવે સેનાપતિ કેમ ગડબડ કરે! તે બોલ્યા" તેણે જે કરાવ્યું તે કર્યું ને કરાવશે તે કરીશ મેંતો માફ કર્યું તે કાંઇ ચાલ્યું! આપનું ચાહ્યું પ્રભુએ પાર પાડ્યું, તે વેળા પણ પ્રાર્થના આપનીજ હતી. હું તો તેમાં યંત્ર તરીકે વપરાયો હતો." બાળા રાજી થઈ બોલી–

બેશક તે હજી પણ તેમજ છો પ્રભુએ મ્હારે માટે વાપર્યાં તેમજ વાપર્યાં કરે"

કુમાર બોલ્યા "મારાથી તેમાં ના પડાય તેમ નથી. હું પ્રભુની સત્તાથી બહાર નથી ન બહાર થવામાં ચાહું છું. તેની લાજ તે નીભાવે તે જે કરશે તે શ્રેયજ ઠરશે.

"તથાસ્તુ" કહેતાંજ બીજાં જન આવી લાગ્યાં. વાત ઠીક બંધ પડી પછી પ્રકરણ એનું કેમ રહે!!

# —જ્ઞાન વૈરાગ્યનાં પદ.—

" ઓધવજી કર મનકી ": એ રાગ.

વરી તને કેટલી લાલચ નારી, જીવ કીધી શી હાલત ત્હારી. વરી૦
તનમાં ન જંપ ન સંપ સ્વજનમાં, મનમાં બધી મળનારી;
તંત મૂકે ન નચિન્ત થા કયાંથી, મ્હોટી મ્હોટી ખંત વધારી. વરી૦
સાંખો છતાં સાથે રહે શું ! નવી નવી કહીને કરાવે પ્યારી;
તું એ તેવો મુઢ સંઘરે જાતો, સહુને ગણે મ્હારી મ્હારી. વરી૦
કોઇ માગે ધન કોઈ તો સામન, કોઇ ખાનાર પીનારી;
માનવાળીનું તોફાન ન ઓછું, જયાં ત્યાં ઝટ ઝઘડનારી. વરી૦
એકેનું પુરૂં ન થાય ત્હારાથી, સેવી સેવી જાય હારી;
દા'ડે દા'ડે તન વૃદ્ધ થતું પણ, એતો યુવા જ રહેનારી. વરી૦
દાસ બનાવે કયાં કયાં અથડાવે, શું શું કરાવે લાચારી;
સગાં સ્નેહી શું ભગવંતથી, કજીયા કરાવે કારી. વરી૦
આ લોકનાં સુખ લેતાં દેતાં, દુઃખ થા કે ન ભૂખે એ ભારી;
પીડા પુરી પરલોકે પામવા, પડાવતી ન્યારી ન્યારી. વરી૦
છુટ તું આપ કે કાપ છેડો, ખુદ એકે નથી છુટનારી;
તુજ વરી ઠરી જા અનુપતિ પદ, હારી જશે બધી મ્હારી. વરી૦

---

પદ. " બન ગયો ભેદ " એ રાગ.

ભૂલો છો ભાઇ ભારે, શોચો વધારે. ટેક
ઇન્દ્રિય તન મન મજબૂત દેખી, ગણો ફીકર ન લગારે;
મરકી જળ વિષ અગ્નિ આગળ, પળમાં પડ્યાં દીઠાં કંઇ નરનારે. શોચો૦
સગાં સંબંધી વિષે અંધ થઇ, મચ્યા રહે છે પ્યારે;
ઝેર પડે ને વેર થાય કે, પછી પસતાઇ દુઃખ નિત્ય પુકારે. શોચો૦
અમલ તણો તો અમલ ચડે છે, નડે બધાને હારે;
પડે વમળમાં ખબર પડે તવ, દશદીશ સહન કરે છે ફીટકારે. શોચો૦
પાંચ પચાસ વર્ષ ચાલે તો, અટકે મૃત્યું દ્વારે;
ભટકે મન ખટકે વિયોગને, પટકે શીર કોઇ થાય ન હારે. શોચો૦
સદા સુખી સુર રૂપી ન રહે ત્યાં, માણસ વૃથા વિચારે;
સાધ લાગ એળે ન જવાદે. આગળ જે અનુ ભાગ્ય સુધારે. શોચો૦

## ગરબી.

નામને નામને નામને રે, ઊંધું સમજે શું ચહે કોના નામને.
સમરી લે શ્રી રામને રે, ઊંધું૦ ,, ટેક.
નામ તારૂં જ ખરેખર કયાં છે ? એ તો કહે છે હાડને ચામને રે. ઊંધું૦
લખચોરાશી નામ જ તારાં, ન જાણે ખૂદે છેલા ઠામને રે. ,,
નામે કામ તમામ બગાડયું ત્હારૂં, ડરાવા દુભ્યા શ્યામને રે.
બહુ તો પછી સહુને રડાવવાં, પસંદ કર્યું શું રૂડા કામને રે. ,,
નામનો નાશજ બાળક પણ કહે, છતાં રાખવા ભીડે હામને રે. ,,
નામથી કામ તમામ અનુ પણ, તે તો પ્રભુના સુખધામને રે. ,,

**લે. અ. ત્રી. વૈષ્ણવ.**

श्रीमतेरामानुजाय नमः

# " श्रीमत् पुरुषसुक्तना मुख्य मंत्रोपर विवेचन "

## अवतर्णिका.

( લે. અ. શ્રી. વૈષ્ણવ. )

આનન્દ નરજાતિ છે ત્હેનું નામજ " પુરૂષ " છે. શ્રુતિજ કહે છે " **पुरुषान्नपरं किन्चित् सा काष्ठा सा परागतिः** " પુરૂષથી પર કંઇ નથી તે છેલ્લી હદ છે, છેલ્લી ગતિ છે, તે " **पुरुष** " એટલે શું ? તે માટે પણ વેદનીજ સહાય લઇએ. ત્હેમાં " **पुरुषसूक्त** " ખાસજ છે. જેનું મહાત્મ્ય સકળ શાસ્ત્ર એક કંઠે ઉચ્ચારે છે. સકળ શિષ્ટ અદ્યાપી તેમ સ્વીકારે છે. ને તેથી આજે અહીં એ અવલંબનથીજ આનન્દનો અનુભવ કરીએ.

वेदेषु पौरुषंसूक्तं पुराणेषु च वैष्णवं ।
भारते भगवद्गीता धर्मशास्त्रेषु मानवं ॥

વેદોમાં ' પુરૂષસૂક્ત ' પુરાણોમાં " વિશ્નુ પુરાણ " ભારતમાં " ભગવદ્‌ગીતા " ને ધર્મશાસ્ત્રમાં " મનુસ્મૃતિ " એ શ્રેષ્ટ છે. સારભૂત છે. ત્હેમાં પુરૂષસૂક્તની ખાસ મ્હોટાઇ એ રીતે સિદ્ધ છે કે, એક વેદની એક શ્રુતિ હોય તોપણ તે પરમ પ્રમાણ પુજ્ય ગણાય તો " **इदं पुरुषसूक्तं हि चतुर्वेदेषु पठ्यते** " આ પુરૂષસૂક્તનું ચારે વેદમાં પઠન થાય છે. એટલે ત્હેની મ્હોટાઇથી હદ છે. તે માત્ર જીજ્ઞાસુ–મુમુક્ષુ માટેજ નહીં જેઓ સંસારસુખના ભૂખ્યા છે તે માટે પણ કહે છે. " **पुरुषस्य हरेः सूक्तं स्वर्ग्यं धन्यं यशस्करं** " હરી–પુરૂષનું સૂક્ત સ્વર્ગ, ધન ને યશનું દેનાર છે " જેનાથી અલભ્ય વસ્તુ મળે તેનાથી લભ્ય તો મળેજ એમાં કહેવુંજ શું ? શી રીતે ? બધાં કર્મનું જે ફળ દેનાર છે ત્હેનુંજ તે સૂક્ત છે. એટલે " **यस्मिन्मनोरथ पथः सकलः समेति** " જેમાં સઘળા મનોરથના માર્ગ સમાય છે. એવો જે અમ્હારો " **आनन्द** " તે શ્રુતિના શબ્દમાં " **नित्यो नित्यानां चेतनश्चेतनानां एको बहूनां यो विदधाति कामान्** " જે નિત્ય, ચેતન એક છે તે બહુ નિત્યો, ચેતનો ને ઇચ્છિત આપે છે. કયારે શી રીતે ? ત્હેના આરાધનથી તે આરાધનથી પ્રસન્ન થાય છે. ત્હેમાં મુળસાહીત " **मंत्राधीनंच** " છે તે મંત્ર માટે કહેલ છે કે—

न विश्वाराधनात्पुण्यं विद्यते कर्म वैदिकं ।
तस्मादनादि मध्यान्तं नित्यमाराधयेद्धरिम् ॥
तद्विश्नो रिति मंत्रेण सूक्तेन पुरुषेण च ।
नैवाभ्यां सदृशो मंत्रो वेदेषूक्तश्चतुःष्वपि ॥

પ્રસંગે મૂળ વાત પણ કહેવી ઠીક છે કે વૈદિક કર્મમાં વિશ્નુના આરાધનથી વધુ પુણ્ય બીજા કોઇના આરાધનથી નથી થતું કારણ ગીતાજીમાં સ્હમજાવ્યું છેજ બીજાનું આરાધન કરવાથી **अंतवत्तुफलं तेषां तद्भवत्यल्पमेधसाम्** અલ્પ બુદ્ધિવાળા તે લોકોને અંતવાન ફળ થાય છે" ને અનંતને સેવેથી અનંત ફળ થાય છે. વળી બીજામાં અંકુર મૂકે તો "મહેનત બરબાદ ને

ગુન્હા લાઝીમ" કારણ પ્રથમ તો બીજા દેવો બહુધા ભૂલાવવાજ અંશરાદી મોકલે છે, તેવાજ બીજા યત્ન કરે છે. ત્યારે આમાં રહામી બહુજ રહાય મળે છે ને **नेहाभिक्रम नाशोस्ति प्रत्यवायो न विद्यते** " એ ન્યાયથી આરંભનો નાશ નથી ને પ્રત્યવાયની વાત નથી.

" તુલસી સીતા રામકો રીઝ ભજે યા ખીજ "
" ઉલટા સુલટા જાનીયે જ્યું ખેતનમેં બીજ "

અરે ! **स्तंभनहेलन**માં—નામજ લેવાઇ જાય તોપણ અજામેલની પેઠે કામ થઇ જાય! પ્રભુ તો પોતા પાસે માગે તે પર ઉલટા રીઝે છે. તેમ તે રહામા "**उदाया सर्व एवैते**" કહે છે ને વળી બીજાના આરાધનોની વિધી કઠણ દ્રવ્ય ઘણાં જોઇએ. ત્યારે આમાં "**सुसुखं कर्तुम्** " કરવું સ્હેલું ને તે માટે સામન "**पत्रं पुष्पं फलं तोयं** " તે શબરીનાં એઠાં બોર કાં ન હો ? કે સુદામાના માગ્યા તાંદળા કાં ન હો ! તુળસીદાસે કહેલ છે તેમ તે સાટેના ફળમાં તો વળી—

" એસો કો ઉદાર જગ માંહી. "
" જો લંકા દશશીશ અરપીકે રાવણ શીવપેં લીની, "
" સો સંપદા સહીત વિભિષણકોં સકુચ સહીત હરી દીની. "

અને અત્યંત આશ્ચર્ય પણ એટલા માટે અમને એજ લાગે છે કે—

ગઝલ.

" ભગવાનને મુકી બીજે જન જાય છે શા કારણે, "
" બીજાં થકી શી ઓછ દીઠી તમે એને બારણે " મુખ્ય વાત જગતમાં—
ધન પામવાજ વિચાર છે તો લક્ષ્મી એની નાર છે." એજ પ્રમાણે.
વધુ શું કહીએ ?

**यद्यद्विभूति मत्सत्वं श्रीमदूर्जित मेववा ।**
**तत्त देवा व गच्छत्वं मम तेजोंश संभवम् ॥**

"જે કોઇ વિભૂતિમાન, શ્રીમાન, ઉદયવાન, પ્રાણી જગતમાં છે તે તમામ મ્હારા તેજના અંશથીજ છે. એમ સમજી લે." એટલાજ માટે ધર્મ, અર્થ કામ કે મોક્ષ સર્વ માટે વૈદિક ક્રિયામાં વિશ્નુ આરાધન જેવું પુણ્ય કર્મ બીજું નથી. તેથી અનાદિ મધ્ય ને અંતમાં-નિત્ય હરીનું આરાધન કરવું. તે શી રીતે ? તેનો વિધિ અવશ્ય જાણવો જોઇએ. કારણ—

**ये शास्त्र विधि मुत्सृज्य वर्तते काम कारतः ।**
**न स सिद्धि मवाप्नोति न सुखं न परां गातिम् ॥**

તે વિધિમાં મુખ્ય જે "મંત્ર" જેમાં ખરૂં પ્રબળ છે. તે માટે કહે છે. બે મંત્રના સમાન બીજા કોઈ મંત્ર નથી. અનેક રૂષીના અનેક મંત્ર છે તે અનેક છંદમાં છે. પણ તેમાં '**तद्विश्नो**' એ મંત્ર ને "પુરૂષસૂક્ત" મંત્ર એના જેવા ચારે વેદમાં બીજા મંત્ર નથી. તેમાં પણ જ્યાં (આ લોક સંબંધી કાર્ય માટે હો કે પરલોક માટે પણ) વિશ્નુપુજન આવ્યું ત્યાં આ દેશમાં સોડષોપચારે પુજન કરવામાં તેની સોડષરૂચાનોજ ઉપયોગ થતો સર્વત્ર શિષ્ટોમાં

દેખાય છે. પછી તે શૈવ, શાક્ત, વૈષ્ણવ ગમે તે પેટાભેદ તે સ્વીકારતા હો. પુરૂષસૂક્તથી અજ્ઞાત એવા શાસ્ત્ર ભણેલ બ્રાહ્મણ હોવાજ અસંભવિત છે. ને તેથી અત્રે એનાથી જે આનન્દ મળે તે મેળવવા પૂર્વાચાર્યની કૃપાથી તેમણે દેખાડેલાં અર્થમાંથી જે બુદ્ધિ ગ્રહણ કરી શકી છે તેમાંથી પણ જેટલા અહીં મુકવા અવકાશ ને ઉચિત છે તેટલા મુકી ત્હેનો આનન્દ આપ સૌને આપવા માગીએ. આટલો ઉપોદ્‌ઘાત તેને માટે બસ છે. હવે ત્હેનો પ્રારંભ કરીએ.

## પ્રારંભ.

**सहस्त्र शिर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात् सभूमिं**
**सर्व्वत स्पृत्वा स्यातिष्ट दशांगुलम् ॥ १ ॥**

હજાર શીર્ષવાળો પુરૂષ જેને હજાર આંખો, હજાર પાદ છે તે ભૂમિ બધામાં વ્યાપીને દશ અંગુલ અધિક રહ્યો છે. “આ સ્થૂળ શબ્દાર્થ છે તે પરથી કોઈ તે વિરાટ પુરૂષ છે. એમ અર્થ કરે છે. ને તે માટે ભગવાને અર્જુનને અનુભવીને કહ્યું છે કે—

**अनेक बाहूदर वत्क्रनेत्रं पश्यामि त्वां सर्वतो नंतरुपम्।**
**नांतं न मध्यं न पुनस्तवादिं पश्यामि विश्वेश्वर विश्वरुपम् ॥**

“અનેક—બાહુ, ઉદર, મુખ, નેત્રોવાળા તમને સર્વ પ્રકારે અનંતરૂપ હું જોઉં છું. તમ્હારો અંત મધ્ય કે આદી હે વિશ્વના ઈશ્વર વિશ્વરૂપ નથી દેખતો.” કોઈ કહે છે કે, તે પરમાત્મા શ્રુતિ કહે છે તેમ “**एकोदेवो बहुधावः करोति रूपं रूपं प्रतिरूपो बभूव**” એમ આપણ સૌના માથાં, પાદ તેજ તેનાં સમજવાં કારણ આપણે તેનાં શરીરજ છઇએ. જેમ એક જીવને એક માથું બે આંખ, બે પગ તેમ તે અનેક જીવના જીવનને હજારો આંખ માથાં પગ છે.

જેમ કહો તેમ પણ તે પુરૂષની પ્રભુતાનુંજ વર્ણન થાય છે. એથી તે સર્વના શરીરી —સ્વામી, નિયંતા, વ્યાપક ઠરે છે. સર્વ શબ્દનો વાચ્ય તે છેજ પરંતુ અમે જે વિશેષ અર્થ સમજ્યા છીએ તેનો સ્વાદ આનન્દ આ પ્રમાણે છે.

“**सहस्र**” શબ્દ અનંત પરે છે. હજારજ એમ નથી સ્હમજવાનું “**शतं सहस्र मयुतं सर्व मानंत्य वाचकं**” એમ કોશ કહે છે. એટલે જેને હજારો શીર્ષ છે તે **सहस्र शीर्षाः** શીશ એ આખા અંગમાં ઉત્તમ ભાગ છે તેનું નામ **उत्तमांग** કહેવાય છે. કારણ કે સાંભળવાની, જોવાની, સુંઘવાની, ચાખવાની ને સ્પર્શવાની એમ પાંચે જ્ઞાનેન્દ્રિયોનો તેમાં વાસ છે. તેમાં પણ પહેલી ચાર તો બીજા ભાગમાં છેજ નહીં. એટલે શીર્ષ કહેવાથી જ્ઞાનના, જાણવાના અનુભવને જેટલાં કારણ તેનો સમુહ તેમાં આવી ગયો. જડ કરતાં ચેતનની વિશેષતા જ્ઞાનશક્તિથી છે તે ચેતનમાં એકજ શક્તિ સાંભળવાની, એકજ જોવાની એમ નિયત પાંચજ કરણાધીન છે, ત્યારે પરમાત્મામાં તેવી હજારો શક્તિયો છે. અર્થાત્ આપણા કરતાં તેનામાં જાણવા સાંભળવાની શક્તિ અનંતગણી છે. એવો ભાવ “**सहस्र शीर्षा**” કહેવામાં રહેલો છે ને તેજ તેનો પૂરો અર્થ છે તે પુરૂષ તેવો છેજ—

"**सहस्त्र शिर्षा**" ના વિવેચન માટે બે શબ્દ "**सहस्राक्षः सहस्रपात्**" એ જણાય છે. અક્ષ, કહીને જ્ઞાનેન્દ્રિય માટે એક, ને "પાદ" કહીને કર્મેન્દ્રિય માટે એક—શબ્દ વાપરવાથી બીજી ઇન્દ્રિયો અર્થાત્ સ્હમજી લેવાની છે. અને તેથી સાર એ ગ્રહણ કરવાનો છે કે તે સર્વ જાણી શકે છે ને સર્વ કરી શકે છે. જે બે ગુણો શક્તિઓની ચેતનબદ્ધ જીવોને ઘણી જરૂરત છે અને એ રીતે તે સર્વ શક્તિમાન શું અનંત જ્ઞાન શક્તિવાળો છે એમ શ્રુતિ તેને ઓળખાવે છે.

તે કોણ છે ? **पुरुषः** પૂર્વથી જે હતો તે—એટલે જગતનું સર્વ વિધ કારણ ઠર્યોજ એટલે કર્ત્તા. વળી **पुरुष** એટલે "સર્વનું પૂરું કરે છે." એટલે "ભર્ત્તા" વળી **पुरुष** "પુરી—શરીરમાં અંતરાત્મા તરીકે સૂતો છે" એટલે કે "સર્વાન્તરયામી" વળી સૌને સંહારે તે પુરૂષ" તે બધું શક્તિ વિના ન થાય માટે પ્રથમ શક્તિઓ કહીને તેવી શક્તિથી જે એ પ્રમાણે કરે છે તે **पुरुषः** તે નામો તેવી શક્તિ જેમ આપણામાં શરીરના પ્રતાપેજ ઇન્દ્રિયોના પ્રતાપેજ આવી છે તેમ નથી; તેની એ વિશેષતા—વિલક્ષણતા છે. શ્રુતિ કહે છે. "**परास्य-शक्ति र्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञान बलक्रिया च**" એ પરની વિવિધ શક્તિ સંભળાય છે. તે સ્વાભાવિક છે. જેમકે **ज्ञान** બળ ને ક્રિયા ! ને બીજી શ્રુતિ "**अपाणिपादो जवनो ग्रहिता पश्यत्य चक्षुः सश्रृणोत्य कर्णः**" તે હાથ પગ વિના દોડે છે, પકડે છે ને આંખ વિના જુવે છે, ને તે કાન વિના સાંભળે છે" તેનો સૂર્ય, આંખ વિના જુવે તથા સૌને અડે છે, તેનો વાયુ પગ વિના ગતિ કરે છે. હાથ વિના અડે શું મ્હોટાં ઝાડોને તોડી પાડે છે તો તે પોતે વગર કરણ કલેવરે પોતાની શક્તિથી જે ચાહે તે કરે એમાં શું આશ્ચર્ય છે ! એટલે સર્વનાં માથાં તેજ તેનાં માથાં એમ તેને કરવા જરૂરત નથી. તે શક્તિઓ તેનામાં સ્વાભાવિકની પોતાનીજ છે. એમ સ્હમજવું. "**स भूमि**" '**स**' કહીને જે સ્વરૂપ ઉપર કહ્યું તેજ **भूमि** તેમાંથી સકળ પદાર્થ ઉપજે છે. તે પોતે સર્વની "**माता**" ઉત્પત્તિ સ્થાન છે. ઉપાદાન કારણ છે. "**पितामहस्य जगतो माता धाता पितामहः**" એ રીતે તેજ સૌની ભૂમિ છે. પણ જેમ ભૂમિધારકને તેનાપર આપણે તેનાથી ભિન્ન છીએ તેમ તે નથી એ તેની વધુ વિલક્ષણતા બતાવવા કહે છે.

"**सर्वतः स्पृत्वा**" સર્વમાં વ્યાપ્ત તે રહ્યો છે "**गामाविश्य च भूतानि धारयाम्य हमोजसा**" પૃથ્વીમાં પણ પોતાના બળથી પોતે પેશી તેને ધારી રહ્યો છે બલકે "નારાયણ" એજ "પુરૂષ" છે. તે પુરૂષનું ખાસ નામ છે. એવાં જે અનેક પ્રમાણ છે તે માટે શ્રુતિ કહે છે. "**यच्च किंचिज्जगत्सर्वं दृश्यते श्रुयतेपिवा**" **अंतर्बहिश्चतत्सर्वं व्याप्य नारायणः स्थितः**" "જે કાંઇ જગતમાં બધું દેખાય છે ને સંભળાય છે તેની અંદર ને બહાર સર્વમાં નારાયણ વ્યાપીને રહ્યા છે" અંદર રહ્યા માટે તો "**सर्वतः स्स्पृत्वा**" કહ્યું પણ તેથી વધીને બહાર પણ રહ્યા છે તે સ્હમજાવવા અહીં કહે છે. "**अत्य तिष्ट दशांगुल**" તેનાથી દશ અંગુલ એટલે કે અધિક હજી બાકી છે "આ જગત ઉપરાન્ત બીજે બધે તે બહુ છે. જગતતો **एकांशेन स्थित:**" છે. કોટી બ્રહ્માન્ડને ધારવા છતાં પણ તે તો વધે છે જ જ્યાં બીજું છે ત્યાં પણ તે છે. ને જ્યાં બીજું કોઇ નથી એમ કહેવાતું હોય ત્યાંપણ તેજ છે એમ કહેવામાં ભાવ છે. અર્થાત તે દેશથી પણ અનંત છે. એજ "પુરૂષ" તે વિશે હજી ખોલે છે. બીજો મંત્ર આ છે. "**पुरुष ए वेदं सर्वं यद्भूतंयच्च भाव्यं उतामृतत्वस्ये**

**शानो यदन्नेना तिरोहाति**" આ બધું તે પુરૂષ, તે ભૂત, ને જે ભવિષ્ય ને જે વળી અમૃતત્વ તેનો ઇશાન તે અન્નવડે (ભોગ્ય વસ્તુવડે) એજ તિરોહિત છે. આ સ્થૂલાર્થ પર વિશેષ કહેવાની જરૂરત છેજ.

"**पुरुष एवेदं सर्वं**" આ બધું તે પુરૂષ જ છે. આ બધું એટલે ચિત અચિત બેઉ અર્થાત્ જગત. "**इदं**" શબ્દ જગતને માટે શ્રુતિ. **इदं अग्रआसीत्** ત્યાં લગાડે છે. તેમ જ. વળી **सर्वं इदं** પણ "**सर्वं खल्विदंब्रह्म**" ત્યાં લગાડે છે. તેથી **इदं** નો અર્થ તો ચર અચરાત્મક જગત જ છે. પણ તે પાછું પુરૂષ જે છે. એમ કહે છે. તે અહીંજ કહે છે એમ નથી **सदेव सोम्य इद मग्रे आसीत्** ત્યાં તેને "**सत**" નામ આપી **इदं** સાથે એકતા કરે છે. ને "**सर्वं खल्विदं ब्रह्म**" શ્રુતિઓ આ બધાની બ્રહ્મ સાથે એકતા કરે છે. એટલે જે આ સર્વ છે તેજ સત છે. બ્રહ્મ છે કહો કે પુરૂષ છે કહો શ્રુતિઓ એમજ બોલે છે. ચર અને અચરથી તો બ્રહ્મ વિલક્ષણ ભિન્ન છે. પછી તેજ ચર અચરાત્મક જગત છે, એમ કેમ બને ? તેટલા માટેજ શારીરિકસૂત્ર થયાં છે. તે અદ્વૈત ને દ્વૈત શ્રુતિયોના વિરોધ પરિહાર કરવાજ ઘટક શ્રુતિ ઉતરી છે. શાસ્ત્રની ગહનતા એજ છે. અથવા યથાર્થ કહેવાને એમજ બોલવું પડે. શારીર શબ્દજ તેનો ખુલાસો કરે છે. ઘોડાના શરીરમાં જીવ જૂદો છતાં નિર્દેશ "ઘોડો આવ્યો" એમ કરાય છે. તેમાં જીવ તથા ઘોડાનું શરીર એક બીજાથી ભિન્ન છે. પરંતુ ઘોડો કહેતી વખત તે એવાં છે કે એક બીજાથી જૂદાં ન પાડી શકાય તેથી તે જીવનું ઘોડો શરીર એમ અપ્રથક સિદ્ધ શરીર કહો કે વિશેષણ કહો ને તે બેનું સમાન અધિકરણ બે શબ્દો બે પદાર્થો ને જે એક શબ્દથી જે એક અર્થથી બોધ થાય છે. તે શબ્દ ઘોડો છે. એજ રીતે **यस्य पृथिवी शरीरम्** ને **यस्य आत्मा शरीरम्** ' **सर्वं मिदं प्रोतं**" એમ બેઉનો સાચો શરીરી તે એકજ સર્વમાં હોવાથી જ્યાં જ્યાં જે છે તેમાં તે છે. એટલે શરીરનો નિર્દેશ શરીરી લગાડતાં સર્વ તેજ છે. એમ કહેવુંજ બને છે. કારણ જગત ચર અચરાત્મકજ માત્ર નથી તે બેઉ તો શરીર છે. તે બેઉ ત્રીજા પરમાત્મતત્વ વિશિષ્ટ છે. આંહી પણ '**पुरुष**' આ બધું છે. એમ કહે છે. એટલે તેમાં ન તો એકલું '**पुरं**' ન એકલો તેમાં "રહેનાર લેવાનો "માંહે રહેનાર પુર સહીત" તે" આ બધું છે એટલે કે અર્જુને ખુલાસો કર્યો છે તેમ **सर्वं समाप्नोसि ततोसि सर्वः** અર્જુને તેવા દીઠા તે તેથીજ **नमः पुरस्तादथ पृष्ठतस्ते** કરીને નમવા માંડયા. ને તેના શરીરમાંજ **तत्रैकस्थं जगत्कृत्स्नंप्रविभक्तमनेकधा अपश्य देवदेवस्य शरीरे पांडवस्तदा**" એટલે આ બધું તે પુરૂષ છે એતો હજી તેના એક ભાગમાં છે, તેનો એક ભાગ આ છે એટલે તે પણ પુરૂષજ. ગામનો ભાગ પણ તેજ ગામ–કહેવાય. તેમ **पुरुष** શબ્દજ પુરતો નિષેધ નથી કરતો પુરથી જૂદો પણ ઠરે છે. ને તે માટે સૌથી વધુ ખુલાસો કરનાર શબ્દ તો **नारायण** છે એથી ઉપનીષદોને મનુસ્મૃતિ, ભારત, રામાયણાદીએ તેનેજ પરમતત્વ માટે છેવટ સ્વીકાર્યો છે. "**नार**" આ બધું ને તેનું 'અયન' તે પોતે અથવા "નાર જેનું અયન" એમ ઉભય મળીને એક નાર વિશિષ્ટ અયન એમ વિશિષ્ટ અદ્વૈતનું સ્પષ્ટ કથન છે. તેજ અર્થ અહીં છે એ વિશે બહુ કહ્યું છે ને બહુ કહેવાશે. "**यद्भूतं यच्चभव्यं**" જે ભૂત ને જે ભવિષ્ય" તે પણ આ પુરૂષ જેમ **सदेव अग्रे आसीत्** આજ આગળ "સતજ" હતું જે હાલ છે તેજ આ-

ગળ હતું એટલે કાર્ય છે તેજ કારણ હતું. નવું કાંઇ આવ્યું નથી. અર અમર શરીરવાળો તે પરમાત્મા આગળ પણ હતોજ તે વેળા પણ તેના તે પુરમાં તે સુતેલ પુરૂષ—શરીર વિશિષ્ટજ હતો. તે તો તેના તે–તેવોજ સ્વરૂપે છે. શરીર સંકોચ પામ્યું હતું એટલે તેને લઇને નામ પડયું હતું. તેજ હવે વિકાસ પામવાથી તેનું કાર્ય નામ પાડ્યું છે. એ રીતે ઉપાદાન કારણ તેજ છે. તેમજ તે તે શરીરીનાજ સંકલ્પથી સંકેલાય ને ખુલે છે. વિકસે છે. યથોર્ણનાભિ:" એમ શ્રુતિ ઉર્ણનાભિનું દૃષ્ટાન્ત દે છે. એ રીતે નિમિતકારણ પણ તેજ છે. એટલે ભૂતકાળના કથનથી આગળ પણ પુરૂપજ હતો એમ કહેવાથી આ કાર્યનું અભિન્ન નિમિત્તોપાદન કારણે તેજ હતું ને તેજ રહેવાનું તે માટે જે ભવિષ્ય તે પણ તેજ એમ બતાવે છે. એટલે પ્રલય વેળા પણ તેજ ને ફરી શ્રષ્ટી પણ તેજ રીતે થવાની—

भूत ग्रामं स एवायं भूत्वा भूत्वा प्रलीयते ॥
रात्र्यागमेऽवशः पार्थ प्रभवत्यह रागमे ॥

તેમ મહાપ્રલયમાં છેવટ तमःपरेदेवएकीभवति " दिव्यो देवो एकोनारायणः ને પ્રારંભ પાછો नारायणात्ब्रह्माजायते આદિથી થાય છે. એટલે ત્રિકાળમાં આ વાતનો સ્વામી નિયંતા ધારક શરીરી તેજ છે હતો ને હશે. સાચો ઇશ્વર, તે સદાનો ઇશ્વર (તે, સર્વત્ર ઇશ્વર તે છે એમ એજ પદથી ખુલે છે. પછી આગળ કહે છે उतअमृतत्वस्येशान " અમૃતત્વના ઇશાન " આતો મૃત્યુલોક છે, બ્રહ્માન્ડજ ઉપજ્યું છે તેમ નષ્ટ થવાનું, કેટલા સૃષ્ટી પ્રલય થયાં निस्यांसतत विक्रियां " સદા વિકાર પામે જવું એ સ્વભાવ છે. તેનુંજ આ જગત મૂળ ખોખું બનાવેલું છે. કોઇ તે છ વિકાર ગણાવે છે. અસ્તુ. તેથીજ આંહી કાંઇ સ્થિર નથી. અનિત્ય કહેવાય છે ને આત્માતો નિત્ય છે. તેને તો બધું નિત્ય જોઇએ. અનિત્યથી પ્રિત થઇ ને તે ગયું કે દુઃખ બન્યુંજ રહેવાનું બલકે સ્થિતિમાં પણ બાળ, યુવા ને વૃદ્ધ થઈ જવાનું જયારે આત્માને પ્રતિક્ષણ નવું જોઇએ. એટલે તેના સ્વભાવાનું ગુણ અહીં પ્રકૃતિનું કંઇ થઈ શકે રહી શકેજ નહીં. માટેજ ભગવાને "अनित्य मसुखं लोकं" કરીને આ જગતનો નિર્દેશ કરે છે. ને તેથી નિરાશી થવાનું તેને છે ને એ શિવાય બીજું કોઈ બ્રહ્માન્ડ પણ અમર લોક છેજ નહીં. તેમ માને ! જે આ જગતનોજ ઇશ્વરતો છે તેની પાર બ્હાર તેની સત્તા નથી એમ માને તેને બીજા ઇશ્વરની જરૂરત પડે, પણ શ્રુતિ આ મૃત્યુ લોકથી બ્હાર બીજું અમર લોક તે અમૃતત્વ છે એમ પણ કહે છે. ને વળી તે તો નિયંતા અહીંની પેઠેજ વ્યાપક, ધારક શરીરી સ્વામી તેને તેજ છે. शास्ता विश्नुरशेषस्य " प्रशासितारं सर्वेषां એવો તે સર્વત્ર એક સરખોજ છે. ને જે यषोध्यक्षः परमेव्योमन् જે અહીંનો પ્રભુ તેજ તહીંનો છે. તેનેજ દશ આંગળ વધ્યો " આગળ કહી દીધો છે તે આ કહેવાય છેજ. તેમ અર્જુને પણ એકજ અંશમાં જગત તો જોયું બાકી दीव्य माल्यां बरधरं આદી અનેક જોયું છે. અર્થાત્ જે લીલા વિભૂતિનો પતિ છે તે નિત્ય વિભૂતિનો પતિ છે. ઉભય વિભૂતિનાથ તે " પુરૂષ " છે. •

તેનું નામ પ્રસિદ્ધમાં સૌને પરિચિત " વૈકુંઠ છે. " આ લોકમાં " શ્રીરંગધામ " દેવ લોકમાં " ઉપેન્દ્રધામ " સૂર્યમાં તેનું ધામ " આદી પણ " દરબાર " રાજ્ય મહે-

લ " ગામડામાં પણ હોય તેમ કહેવરાવાથી તેને નશ્વર જાણવાની ભૂલ થાય છે. પણ તેનું નામજ કદી કુંઠીત ન થાય તે એમ " વૈકુંટ " જ સૂચવે છે તે આ ત્રણ ગુણનું બનેલું જ નથી. આ પ્રકૃતિમંડળથી તો કહીં તે પાર છે **तमसः परस्तात्** છાંદોગ્ય, બ્રહદારણ્ય, કૌશીતકી આદી ઉપનિષદ તે કયાં છે ? કેવું છે ? કયાં થઇને, કોનાથી, શી રીતે જવાય છે ? એ બીજે વિસ્તારે કહે છે તે વેદાન્ત સૂત્રમાં તો પાછલા બે અધ્યાયજ તેના ઉપાય ને ફળ સ્વરૂપ માટે છે. પણ અહીં પણ ટુંકામાં તેનું તે નામ " અમૃતત્વ " કરીને નિર્દેશ કરે છે તેમ **यदन्नेनऽति रोहति** કરીને કહે છે. **यत्** જે પરમપદ તે કલ્પીત શબ્દ નથી. બ્રહ્મનું સ્વરૂપ માત્ર નથી. **तत्प्रसादात्परां शांतिस्थानं प्राप्स्यसिसाश्वतम** " **यद्गत्वा ननिवर्तते** " આદી વચનો તેને સ્થળ વિશેષ સુસ્પષ્ટ કહે છે. બલકે મુકતો તો ત્યાં જાય છે જ ત્યાંજ બ્રહ્મને પામે છે. પુરા ભોગવે છે ને તેથીજ **ईशान** શબ્દ સાર્થક છે જો ત્યાં કોઇ હોય નહીં, હોય તેમને માટે કાંઇ ન હોયતો, પછી **ईशान**નો ખપ શો ! રાજા શબ્દજ રાજય ને પ્રજા પછીજ સિદ્ધ યથાર્થ થાય છે. ને તેમજ છે. **तद्विष्णोः परमंपदंसदा पश्यन्ति सूरयः** એમ સદા જોનારા સૂરા અસંખ્ય-અનંત ત્યાં છે. તેનાં નામ છે, તેનાં વર્ણન છે તે અહીં પણ કદી કદી પધારે છે એ વિશે શાસ્ત્રોમાં વિસ્તારે છે. તેમ તેમને માટે તથા અહીંથી તે જાય તેમને માટે ત્યાં **ભોગ** પણ દીવ્ય છે. " **दीव्यषाड्गुण संयुतं** " " **पंचोपनिषन्मयं** " છે. અહીં અન્ન શબ્દ છે. **अद्यतेइति अन्नंभोग्यजात** તેવડે **अतिरोहति** અધી વધી પડે છે. પરિમિતને ક્ષીણ થતી લીલા વિભૂતિથી તે નિત્ય પ્રાદુર્ભાવ, નવી નવી ખૂબીયો, પામવાથી ચઢે છે, ઉત્કૃષ્ટ ઠરે છે ચેતન નિત્યના પ્રતિક્ષણ નવા માગતા સ્વભાવને બંધબેસતા જે ભોગ છે તે પરમાત્માનાજ ભોગ છે. માટે **भोगमात्रसाम्य** સૂત્ર કહે છે. તે શું છે ? કેવાં છે ? કેટલાં છે ? એ વાત વાચા મગોચર છે. કારણ અહાવા તો નથી એ સિદ્ધ છે. ને તેથી પ્રત્યક્ષ પ્રમાણેજ અનુમાન થવાનું વિલક્ષણનું અનુમાને પ્રત્યક્ષાનું ગુણ કરવામાં ભૂલજ થવાની. પણ સાર એટલોજ છે કે-જેવી આ વિભૂતિ છે તેવીજ તે વિભૂતિ ભોગ્ય ભોક્તા રાજ્ય પ્રજા વૈભવદ્વારા પરિપૂર્ણ છે ને તેનો પણ તે નિયંતા છે એવો તે પુરૂષ છે ત્યાં પણ તે નિયંતાજ છે. એટલે એવો તે સમર્થ છે. એ રીતે સર્વત્ર સર્વમાં જેની શ્રેષ્ટતા ને સર્વેશ્વર " પુરૂષ " એમ પરમાત્મા એમ બે મંત્રથી કંઇક પરમાત્માની ઓલખાણ, પરમેશ્વરની પીછાણ થઇ. વધુ હવે. અહીંતો ૐ **शान्तिः शान्तिः शान्तिः**

લે. અ. ત્રી. શ્રી વૈષ્ણવ.

---

## સમાચાર.

**હવામાં ઉડવાનું વ્હાણ**—૭ મિનિટમાં ૧૫ માઇલની મુસાફરી !—વોશીંગ્ટન ખાતેથી મળેલા તારના સંદેશામાં જણાવવામાં આવે છે કે મી. ઓરવીલ રાઇટ હવામાં ઊડવાના પોતાના વ્હાણમાં બાસઠ મિનિટ અને પંદર સેકન્ડમાં ૭૮॥ માઇલની મુસાફરી કરી હતી, તે પછી તેણે ૭ મિનિટમાં ૧૫ માઇલની મુસાફરી કરી હતી જે મુસાફરીમાં લશ્કરનો એક લેફટનન્ટ પણ તેની સાથે રહ્યો હતો. સાં. વ.

# પ્રકરણ ૫ મું.

## " સાહસ "

( ગતાંક પૃષ્ઠ ૧૭ થી ચાલુ )



મ

દુરાની આજુ બાજુના બગીચાઓ માત્ર નહીં પણ તેની પછીની જમીનો પડતર તો ઠીક પણ ખેડાણમાં પણ ભેલાણ કરી નાંખી રાજાઓનાં લશ્કરો પડયાં હતાં તે કાંઇ શત્રુ નહોતાં. નગરનાં દ્વાર ત્હેમને માટે ઉઘાડાં હતાં, એટલુંજ નહીં પણ રાજદ્વાર પણ ખુલ્લાં હતાં. રાજયના કોઠાર પણ ત્હેમને માટે ખૂલ્લા હતા. કારણ તે બધા નિમંત્રેલા મહેમાનો હતા. સહુ સજીને આવ્યા હતા, એટલે સારામાં સારો સાજ સમાજ પોતાની સાથે લાવ્યા હતા. કારણ બધાજ ઉમેદવાર હતા ને તે એકજ વસ્તુના. તેઓ તે માટે લઢવા ઝગડવાના નહોતા, કારણ તે વસ્તુ સાંપડવા માટે આગળથીજ તેમણે પોતાના ભાગ્યપર રાખ્યું હતું તે બધાજ સ્હમજતા હતા કે, તે બધામાંથી એકનેજ તે મળશે. પણ કોને ? તે ચોકસ કોઇજ નહોતું જાણતું જો કે આડકતરી રીતના પણ કેટલાક પ્રપંચો ત્હેમાં ચાલી રહ્યા હતા પણ છેવટ વાત એકનીજ મરજી ઉપર હતી ને તે " કન્યા રત્નની " કોઈ પોતાની છબીઓ મોકલાવતા, કોઇ પાસબાનોને લાંચી ત્હેમના દ્વારા પોતાની પ્રસંશા સંભળાવતા, કોઇ બીજા પાસે કાવ્યો રચાવી પોતાને નામે પઢાવતા, તો કોઇ પોતાના દેશની આમદ ખર્ચ ને ખજાનાના આંકડા પડાવતા હતા. આ બધી ખટપટ અઘટિત હતી. છુપી કોશીશો હતી ને તે એકે પાર પડી નહીં. કારણ કુમારીકાએ કોઇનેજ કાન ન આપ્યો, કોઇનીજ વાતને ધ્યાન ન આપ્યું. ધાત્રીને માતાએ પણ સામાન્યપણે પૂછ્યું, સખીઓએ પુછ્યું, પણ તેના મનનો મર્મ ઇહાં સુધી કોઈ ન કળી શક્યું કે તે રાજાને પસંદ કરશે કે યુવરાજને ? પરણેલ ને કે કુંવારાને ? " શ્રી સુંદર બાહુ કરશે તે થશે " એ એકજ ઉત્તર સહુ માટે બસ હતો. તેમ આજે તે શું કરશે તે જણાવાનુંજ હતું.

પ્રાતના આઠ વાગ્યાથી રાજાઓ આવવા અને ખાસ બનાવેલ ભવ્ય મંડપનાં ઉન્નત ગોળાકારમાં ગોઠવેલાં આસનો દીપાવવા લાગ્યા. અર્ધ કલાકમાં તો સભા પૂરી ભરાઇ ગઇ. એકે બેઠક ખાલી ન રહી. પુરજન, વિદ્વાન, મહેમાન ને રાજયના સામંતો ને શ્રીમાન આદિથી સભા ચિકાર ભરાઇ ગઇ, એકજ માર્ગ એક તરફ ઉઘાડો હતો. ને ત્હેનો રસ્તો જરીન ગાલીચાથી દૂરથીજ દીપી નિકળતો હતો. ત્હેના છેડાપર ઊઘડતા અંતઃપુરના દ્વારની આજુબાજુ અદ્ભુત શોભા હતી; ને દ્વાર હજી બંધ હતાં. સૌ તેજ ઊઘડવાની વાટ જોતાં હતાં પણ કુંવરીને શ્રી સુંદરબાહુના ઉપર બાલ્યાવસ્થાથી અતી આસ્થા હતી. તે તો સૌના પહેલી ઉઠી ન્હાઇ ધોઇ શૃંગારી ધાત્રી અને સખી સાથે પુજાપો લઈ ગિરિરાજ પર પહોંચી ગઇ હતી. ત્યાં જઈ ફરી નુપુરગંગામાં અતિ શ્રદ્ધાથી ન્હાયી, જ્યાંથી પ્રભુએ બચાવી હતી ત્યાં તેજ પ્રભુ

પ્રસંગને ધ્યાયી મનથી પ્રાર્થના શરૂ કરતી મંદિર ભણી વળી. ધ્વજસ્તંભ આગળ વાંકી વળી ઘુંટણીએ પડી બે વાર વંદન કર્યું. પ્રથમ ડાબે હાથ શ્રી લક્ષ્મીજીના મંદિર ભણી આવી, માતાજીને સાડી તો તેની મોકલાવેલીજ નવી ધરાવી હતી; પણ પોતાની સમીપમાં કુમકુમ હજાર નામથી હજારવાર અર્ચક હસ્તે ચરણે ચઢાવરાવી ત્હેની પ્રસાદી મળ્યાથી શિર્શે લગાવી, પ્રદક્ષિણામાં સહુ દિવ્ય પરિવારને નમતી શ્રી નીલા, ગોદા, દેવીના દરબારમાં આવી ત્યાં રસીલાને વિનવવાને વ્હારે ધાવા વિનંતિ કરી મ્હોટા શ્રીમંડપમાં આવી શ્રી ગરૂડજી સમીપ ફરી શીશ નમાવી વંદન કર્યું ને મહામંડપમાં ચઢી ભીતર નિજ દ્વારમાં થઇ ખાસ મંડપ દ્વારા નિજ દ્વાર પાસે જઇ નિજમંદરમાં નયન ભરીને શ્રીસુંદરબાહુને નિરખ્યા.

સહસ્ત્ર દળ તુલસી સહસ્ત્ર નામ વડે ચરણ કમળમાં ચઢવરાવી કર્પૂર આરતી કરાવી એજ માગ્યું કે, “જેમ બચાવી તેમ બચાવજો ને એજ પતિ અપાવજો” પ્રભુ કરતાં પણ ત્હેનું ધ્યાન પતિમાં વધારે હતું. પતિ માટેજ પ્રભુને પણ આ વેળાતો ન્હાતી હતી, ને “અડંડુ તો ત્હેના મનને નક્કી હતું કે ત્હેનું ધાર્યું થશે.” પિતાજી સેનાપતિને પુત્રથી અધિક ગણે છે, તે ઉત્તમ કુલીન ક્ષત્રીપુત્ર છે, એમ કબુલ કરે છે. માતાજી ને પિતાજી મ્હારા વિયોગનું નામે સાંભળતાં નયનમાં નીર ભરે છે, તે કષ્ટે તેમને નહીં થાય. કારણ ઘેર બેઠે ગંગા આવ્યા જેવો મોખ છે. કોને વરવું તે મ્હારી મરજી પર મુકયું છે. રાજાનેજ વરવું એવી કાંઇ શાસ્ત્રાજ્ઞા નથી. સ્વજાતી, ઉત્તમ કુળ, આચાર વિચાર જે જોઇએ તે આ પુરૂષમાં છે. માતા પિતાને શું ? તમામ રાજ્યને ત્હેની પ્રતીતિ છે. સૌજ ત્હેની પ્રસંશા કરે છે, પછી શા માટે મ્હારી મતિ સમ્મતિ નહીં મળે ? “તે કુંવારા છે, બીજા બહુ પરણેલ છે. નહીં પરણેલ હોય તે પણ બીજી કરવાના. આ તેમ નહીં કરે” આવા અનેક અનુકુળ તર્ક કરતી તે પુરમાં પહોંચી ગઇ. વાજાં વાગવા માંડ્યાં, નોબત, સુરનાઇ, મૃદંગ ભેરી ગાજી રહ્યાં ને લોકો કન્યાદેવીના દર્શન સારૂ આતુર થયાં. દર્શન કરી તે અંતઃપુરમાં આવી પહોંચ્યા છે. હવે ત્હેનાં દર્શન સ્વયંવરની સભામાં થવાને ઝાઝી વાર નથી.

તે ખરેખર દર્શનીય સ્ત્રી રત્ન હતી, સોનું ને સુગંધ તેમ તેણીમાં રૂપ ને ગુણ બેઉ પૂર્ણ હતાં. તે પદ્મણી હતી, તે સતી હતી, તે અવતારી દેવી હતી એથી વધારે ત્હેનું શું વર્ણન ! રાજાની યુવાન પુત્રીને સ્વયંવર વેળા શણગારેલ ત્હેમાં શું ખામી હોય ! સૌ સભામાં સ્હમજ્યાં કે, સમય આવી પહોંચ્યો. વાજા ગાજાના ઘોષ સાથે સભામાં પડતું દ્વાર ઉઘાડયું, ક્ષિતિજમાંથી પૂર્ણિમાનો ચંદ્ર નિકળે તેમ ચંદ્રમુખી બહાર આવી પ્રકટ થઇ, ધાત્રીના હાથમાં હાથ આસપાસ ખાસ પસંદ કરેલ સખીનો સાથ ને જેવું તેણે સભામંડપમાં પગલું મુકયું કે બે બાજુ ઉભેલ બાળાઓની હારે તેણે ને કુસુમે વધાવી મંગળ ગીત ગાયું, સઘળું શાન્ત કુમારીકામય થઇ ગયું. ધાત્રીથી દોરાતી તે આગળ વધી, ત્હેની નજર બીલકુલ નીચી હતી, જાણે તેણે બીજાઓને જોવાને આગળથીજ આંખો મીંચી હતી. ધાત્રીએ આરંભ કર્યો પણ તેણી આંખ તો શું ઊંચી કરે પણ કાનમાં પણ તેના શબ્દો ન પડે તો ઠીક એમ સર્વાધિક ભાવથી ઇચ્છિત સ્વામીનેજ સ્મરતી ને તે આશા પૂરણ પાર પડશે કે નહીં ? એ વિષે ખરી વેળા આવે સંશય કરતી ચાલી. શુકનમાંજ તેને ચિન્તા ઉઠી ને તે ચિતારૂપ થઇ” અરે હું મૂર્ખી ! ખરેખર ભૂલી ! માજીને પિતાજીને પ્રથમથી મ્હારી પ્રતિજ્ઞા કહી ત્હેમની સમ્મતિ લઇ રાજી ખુશીથી વરી હોત તો શું ખોટું હતું ? હવે, તે મ્હારી સ્વતંત્રતા જોઇ રોષ તો

નહીં કરે ! પહેલાંથી વાત ન કરી તેથી મને પ્રપંચી કદાચ–પાપી પણ ગણી મ્હારૂં ચહ્યું રોક તો નહીં કરે કે ! તે ડંખીલાતો છેજ. તેણે તો માન્યું છે કે મ્હારા નિમિત્તે તેમને મ્હોટા રાજ્યની વગ થશે, માતાજી મનસુબા કરે છે કે દીકરીને તો ધનના ઢગ થશે તે તો કાંઇજ નહીં થાય ! અરે ! એથી પણ વળી ભૂલ રાજાઓને નોંતરી સેનાપતિને વરવું ! તે તેમને કેમ રૂચશે ! તેઓ પોતાનું અપમાન થયું કાં ન માને ! ને તેથી કલહ ઉભો થઇ રંગમાં ભંગ કાં ન પડે ! પેટ મસળી શૂળ મેં ઉભુ કર્યું કે કરૂં છું. ફોકટ હું ધાત્રી સાથે તો કરૂં છું શું હવે પ્રાણ ગયે પણ મ્હારી પ્રતિજ્ઞા તજવાની હતી ! મનથી તો શું સ્વપ્ને પણ ઇતર પુરૂષને ભજવાની હતી ! થનાર થાઓ ! થયું તે થયું ! પ્રભુ સ્હાય્યો છે ! અથવા આ મ્હારા મનની હુઝડાઇ છે. બાળાની મનમાનીજ વાત પૂરી કરવાની બેવકુફાઇ છે. જે હો તે હો હવે હું તો બીજી કરવાની નથી, નિશ્ચયથી કરવાની નથી. "તે વિચારવમળમાંજ વહી ગોળાકાર હારની ફેરી પૂરી થઇ. ત્હેના મનથી ભવાટવી ફરી રહીને મહા દ્વાર આગળ આવી. ત્હેના મનનો એ માળાનો મેર, તે ત્યાંજ હતો, સર્વ શસ્ત્ર કવચ સહીત સજી ત્હેના રક્ષણ સારૂજ સજ થઇ ઉભેલા રક્ષકના ગળામાં હાર આરોપી તે બોલી.

જ્યારથી મ્હારા તનના રક્ષક થયા ત્યારથી મ્હેં મનથી પણ રક્ષક ગણેલ છે જ " આજે સૌની સમક્ષ મને મનગમતાને હું હોંશે વરૂં છું " આટલું ઉચરતાં તો " હાં હાં " ને હાહાકાર થઇ રહ્યો. પિતા પોતાના આસનથી ઉઠી ધાયા ! કંઇ રઘવાયા થઇ પરસ્પર પૂછવા માંડયા કે, એ કોણ ! કયાંના કુમાર ! પણ પૂરા ઉત્તર પામતાં પહેલાં તો તેણે શ્રી રૂક્મણીજીને શ્રી યદુપતિએ ઉપાડી હતી તેમજ તેણીને કહાવી સંકેત કરી તૈયાર રાખેલ બહાર ઉભેલ રથમાં બેસાડી રસ્તામાં પણ ઘોડાઓની જોડીઓ અગાડીથી ગોઠવી રાખી હતી કારણ તે મહારાજના સેનાપતિ હતા તેની પાસે વાહન સામનની કમતી નહોતી ઘણા તેના ખાનગી મિત્ર હોવાનો પણ દાવો કરતા હતા તે બેશક સહુનેજ વ્હાલો હતો પણ ખરો ન્યાય એ કે, રાજાને લઇને !

આ સાહસ તેણે મહારાજની મરજી વિરૂદ્ધ કર્યું, તે વેળા ત્હેનું સહાયી ત્હેના સારથી શિવાય કોઇ ન હતું. તે એકલો એક રથથીજ ચાલ્યો પણ કયાં સુધી ! પછવાડે બધાજ ઉમેદવાર ચઢયા, હેમની સેના પણ ચઢવા માંડી. જે જેમ પહોંચતા જતા તેમ નડતા લઢતા ગયા પણ તે પાછું મુખવાળી બેઠેલો એવા છુટા છુટાઓઓને તો એવો નડયો કે ખરેખર પૂરોજ પડયો. એ કે ત્હેનાથી એમ તો ન ફાવ્યા, બાણ ધારાએ તેણે ઘણાને ગભરાવ્યા. તે અદ્‌ભૂત કરામાતી નિકળ્યો. કુંવરીની પ્રેમગાંઠ એકેક ત્હેના પરાક્રમ પર વધુને વધુ સજ્જડ થતી ગઇ પણ દુશ્મનો ખૂટે તેમ નહોતા. પુંઠે એક પછી બીજા ને દસ પછી પચાસ એમ ચાલ્યાજ આવતા હતા સૌથી લઢતાં તેને બહુ રોકાવું પડયું તેમાં તમામ ભેળા થઇ ગયા તે અભિમન્યુ ઉપર કૌરવોના ન્યાયે સામટા સાથે સંપી તેને સપડાવા ધાર્યું. કોઇ હયપર તુટી પડયા તો કોઇ રથપર, કોઇ શસ્ત્રપર તો કોઇ કવચપર, ધ્વજ, સારથી, ઘોડા, રથ તમામ પથમાં પડયાં. કવચરહિત પોતે પણ પડયો તેના પર સૌ પડયા ઘણોજ ત્હેનો તે વેળા સૌએ મળી તિરસ્કાર કર્યો તેને બુરે હાલે બાળાના દેખતાંજ બાંધ્યો ત્હેના મુખ પર કેટલાક નીચ થુંકયા ને બીજા પણ વચન બાણ મારવે ન ચૂકયા. સૌ સાથે વરઘોડો શહેરમાં આવ્યો. કુંવરી તો મહેલમાં, પણ કુંવરજી કેદીલા તો કપરી કેદમાંજ જઇ પડયા. ત્હેના મનની વ્યથા તેજ જાણે ! !

મહારાજાએ મહેમાનોની સભા મેળવી સૌનું સાંભળી સૌના મતમાં ભળી જોશીને બો-

લાવી મુહુર્ત સ્હમજી બીજેજ દિવસ ફરી સ્વયંવર કરવા ઠરાવી સૌને પોતપોતાને સ્થાને પહોંચાડી ભિતરનો ભડકો ખોલવા ધમપછાડા કરતા અંતઃપુરમાં આવ્યા. કુંવરી પરનો કોપ જે ભિતરમાં ભરી રાખ્યો હતો તે રાણીને જોતાંજ ફરી અધિક ઉછળ્યો.

"ક્યાં ગઇ તમારી ચબાવલી !" તેણે એક હીંચોળા ખાટપર બેસતાં લાલચોળ નેત્ર ભ્રૂ ચઢાવી ઉંચે સ્વરે પૂછ્યું !" તેના તનની પેઠે તેનું મન પણ હીંચોળા ખાતું હતું !

મહારાણીના મનની પણ એજ સ્થિતિ હતી. તેની આંખમાં આંસુ ઉભરાઇ આવ્યાં તે પોતાનું કર્તવ્ય કરી ચૂકી હતી. હાલજ હઠીલીથી હારીને આવી બેઠી હતી તે બોલી. "હું પણ એજ ઘુંચવણમાં છઉં."

મહારાજે તો મનથી રસ્તો કાઢ્યો હતો તે પ્રકટ કર્યો. "ઘુંચવણ શાની ! કાલે ફરીથી સ્વયંવર કરીશું, મુહુર્ત પણ નક્કી કરી રાખ્યું છે ને સૌને વરદી પણ દીધી છે. તમે તેને કળે બળે ઠેકાણે લાવજો. ધાત્રી છે, ગુરૂજી છે, સખીયો છે સૌ સ્હમજાવશે. હજી બગડી શું ગયું છે?"

રાણીએ માથું ધુણાવી ફરી નેત્રમાં નીર ભરી કહ્યું "વાત હાથમાં રહી લાગતી નથી, તે બીજું કોઇનું કશું સાંભળતી નથી. હું વરી ચૂકી ને એકની ઠરી ચૂકી" એકજ વાત છે!

છીટ છીટ ! તે ચાલવાનું નથી. રાજાએ સહજ સ્હમજી કહ્યું. "તે તેનું કરી ચૂકી તેમાં તે પાછી પડી તો ભૂલી ત્યાંથી ફરી ગણે. તે અજ્ઞાન છે, તેના રૂપમાં ભોળવાઇ છે. પણ તે જાણે છે કે, એક સાચા ઉંચા ક્ષત્રીની પુત્રી એક નીચ ગોલાને પસંદ કરે ને વરે !" રાજાજી તો વધુ કહેવા જતા હતા. "ગોલો કેમ ?" રાણીએ વચમાં પ્રશ્ન કર્યો. "આપને કાંઇ ત્હેની નાત જાતનો વધુ પત્તો લાગ્યો શું ! "બેશક રાજાએ કહ્યું" ત્હેના કૃત્ય ઉપરથી એક વનપશુ મારવાનું એક બાલકનું કામ તેણે સાહસથી કર્યું ત્હેના બદલામાં મ્હેં ત્હેને મ્હારા રાજ્યનો રક્ષક કર્યો તે મ્હારી જ પ્રતિષ્ટાનો ભક્ષક ઠર્યો ! સેનામાં ફૂટ કરી મને પદભ્રષ્ટ કર્યો હોત તો બહુ ન લાગત; પણ મ્હારા કુળને, ને મ્હારી કીર્તિને કલંક લગાડયું. એવું ક્રૂર કપટી કૃત્ય કોઇ જાતવાન ક્ષત્રી કરે જ નહી. ઉપકારનો બદલો અપકાર ગોલા જ કરે ! જેનું લુણ ખાધું, જેને માબાપ કહ્યા, મ્હેં પણ જેને પુત્ર સમાન ગણી અંતઃપુરમાં પણ પ્રવેશના પરવાનગી આપી ત્હેનો ઉલટો ઉપયોગ કરી તે ત્હેની બ્હેનપર જ કુદ્રષ્ટી કરે ! ભોળી બાળાની મતિને ભ્રષ્ટ કરે ! ધિક્કાર છે તે યજ્ઞ ભાગને સ્પર્શનાર ચંડાળને ! ધિક્કાર છે દેવના નૈવેદ્યને અભડાવનાર શ્વાનને ? ત્હેની કૃતિ સર્વથા નીચ છે. ત્હેના મિત્રદ્રોહી, કૃતઘ્ન ને વિશ્વાસઘાત ત્રણે અપરાધ અસહ્ય છે તે માટે ત્હેને નર્કેજ યોગ્ય છે. હું ત્હેને દેહાન્ત ત્હેમાંજ રાખીશ. શાશનથી શુદ્ધ કરવાનું મ્હારૂં કર્તવ્ય હું ન બજાવું તો દૂષિત ઠરૂં. પોતાના ન્હાના ભાઇની સ્ત્રી રૂમામાં કુદ્રષ્ટી કરનાર વાલીનો પ્રભુએ પુંઠથી એક બાણે પ્રાણ લીધો તો આતો ત્હેની પુજ્ય બ્હેન ! તેથી પણ વિશેષ ! ત્હેનાપર આવી કુદ્રષ્ટી ! તે ઉપરાન્ત આટલી બધી ધૃષ્ટતા કે સેંકડો શૂરાના વચમાં ઉપાડી જ ચાલવું ! આવ્યો ધૂળ ફાકતો ને ચાખશે હજીતો પૂરાં પોતાની કૃતિનાં ફળ ! તે પતિત થયો, પતિતને પસંદ કર્યો હોય તોપણ તજવામાં દોષ નથી ત્હેના ચરિત્ર તે ચબાવલીને સ્હમજાવવા તે છેવટ બુદ્ધિશાળી છે !

શાણી રાણી જાણીને એક પ્રકારના વિચારવેગમાં વહે જતા પતિને પાછા વાળવા થોડું ત્હેની સાથે વહી. "તે બુદ્ધિશાળી છે પણ" સ્ત્રીની મતિ પાનીએ" વિનતા ને વેલડી "પાસવાનપર ઝટવળે." મૂળ ભુલ આપણી છે ત્હેને બધી રીતે વધાર્યો તે ઠીક કર્યું પણ પુરૂં પારખું પડયાવિના રાણીવાસમાં છુટ દીધી ને ત્હેમાં પણ યુવાન પુરૂષને યુવાનબાળાનો બહુવાર

સહવાસ થવા દીધો ત્હેનું આ પરિણામ આવ્યું. " રાજા પોતાની પોલ દાબી બોલ્યા " હજી બગડી શું ગયું છે ! કાલે ફરી સ્વયંવર કરવોજ છે, તે એકને વરશે એટલે આ પોલ બીજાને વિસરશે. કાંઇ માત્ર મનની મરજી કામ લાગે ! " રાણીએ ખુલાસો કરવા માંડ્યો " ત્હેના મનથી તો તેણે દઢ ઠરાવ કર્યો છે ને તે ફરી નજ ફેરવવાને !" એટલે શી રીતે ? " રાજાએ વધુ સ્હમજવા ચાહ્યું એટલે રાણીએ ગાંઠડી ખોલી. " આવી ત્યારથી પોતાની કોટડીમાં એકલી ભરાઈ છે, હાથમાં એજ કટાર સ્હાયી છે, જેનાવડે તે તે દિવસે બચી હતી. માંહેથી સાંકળ બંધ કરી છે ને બેફાટ વિફરી બોલે છે કે, બીજા પુરૂષનું નામ પડ્યું તો આ કટારીથી અહીંજ મ્હારો અંત છે. " રાજા વિસ્મય પામ્યા વધુ પૂછ્યું. એટલે શું તે મ્હારી આજ્ઞા પણ ભંગ કરશે ! " રાણીએ હવે રેડ્યું. "

ભંગ તો કરી, પોતાની સ્વચ્છંદતાથી ત્હેના મનથી તો ત્હેને ગમ્યું તેને વરી ! " " તે ત્હેની ભૂલ છે " રાજાએ કહ્યું ! રાણીએ ખુલાસો કર્યો.

તે તેવું નથી ગણતી ને આપણે પણ વિચારવા:જેવું છે કે, હવે તે બીજાના કંઠમાં માળા નાંખશે ? રાજા રસપર હતા. " તે આપણું ધન છે આપણા દાન શિવાય બીજાથી લેવાય નહીં. ત્હેનાથી દેવાય નહીં " રાણીએ પણ મન ખોલ્યું.

પણ આપણેજ ત્હેને સત્તા આપી ને તે તેણે ભોગવી વાપરી બેશક તેણે ત્હેનો દુરઉપયોગ કર્યો, મર્યાદ બ્હાર તે ગઇ છે પણ વાત એવી બારીક છેકે, ઉતાવળથી નિર્ણયપર આવવું ઠીક નથી " રાજા ફરી તપી ગયા " હું આવી ચૂક્યો છઉં, રાજાઓ વચમાં બોલી ગયો છઉં, કાલનું વચન દઈ ચૂક્યો છઉં. સૌનોજ દુશ્મન થવામાં હું સાર જોતો નથી.

રાણી શાન્ત થઇ ગઈ " બેશક આપનું વચન કુંવરીએ પાળવું જોઇએ પણ હાલ તો તે વકરીને બેઠી છે. ત્હેના પ્રાણપર લઈ કોટડીમાં પેઠી છે ત્યાં બીજાનો ભય કેવો ! આપતો ક્ષત્રી છો, રોષ પર આવ્યા પછી શું કોઇથી ડરો છો કે ભયથી પાછો પગ ભરો છો ?

રાજાને હજી હિમ્મત હતી ને તેથી તે બોલ્યો "હા ને તેથીજ પાછો પગ ભરવાનો નથી પણ ભરાવવાનો છે. આપણો હક છે આપણે તેમ ન કરી શકીયે તો આપણા મુરબ્બીપણાને લાંચ્છન."

" રાણીએ ચોખ્ખું કહ્યું " તે તો લાગનાર લાગ્યું. હવે જે થશે તે બેધાધંડુ તો ખરંજ ! મ્હારાથી બનતું મેં કર્યું, મ્હને સદ્ય શું કરવું તે સુઝતું નથી. આપને પણ પ્રાર્થના છે કે, બાળકોએ સાહસ કર્યું તેવું મ્હોટાંએ પણ ત્હેમનું જોઇ છેડાઈ રહામા સમાન થઇ ન કરવું જોઇએ. ને તેથીજ સમયની વાટ જોતી હુંતો બેઠી છું " તે બહુ કરવાનો કે ડરવાનો નથી. "

વાત શું વધારીએ ! તે ઉઠ્યા કોટડીપાસે આવ્યા ધમપછાડા કર્યા, કુંવરી વિફરી ગઇ. " હવે બીજાની નહીં થાઉં. બળ કર્યું તો મરીશ" એજ વાત ત્હેની હતી. કમાડ તોડવા તજવીજ થઇ, ભાંજગડો થઇ પણ બધી વૃથા વહી સૌએ તે વેળા મહારાજને શાન્ત કર્યા, સમય લીધો, સાંઝ પડી. રાત ગઇ, વ્હાણું વાયું પણ કુંવરી એકની બે ન થઇ. ન ખાધું પીધું સૂતી ન કોઇનું કશું લક્ષ લીધું. આખર સ્વયંવર મુલતવી રહ્યો.—

વખત વહ્યો, માંડમાંડ તેણે કમાડ ઉઘાડ્યાં, માંડમાંડ દેખાડવાને તેણે ખાધું, ઉપરથી આચારમાં થોડો ફેરફાર દેખાડ્યો પણ વિચાર તો જે રહ્યા તે રહ્યા.

સૌના દિવસ હાલ તો દુઃખ ને શંકામાં વહ્યા કે હવે શું થશે ! અહીં હાલતો વિરામવુંજ. ભવિષ્યમાં થાય તે ખરૂં. આ પ્રકરણ એ રીતે ઇતિ.

# —શ્રી રાઘવેન્દ્ર અને રમાદેવી.

## પ્રકરણ ૬ ઠું.

### અંતરના ઉભરા બ્હાર આવ્યા.

( સાંધણ ગતાંક પૃષ્ટ ૨૨ થી. )



મદુરા શહેરમાં પણ સુંદરબાહુ ભગવાનનું મ્હોટું મંદિર છે, ત્હેની અંદર જમણા ભાગમાં શ્રી દેવીનું ખાસ મંદિર છે, ત્હેના આંગણાના મંડપમાં આજે ભારે ભીડ હતી. મધ્યમાં રૂપાના દાંડાઓવાળા ન્હાંના ચંદરવા નીચે કંચનની " મંગળગીરી " માં શ્રી મહાલક્ષ્મી ચતુર્ભુજ ચંપકવરણી શ્વેતસાડી ધારી સુંદર વેણી સુધા સમારી લટકાથી બીરાજમાન થયાં હતાં. તેમના એક હાથપર પોપટ હતો, બીજામાં કમળ હતું, ત્રીજાથી અભય દેતાં ને ચોથાથી સ્વાશ્રીતને ચરણ બતાવતાં હતાં. ' માજી ' ની પાછળના ભાગમાં મહારાણી કુમારી આચારીનાં બૈરાં ને બીજાં ખાસ અલગ વિનયથી ઉભાં હતાં. જમણી ડાબી ગમે સ્ત્રીમંડળ માટે જ ગોઠવણ હતી. આગળના ભાગ ઉંચી ચાંદીમય ચોકીયો ઉપર ચાંદીનો પુજાપો આજુ બાજુ અર્ચક પરિચારક એક બાજુપર હારદોર વેદ પાઠી ને બીજી ગમ પ્રબંધ પાઠી તથા સ્હાંમા વાજાં ગાજાંવાળા શિવાય ચારેગમ અઢારે વર્ણ ઉભરાઇ રહ્યાં હતાં. તોપ છુટી કે, વાહકોએ માથે કીનારીદાર ધોતીયો એક સરખી બાંધી " મંગલગીરી " ને ધારણ કરી દેવદાસીની જોડી સ્હાંમી આવી ખડી થઇ. વાંસે તેમના ગાંધર્વ હતા. વાદ્યગાન શરૂ કરી ભાવો બતાવતી પાછલે પગે માજી સ્હામી જ દ્રષ્ટી રાખી તેઓ ચાલવા માંડી. વચમાં વચમાં નૃત્ય મહોરાપર થયે જતા, એકાદ મધુરીતાન પણ લાગે જતી, સ્વારી આગળ વધી બેઉગમ ઘીની મશાલો ને ચામરો, ઉપર કનકનું છત્ર ને તેની સાથે બે મ્હોટાં ચંદ્રજેવાં શ્વેત વિશાળ ને મોતીની ઝાલરવાળાં છત્ર છાઈ રહ્યાં હતાં. વેદ ને પ્રબંધ પાઠવાળા પાસે આવી શ્રીપાદુકા શિર્પધારી આજ્ઞા પામી ક્રમમાં ગોઠવાઇ ગુણગાન, સ્વરયુક્ત કરતા આગળ ચાલ્યા, તેની આગળ વાજાં ગાજાં, ધ્વજા, પતાકા, આયુધોવાળા જેવા મ્હોટા મધ્યના ચોકમાં આવ્યા કે સ્હાંમા તેવા જ દમામમાં શ્રી હરિ પણ સ્વારી સજી પોતાના મહામંદિરના એક મંડપમાંથી પધાર્યાં. દ્વિગુણ શોભા, દ્વિગુણ મેદની, દ્વિગુણ દર્શન ને તેથી દ્વિગુણ સાત્વિક સાધુચિત્તોમાં પ્રસન્નતા પ્રકટ થઇ. પ્રભુને માથે મુકુટ ઉપરાન્ત શીરપેચ, કલંગીતોરા પછવાડે કુસુમ ગુચ્છનો અંબોડો, ને આખે અંગે કનક કવચ, શંખ ચક્ર ને બે હાથે અભયપ્રદ એવા ચતુર્ભુજ કસબી પિતાંબર ઉપર જડાવ કટીમેખળા, પાદમાં નુપુર ને ત્યાંથી જ તેના ઉપર છેક કંઠ સુધી મોતી, મણી, માણિકય હીરાના હાર, આજુ બાજુ બધી ગમ વિવિધરંગી ને સુગંધમય વૈજયંતિ શ્રી ' માળ ' ની બહારે અલૌકિક હતી. ગાદીતકીયા, ઉપર સિંહ મુખવાળી મંગળગીરી, બે ગમે બે અર્ચક ચમર કરતા ને બે છત્ર શિરપર છાજતાં હતાં. સોનાનું છત્ર તો જુદું જ. શિવાય આગળ ચાર છડીદાર,

ચાર મશાલ, બીજા દળવાળા ને વેદ પ્રબંધ પાઠવાળાનો ઠાઠ અદ્ભૂત હતો. સાજનમંડળ પણ મ્હોટું હતું. સૌંજ ઉઘાડે માથે પગે ને અંગે કટીબદ્ધ બારે પૂંડ્રે અંગને શોભાવતા. સામંતો, શાસ્ત્રીઓ સંન્યાસીઓ ને બ્રહ્મચારીયો એક સરખા વિનયથી ચાલતા હતા. તે માતાજીની સ્વારી જોઇ વચમાં મ્હોટો માર્ગ કરી બેઊગમ બેઊ સાજનવાળા હળી મળી હારબંધ ગોઠવાયા, લાંબી વિશાળ વચમાં ખાલી જગા રહી ને પ્રિયા પ્રિયતમ પોતપોતાના વિમાનમાં સ્હામસ્હામાં આવી ઉભાં રહ્યાં. ચોતરફ ચુપચાપ છાઇ મૃદુસ્વરે મૃદંગતાળ વાગે જતી હતી. સૌનું લક્ષ હવે ખાસ થનારી ક્રિયામાં લાગી રહ્યું હતું. પ્રભુ તરફ એક અર્ચક પોતાના બે હાથ વડે સોનાની સુંદર મ્હોટી થાળ પકડી નાકે લૂગડું બાંધી સાથે બે છત્રચામરવાળા ને પોતે શ્રીહરીના સમીપ આવીને નમ્રતાથી ઉભો રહ્યો. એટલે પ્રભુના કંઠમાં ધારણ કરાવેલ વિવિધવર્ણની કુસુમમાળાઓમાંથી એક ખાસ, ઘણી સંભાળથી કાઢી લઇને સોનાના થાળમાં પધરાવી. અર્ચકે તે થાળ માથે લીધો. બે ગમ માણસોની હાર ગોઠવાઇ ગઇ. શ્રીજીપછવાડે સ્ત્રીઓ ને પ્રભુ પાછળ પુરૂષો બેઊગમ વાજાંવાળા હાજર હતા. તે જોરથી વગાડવા મંડ્યા. તોપના ધડાકા જારી થયા ને ઘણીજ ધીમા ચાલે અતિ વિનયે ને વ્હાલે અર્ચક એ માળા લઇ શ્રીદેવી ભણી આવ્યો. "શ્રીમાળા" ઉપર બે છત્ર હતાં, બેઊગમ ચમ્મર થયે જતાં હતાં. આગળ ચાર છડીદાર ને ચાર મશાલચી હતા. ધીરે ધીરે ચાલતાં જ્યાં તે મંડળ શ્રીજીના ખાસ વાહન સમીપ આવી પહોંચ્યું કે શ્રીજીના વાહકોએ શ્રીજીની (પાલખી) મંગલગીરી નીચી ઝુકાવી એટલે શ્રીજીજ ઝુકયા. મહા મોંઘી માળાને મહામાન આપ્યું. જાણે કંઠ ધારવાને આતુર થઇને પાસે આવતાં પોતેજ નમ્યાં, તૈયાર થયાં એટલે અતિવિનય ને સંભાળથી તે શ્રીમાળ શ્રીકંઠમાં ધરાવવામાં આવી તેવીજ તેવડીજ તેજ રીતે શ્રીકંઠનીમાળ તેને સાટે તેજ અર્ચકે ઉતારી તેજ કંચનથાળમાં પધરાવી ને પાછા તેવીજ ચાલ ને તેવાજ વ્હાલથી સંભાળથી પુજારી પ્રભુ પ્રત્યે પાછો ફર્યો, પ્રભુ પાસે પહોંચ્યો. પ્રિયતમને માળા ધારણ થઇ કે મંડળીએ તાળી તથા વિજયનાદથી ઉભયને વધાવી લીધાં. સમસ્ત સાત્વિક મંડળ તે વેળા ભાનજ ભૂલી ગયાં. દીવ્યદંપતિને નિરખવાના આનંદમાં ડુબી ગયાં. ત્યાં એક અણધારી બીના બની.

આ મંડળના મુખ્ય ભાગમાં ગડબડ થઇ સૌનું ચિત ને તે સાથે દ્રષ્ટી તેણી ગમ દોડ્યાં. ત્યાં જણાયું કે કોઇ એકદમ ચકરી આવી બેભાન થઇ પૃથ્વિપર પટકાઇ પડ્યું. તમામ મંડળ ખળભળ થયું. પુરૂષોમાંથી મહારાજા એકદમ તેણી ગમ ધાયા ને જાહેર થયું કે કુંવરીને મૂર્છા આવી ! તે એકદમ ઉત્સવ નિરખતાં નિરખતાં જ્યાં માળા બદલાઇ તાળીયો પડી ને તે સાથેજ "હા" કહેતી પૃથ્વીપર પટકાઇ પડી તેને ભાન છેજ નહીં. ખાસ સેવક શિવાય તમામ મંડળ તેણીગમ વહ્યું. પણ પહેરેદારે તેમને અટકાવ્યું. મીઆનો લાવવા હુકમ થયો તે આવ્યો. ઘણી સંભાળથી આપણી પરિચિત કુમારીને તેની વ્હાલી માતા અને બીજાં અંતરંગોએ બેશુદ્ધ હાલતમાંજ મીઆનામાં મૂકી એકગમ સંકોચાઇને મહારાણીજી બેઠાં. ધબકતી છાતી ઉભરાતી આંખોએ જાળવીને ડાહી દીકરીનું માથું પોતાના ખોળામાં લીધું, ત્હેના વાળ સમા કર્યા, ત્હેના નેત્રપર તથા મસ્તકે ગુલાબજળનાં પોતાં મુકયાં. ઘડી ઘડી તે ત્હેનો શ્વાસ નાડી તપાસ્યાં કરતી હતી. ને આશા ધરતી હતી. પડદા ઢંકાયા, મીઆનો સાવધાનીથી ઊંચકાયો, સ્વારી રાજ્યમહાલયમાં આવી, અંતઃપુરમાં આવી ત્હેના ઓરડામાં મીઆનો આવ્યો; પણ બાળા હજી બે-

ભાનજ છે. હ્‌હેને જાળવીને પલંગપર લેટાડી બે ઘડી સુધી વિવિધ સૌમ્ય ઉપચાર કર્યા ત્યારે તેણે આંખ ઉઘાડી ને બ્હેબાકલીજ પણ બોલી "હા ! માળા ધારવી તે એ સાચી !" હા ! હત ભાગીણી ! કહેતાં હ્‌હેની આંખોમાંથી શ્રાવણ ભાદરવો વહ્યો. ને ફરી બેભાન જેવી થઇ દુ:ખમાં નિરાશામાં ડુબી ગઇ. માયાળુ માએ માંડ ધૈર્ય ધારી કુંવરીને છાતીથી ચાંપી આંસુ પુંછી માંડ શાન્તવન કર્યું. તે કાંક હોશમાં આવી બેઠી થઇ ને બીજી મંડળી માજીના ઈશારાથી ત્યાંથી ઉઠી વેરાઇ ગઈ. મા દીકરી બેજ ત્યાં રહ્યાં. ચારવાર પિતાજી તરફથી સુખસમાચાર પૂછવા મંત્રી આવી ગયા ને "ઠીક છે, આરામ છે" આપ સુખે કલ્યાણ ઉત્સવ પૂરો કરી પધારજો. બહુ માનની માળા લીધાવિના ઊતાવળે આવવા જેવું હવે નથી. એજ ઉત્તર ડાહી રાણી દેતાં હતાં. એથી સ્પષ્ટ થયું કે, રાજાજી તો પ્રભુની સેવામાં, વિવાહ ઉત્સવ પૂરો થતાં સુધી રોકાયાજ હતા. વિઘ્નની શાન્તિ સારૂ કલ્યાણ ઉત્સવ કરાવવામાંજ આવું વિઘ્ન થયું એથી તે કરાવનારાં રાજા રાણીજીને બહુ લાગ્યું. પ્રભુ પાંસરો નથી એમ ભાસ્યું પણ શું કરવું ! ફરી માજીએ કુંવરીના વાળ ઠીક કરી માથાપર હાથ ફેરવી છાતીથી દાબી પૂછ્યું.

"બ્હેન હવે તને કેમ છે !" બ્હેને નિસાસો ભરી જવાબ દીધો.

"માજી મ્હારા વૃતાન્ત બીજા હોયજ નહીં. જેમના તેમ !

"ઘેલી છે, માતાજી બધાં વિઘ્ન દૂર કરશે, ત્હારૂં મન શાન્ત કરશે, પ્રભુ પરમ કૃપાળ છે, દીવ્ય દંપતીની ત્હારા પિતાપર દયા છે જો તે હ્‌હેના કેવા અનન્ય ભક્ત છે કે, ઉત્સવ પૂરો થતાં સુધી અહીં આવ્યા પણ નથી; એથી ન સ્હમજીશ કે ત્હારે માટે કાળજી ઓછી છે ! મંત્રી ચારવાર સુખસમાચાર પૂછવા આવી ગયા !

કુંવરી હવે નીડર થઇ ગઇ હતી. હ્‌હેને પિતાપરની પ્રિતમાં થોડી વિપરીત મતિ થઇ હતી. તે બોલી "તેથી શું ! તે ન મ્હારાપર ન પ્રભુપર પ્રેમની વાર્તા છે, પોતાની જક્કની વાત છે તે પાર પાડવાને માટે ભક્તિ છે—જુક્તિ છે. દીવ્યદંપતિની દયા તો તેમના સમક્ષજ મ્હારાપર થઇ પોતેજ ભય બતાવી ભયથી બચાવી રક્ષક કોણ છે તે અનુભવ પૂર્વક સ્હમજાવ્યું. મને હ્‌હેનું રક્ષણપણું ભાવ્યું કારણ જેણે જીવન બચાવ્યું તે હ્‌હેને માટે થવું રહેવુંજ જોઇએ. પિતાજીએ તે વેળા પાસે થકા ગભરાઇ ગયા ને મને કાળમુખે જવા દીધી તે તેમની પરવશતાની વાત ગણાય પણ હવે તો હાથે કરીને કાળના મુખમાં મુકે છે." હ્‌હેનીમતિ સ્થિર નહોતી.

માતાએ જરા રોફથી કહ્યું. બ્હેન ! બ્હેન ! આ બોલવું એ બકવું છે, મહા અપરાધ છે પોતાના પુજ્ય પિતાપર અઘટિત આરોપ !" કુંવરીએ જવાબ દીધો કે—

"મરવા પડે હ્‌હેની મતિ બદલાયજ. મ્હને ક્ષમા કરજો મ્હારૂં મૃત્યુ સમીપ આવ્યું છે તેથી મ્હારી બુદ્ધિમાં ફેર પડ્યો છે."

"એમ જાણે છે ત્યારે તે મતિને સુધારતી કેમ નથી ?"

"તે મ્હારા વશમાં નથી, મ્હારી સ્થિતિ જ્યારથી અવભૃથસ્નાન કરવા ગઇ ત્યારથી બદલાઇ છે. અવભૃથસ્નાનથી લોકોનાં પાપ જાય છે. ઓછાં થાય છે. મ્હારાંતો વધ્યાં જણાય છે. અથવા હું સવિધિ સ્નાન જ ક્યાં પુરૂં કરી શકીછું ! મૃગરાજરૂપ મ્હારૂં મહાપાપ આડું આવ્યું હ્‌હેનું તે તાત્કાલીક મૃત્યુરૂપ તો પ્રભુપ્રત્યેની મ્હારી આર્તીથી મટ્યું પણ છેવટ મ્હારે માટે તો મૂળે મ્હારો જ. પણ તે પૂર્વ ભવનો હોવો જોઇએ.

"હ્‌હેની શાન્તિ અર્થે જ આ ઉત્સવ કરાવ્યો છે પ્રભુના અપરાધ છે. તે પ્રભુ પ્રસન્ન

થાયતો ક્ષમા કરે છે, બ્હેન ! તું તો શાસ્ત્ર ને શિષ્ટાચાર જાણે છે, પછી દ્દઢ આગ્રહી કેમ થાય છે. " પ્રમાણને પરતંત્ર થવું જોઇએ. પિતાજીનું મન રાખવું જોઇએ, તેમનું માનવું જોઈએ. તે ન કરવાથી પ્રત્યક્ષ હાની વેઠી જ રહી છે, કોઇનો અજાણ્યો અપરાધ નથી !

" તેમ હશે ! પણ મને વિનાશકાળે વિપરીત બુદ્ધિ થઇ હો તેથી, વા ગમે તેમ પણ એવું લાગે છે કે, પ્રમાણ શું છે તે મ્હેં જોયું ને મ્હારે માટે તેથી વિપરીત રીતે વરતાય છે. એ જોઇને જ મને મૂર્છા આવી. " ત્હેની આંખમાં ફરી આંસુ ભરાયાં ને બોલતી જારી રહી " માજી ! માળા ધારણ થઇ એટલે વિવાહ થયો. લોકોએ તાળી પાડી, શાષ્ટ માત્રે તે સંમત રાખ્યું, જગત માતા પિતાએ એમ કરી આચરી બતાવ્યું. પિતાજી હજીએ વિવાહ પૂરા કરાવવા રોકાય છે ? મ્હારા ફેરફાર કરવા ચ્હાય છે ! પ્રમાણ પછી કયાં શોધવું ? ને તેને પરતંત્ર કોણે ચાલવું રહ્યું ! કંઇ નહીં ! માજી ! હું ગાંડી થઇ ગઇ છું, મ્હારી બુદ્ધિ ફરીગઇ છે. આપ જે ઠરાવો તે જ ન્યાય ! "

તેણે ફરી આંસુની ઝડી જારી કરી, ત્હેનું મન પાછું ભરાઇ આવ્યું.

" બ્હેન ! જરા શાન્તિથી વિચાર કર આમાંતો આબરૂનો પ્રશ્ન છે ! " માએ આંસુ લુછતાં કહ્યું. " બેશક " તે વચમાં બોલી ઉઠી, જરા ગરમ થએલ જણાઇ " ને તે " મને લઇને " મ્હારે લીધે. "

હું એકની કહેવાઇ તે હવે બીજાની કહેવાઇશ, એથી કીર્તિ વધશે ! તેમનું તે જાણે હું તેમ કદી કબુલ કરવાની નથી, આ દેહથી કદી બીજાની ઠરવાની નથી, મને જેણે ન્હાતાં નગ્ન શરીર જોઇ ને મ્હારી વૃત્તિ જેના શૂરમાં મ્હેં પ્રોઇ તેમાં તેના વીરત્વે હું મોહી તે મોહી. ત્યારથી હું શ્રીપતિ સમક્ષ તેની થઇ મ્હારાથી થવાઇ જવાયું. હવે સિદ્ધ થયું કે તે મ્હારી ભૂલ થઇ ને તેથી જ આપ પણ માનો છો કે, મ્હારી કૃતિનાં ફળ હું આ વેઠું છું. " તે વધુ રોવા લાગી " પણ ગમે તો પ્રાણ જાઓ બીજું હું તો નહીં જ ચાહું. "

માતાએ ખોળામાં લઇ લીધી આંસુ પોતાના છેડાથી સાફ પુછી નાંખવા માંડયાં. ને જરા દ્રઢતા ધરી બોલી " બહુ થયું એવી હઠ નહીં કામ લાગે, કુમળું મન છે. હાલ આમ જ વળ્યું છે. વધુ વિચાર ને સમય આપીશ તો બીજી ગમે વળશે. બેઉ બાજું તપાસી નિશ્ચય કરીએ તેજ ટકે તેમ ત્યાં સુધી ફેરવવો પડે તો તે પણ વ્યાજબી છે. "

માજી વચન એકજ હોય છે, ક્રીયા સાચી હજારોના વચમાં એકજવાર થાય તે બંધન માટે બસ છે. ખોળીને કહી દઉં ! " આપ દર્શન કરવા મને મુંકીને ગીરિરાજપર ગયેલ ત્યાં તે આપને મળવા આવેલ ત્યાં મને મળી ગયા, થનાર થયું. મેં વચન દીધું. મ્હારા મ્હોંમાંથી " રક્ષક " વચન નિકળી ગયું ને ત્હેનું સ્ફૂટ મેંજ કર્યું. તેમનો તેમાં દોષ નહોતો આગ્રહ નહોતો મને તો લાગે છે કે ત્યાં સુધી તેમની ઇચ્છા પણ નહોતી. મ્હેં તે મ્હારી દરસાવી ને તેમની ઉપજાવી." આવી વાતો માજી આગળ પુત્રીએ કરવી અતિ અનુચિત છે. પણ મ્હારી હવે બીજી ગતિ નથી. " હું ગાંડી થઇ ગઇ છું. ને જે મનમાં છે તે બહાર બકી દઉં છું. કુવચન પણ આપી ચૂકી છઉં, પ્રતિજ્ઞા લઇ ચૂકી છું, ને પછી ક્રીયા પણ કરી ચૂકી છું. હવે તે પ્રમાણ તે ફોક નથીજ થવાનાં. "

માતાએ દલીલ કરી " અમ્હારી સંમતિવિના તેમ ત્હારાથી કરાય નહીં !

કુંવરી બોલી " અંતે કર્યું તો ખરું તે મંજુર તમે ન રાખ્યું ને તેનું ફળ હાલ હું

રાખું છુંજ પણ ન્યાયથી જુવો તો આપે મને સંમતિ આપીજ હતી. આ વાત મ્હારી મરજી ઉપરજ રાખી હતી. " તે શારીતે! માએ પ્રશ્ન કર્યો !

સ્વયંવર કરવો ઠરાવ્યો તેનો અર્થ શું ?" કુંવરીએ પુછયું. માતાએ જાળવીને જવાબ દીધો. અમ્હારા નિમંત્રેલા રાજાઓમાંથી એક ને ત્હારે વરવું " કુંવરીએ પોતાની ભૂલ તો કબુલીજ હતી પણ મૂળ ઉદ્દેશ ઉપર તે ઉતરી." મ્હારે પસંદ કરવાનું રહ્યું પછી આપના બોલાવેલામાંથીજ એતું કાંઇ કારણ!" ખરંજ " માએ સદ્ય ઉત્તર દીધો " યોગ્ય કુળ આચાર પહેલાં તપાસવા "કુંવરીએ સાંધ્યું" અને તેમજ હોય તો પછી ?" આમાં તેવું કાંઇ નથી !" રાણીએ ભેદ ફોડયો " ત્હારા પિતાજીએ માન્યું છે કે, તે નીચ ગુલામ જાતીનો છે, નહીં તો આવી નિમકહરામી ન કરે !" પોતાના અન્નદાતા માતપિતાની પુત્રીપર કુદષ્ટી નજ કરે !"

કુંવરીએ નીશાસો નાંખી કહ્યું " તે કરનાર તે નથીજ પણ હું તેમ કરાવનાર છઊં. " પણ તેણે તે કરવીજ જોઇએ નહીં ! " કારણ " તું ત્હેની બ્હેન કહેવાય. " માજણી તો નહીંજ "પ્રશ્નોત્તર ચાલ્યા " ઘણા કાળ સુધી તેણે તેમજ રાખ્યું છે તે વાતનો અમ્હારાં હૃદયનો સાક્ષી શ્રીહરી છે. પણ જ્યારે મને ઠીક લાગ્યું, રક્ષક કહેવાઇ ગયું, ત્યારે તેણે મન ઉપજાવ્યું. મને પણ તેમ કરાવવું ન્યાયી ભાસ્યું. ત્હેના ઋણુ મુક્ત થવાને એજ માર્ગ ઉત્તમ ભાસ્યો ને મેં વિચાર ફેરવ્યો. અર્જુન સુભદ્રા પેઠે અમે આ ઘરમાં બહુ કાળ ભાઇ બ્હેન સમાન મનથી પણ વરતયાં હતાં તેથી શું ! અર્જુને સંન્યાસીનો વેશ સુદ્ધાં ધારણ કરી હરણુજ કર્યું. તે કુળાધમ કેમ ન ગણાયા! ખેર! તે ભૂલ હતી ખરી આ પણ ભૂલ છે. મ્હારી શરૂ ભૂલ છે. મ્હારી હજારોના વચમાંની પછીની ભૂલ છે પણતે એવી છે કે, આપની કીર્તિની ખાતર આપેજ મંજુર રાખવી જોઇએ! થનાર થઇ ગયું. " સાંબકુમાર ને લક્ષ્મણુ " ઊષાને અનિરુદ્ધ " અર્જુન નેસુભદ્રા " માજી વારે વારે શું મર્યાદા મુકી બોલાવો છો ? તેણે ફરીને નેત્ર નીર ભર્યાં " હવે બીજું થવાનું નથી. પ્રાણુ જાય તો ભલે, બીજું નામતો નહીંજ પડે !"

આપને એ ઉચિત કેમ લાગે છે એ હું સ્હમજી શકતી નથી. "

માજી લાચારીથી બોલ્યાં. "દીકરી તેં અમને ફસાવ્યાં. "

હું કબુલ કરૂંછું પણ મેં ખોટુંજ કર્યું છે એમ મને કોણ જાણે કેમ લેશ નથી લાગતું ! ત્હેની નાત જાતની તને ખબર નથી તેમાં " માજીએ કહ્યું.

" ને આપને તેની ખબર પડી !" માજી માફ કરજો. એક દિવસ એવો નથી ગયો કે આપ તથા પિતાજી વચમાં તેના ગુણની પ્રસંશાનાં દૃષ્ટાન્ત ન દેવાયાં હોય! હરહમેશનાં તેનાં કૃત્ય આપ ઉભય તપાસતાં ને વખાણુતાં આવ્યાં. તે મને ક્ષમા કરજો પણ એ રીતે મ્હારા મનના અંકુરને આપ ઉભયની નિત્યના તેમના વર્તન વિચારના અનુભવની વાતોએજ સિંચન કરેલ છે. તે એકજ કૃત્યથી નીચ કુલીન ગોલાપણું તેનું શી રીતે સિદ્ધ થાય છે?! વાસ્તવિક એ કૃત્ય મ્હારૂં છે. પણ તે માટે મન આપે ઉભયેજ તૈયાર કર્યું. અમને અવકાશ આપ્યો, પરિચય આપ્યો ને હવે પાછાં આપજ રંજાડો! ચાહે ઠેકાણે પાડો! " પરાધીન છઊં-લાચાર છઊં. "

માતા પીગળી તે આંસુ લાવી બોલી " બેટી ત્હારા પિતા જક છોડતા નથી. કુંવરીએ પોતાની જક જાહેર કરી " તે હવે કામ લાગવાની નથી. દ્રુપદીએ વરમાળા આરોપ્યા પછી પાંડવોની જાતિ પુજાવા ગયા તેમને શું ઉત્તર મળ્યા હતા! ત્યાં શું નિર્ણય ઠર્યો હતો!" પણ તેતો ક્ષત્રી વર્ય નિકળ્યા!" અને કેમ જાણ્યું કે આ તેમ નહીં ઠરે! આપ અધિક

તપાસ્યા કરી મને હજી ઘણી ઉંચી આશા છે મ્હારી પરિક્ષાપર મને પૂર્ણ વિશ્વાસ છે. "આપ તપાસો હસ્તે પરહસ્તે તજવીજ તો કરો" માજીને તુરત તર્ક સુઝયો હાલજ જાઉં "તેની કોટડી પાસે ને કરૂં બનતો પ્રયાસ" કુંવરીની કરગરને નિશ્ચય કામ લાગ્યાં. માજી એકલાં ઉઠયાં. કુંવરીએ શ્રી સુંદરબાહુને સ્તવ્યા—"હે શ્રીહરી મ્હારી લાજ રાખજે" માતા ચાલ્યાં.

પુત્રી પ્રભુનેજ પ્રાર્થના કરતી રહી ને તે બરાબર પહોંચી. જ્યાં માતા ને સેનાપતિની કોટડી આગળ આવી, પહેરાવાળાને ઇશારતથી ખસેડી પોતે મ્હારી પાસે કાન દઇને ઉભીને અંતરયામીએ તેના મુખમાંથી જોઇતા શબ્દો એન અવસરે તેણીને કાને પડાવ્યા.

ભીતર કુમારે પોતાનો બડબડાટ પ્રભુ પ્રત્યે જારી કર્યો "હે હરી! આપ સંકટના હરનાર છો, મ્હારૂં સંકટ ઠીક હર્યું ! નહીં તે હવે હરશે, મેં તો સંકટ કર્યું મ્હારા કર્મે પેદા કર્યું ! પિતાજીને માતુશ્રીની આજ્ઞાનું ઉલંઘન એ કાંઇ ઓછું પાપ ! મ્હારો રાજવી પિતા પ્રજા તમામ તેને પિતાથી પણ અધિક તેના મહારાજ પદથી પણ અધિક ઇન્દ્ર દેવ સમાન મારે ત્યારે હું ત્હેનો પાટવી જ તેને અપમાનું ! પુજયમાતા ! જેને મંડળીકો પણ દેવી લેખે તેને તેનો એકનો એક પુત્ર જ થઇ દુઃખમાં ધકેલું ! મૂર્ખ ! છાનો માનો નિકળી તો ગયો પણ તેના કોમળ હૃદયમાં કેટલું કષ્ટ ત્યારથી થયું ને થતું હશે ! તેટલું ને તેટલો વખત થાય ત્યાં સુધીતો સામાન્યના અપરાધ સમ ન્યાય થયો કહેવાય, પણ આતો માતા ! પરમ દૈવત !! હા !! (તે જરા અટકયો વળી આગળ ચાલ્યો) જ્યાં ઉંધું પગલું મંડાયું ને આગળ એ જ પથે ચલાયું કે પછીતો ભૂલપર ભૂલજ ! પોતાનું પરાક્રમ બતાવવાનું મિથ્યા અભિમાન ! આરંભથી જ આણ્યું અહંકાર મમકાર તેથી રાગ તેથી કામ ને તેનું છેવટ આ પરિણામ !! કુમારીએ મને "રક્ષક" કહ્યો, કોલ દીધો એ પિતાજીને સમાચાર પહોંચાડવાનો એન અવસર હતો ! અથવા તેણીને જ વધામણી જેવી વાત કહેવાને તે દ્વારા તેના માતાપિતાને જ્ઞાન કરી જનકની કુંવરી પસંદ કરી અયોધ્યાથી શ્રી રામના વિવાહપર દશરથ મહારાજ પધાર્યા એવો જ પ્રસંગ હતો ! પણ મેં ગર્વ ધર્યો એટલામાં માતાપિતાને શું વિદિત કરૂં ? મેં શું પરાક્રમ કર્યું ! હું શ્રી કૃષ્ણ થવા ગયો રૂક્ષ્મીણીને હરવીતો સહજ થઇ પણ હું પ્રભુ નથી એ વાત વિસરી ગયો એકનું ઓસડ એ, મ્હારામાં કાંઇ વિશેષતા નથી જ છતાં મેં દંભ કર્યો. હું એક સાધારણ મનુષ્ય જ છઉં. તેથી વધુથી હાયો ભુંડે હાલે મ્હારી કીર્તિ સાથે ગર્વ પરવાર્યો, પ્રભુએ મ્હારો મદ તે કુંવરીના દેખતાં જ ઉતાર્યો. એવી બાળાએ મને સુંદર બાહુ ગણ્યો ને હું પણ મૂઢ સઘતો તેમ જ બણ્યો ત્યારે પરિણામે પ્રભુએ સમજાવ્યું કે તું શું છે ! મિથ્યા વાસુદેવ બન્યો હતો તે પ્રભુએ ઠેકાણે આણ્યો હું કાંઇજ નથી. કશું જ કરવાને યોગ્ય નથી. આરોપિત કરેલ યોગ્યતા કયાં સુધી નભે ! મિથ્યા વાસુદેવના હાથ પ્રભુ ભલે ભાગો હું તૈયાર છું. હું વિશેષ કરવા યોગ્ય નથી, તો વિશેષ જીવવા પણ યોગ્ય નથી. ભલે પ્રભુ મ્હારૂં જે થવું હોય તે ભલે થાઓ બીજાકોઇને કશું નહીં કહું આ અવતારમાં બીજું કશું નહી ચહું. હું સંસાર માટે નથી તો તે મ્હારે માટે પણ ભલે નહો ! હવેતો અંતનીજ તૈયારી શ્રી હરીનું જ સ્મરણ તે મહારાજના મનમાં વસે ને મ્હારૂં મરણ આણે તો વ્હેલો છુટકો ! હવે પિતાજીને પણ મુખ શું બતાવું ! વધુ વધુનું જ શું કામ" તેણે ચુપકીદી પકડી.

મહારાણીને કુંચી મળી તે મહેલ તરફ વળી કાંક ભેદ કળી રાજાને સ્હમજાવ્યા પણ તે ન સ્હમજ્યા. કુંવરી તો હવે સ્હમજેજ શું કામ ! કદીતો કેહથી પણ આગળ મોત આગતો હતો એટલે આગળ એમ તો શું પ્રકરણ ચાલે ! હાલતો અહીંજ અટકવું. ઇતિ.

## —શ્રીરાઘવેન્દ્ર અને રમાદેવી

( ગતાંક પૃષ્ઠ ૨૮ થી ચાલુ. )

### પ્રકરણ ૭ મું.

### " યાત્રાનું ફળ. "



દક્ષિણમાં મદ્રાસની સમીપ ત્રિપતિ નામે નગર જે મહાન્ પુનિત ગિરિરાજના ચરણમાં વસે છે. ત્હેનું મંગલનામ 'વેંકટગિરિ' છે. બાર પુરાણમાં ત્હેની યુગેયુગની કીર્તિ બહુ શ્લોકોથી કથા છે, પણ कलौवेंकटनायकं" તરીકે તે વધુ સુપ્રસિદ્ધ આ કાળમાં છે. જે ત્યાં જાય છે તે ત્હેનો મહિમા નજરે જુવે છે, જાણે છે. ને છેવટ માને પણ છે કે ત્યાં પ્રભુ હાજરા હજુર છે. આપણે પણ હાલજ મનથી ત્યાં પહોંચી જઇએ. ત્રિપતિ શહેરમાંથી મ્હોટા પરોઢમાંજ છત્ર ( ધર્મશાળા ) આગળજ ડોળીયો, મજુરો, ભોમીયા, મોદી ને ગોર સર્વસ્હાય કરવાને આતુરજ હોય છે. જેવી પોતાની સ્થિતિને ઠીક પડે તેવી ગોઠવણ સૌ કરી લે છે. પણ આપણે તો પુર બ્હાર નિકળી એક એક મ્હોટો કાફલો નજરે પડે છે. ત્હેમાં જોવા જેવું એ છે કે મ્હોટા મહારાજા ને મહારાણી ઉઘાડે પગે ગિરિરાજઉપર ચઢવા નિકળ્યાં છે. સાથે વિણ્યાં ચૂંટયાં માણસ ને સામાન છે. તોપણ મહારાજા, મહારાણી અથવા ખાસી મંડળીમાંથી કોઇથી થાકી જવાય તો મીયાના, પાલખી તાવદાન તે ઠઠ પણ સંગમાં પછવાડે ચાલ્યાં આવતાં હતાં. બીજા યાત્રીઓની પણ હાર જામી હતી ને ગોવિંદા ગોવિંદા " વેંકટ રમણા સંકટ હરણા ગોવિંદા " આદી નામોની ઉચ્ચ સ્વરે ધ્વની સંભળાયાજ કરતી હતી. શહેરથી દોઢ બે માઇલ તો પગરસ્તોજ છે પણ જ્યાંથી ગિરિરાજનું મૂળ દ્વાર ઉપર ચઢવાનાં પગથીયાંનો આરંભ થાય છે, ત્યાંજ મ્હોટું પુરાતન ગોપુર—શ્રીપાદ ને પછી બાંધેલાં પગથીયાં ચઢવાનું છે, આ પહેલો પહાડ ચઢવો જ સૌથી કપરો છે. તે ઘણોજ સિધો ને ઉંચો છે. યદ્યપી ત્હેની ટોચ સુધી પગથીયાં ને વચમાં વચમાં વિસામા ઉઘાડા ને ઢાંકેલા ન્હાના મ્હોટા દરવાજા જેવા ગોપુરવાળા તે આદાએ છે. બેઉ ગમ લીલોતરી ને ઝરણાં ત્હેમાંથી આવતી મંદ સુગંધી શીતળ લહરીઓ મનોહારી છે. ઘટ્ટ ઝાડીમાંથી પક્ષીઓના વિવિધ નાદ સાંભળતાં તે પણ ચિત્તાકર્ષક લાગે તેમ છે ને પરોઢનો સમયજ સ્વતઃ આનન્દ દાયક છે. પરંતુ છેક સીધા ઢાળનાં પગથીયાં પચ્ચીસ ચઢયા કે છાતી ભરાઇ આવે છે. ત્હેમાં વળી કદી એવો શ્રમ ન લીધેલ તેવાં ને સ્વતઃપણ અતિ સુકુમાર મહારાણી પ્રથમતો છેક હામ હારી ગયાં પણ વચમાં વચમાં વિસામો લેતાં ને બળ મેળવતાં છેવટ તેઓ વૈકુંઠ ગોપુર પહોંચ્યાં એટલે પાછાં શ્રદ્ધામાં આવી ગયાં. આથી કપરું હવે આગળ આવવાનુંજ નથી એ જાણી પાછી હિમ્મત આણીને ત્યાંના દેખાવથીજ અરધો થાક ઓછો થઇ ગયો. પ્રથમ પહાડની ટોચેજ આ શું મ્હોટો સુંદર અનેક માળવાળો ઉંચો દરવાજો ! જાણે ઐરાવત ઉપર ઇન્દ્ર મહારાજને બીરાજમાન થવાની અંબાડી ! એ ઉપમા પણ અલ્પ છે. કારણ ત્હેનું નામજ વૈકુંઠદ્વાર છે ત્યાંથી નિચેનો આખો પહાડ વિશાળ તળેટી ત્હેમાં

ઉગેલ અનેક વનસ્પતિ, વચમાં વચમાં ભરેલા સર સ્હામું મ્હોટું બિછાવેલનગર, ત્હેમાં પાછાં મ્હોટાં ગોપુર પ્રાકારવાળાં ભવ્યમંદિર ને ત્હેની પેલીગમ પાછા આકાશથી વાતો કરતા પહાડો જોવામાં ખોટી થવાનું નહોતું. તેથી ત્હેને પીઠ મુકી આગળ ગિરિમાં જ સૌ સંઘ આગળ પાછળ ચાલ્યા, થોડો રસ્તો સપાટ છે બેઉગમ જંગલ ને ઝરણાં ગૌ શાળા ને ધર્મશાળા, પણ પછીતો પાછી ચઢઉતર કરીને છેક પાતાળે પહોંચવું ને પાછું છેક આશમાને ચઢવું. વચ્ચે વચ્ચે મંદિરો, મકાનો, દુકાનો ભિક્ષુકોના આશ્રમો, વનો ઉપવનો નદીયો, ઝરણાં ત્હેમાં પાછા અનેક વિધ ફળ ફુલ વનસ્પતિ, પક્ષી બધુંજ મનોહારી છે. ચંદનનાં વૃક્ષ ત્હેમાં છે ને વ્યાઘ્રાદિએ ત્હેમાં વસે છે. સાત ગિરી પુરા થતાં સાતમો ઓળંગી ઉતરતાં જ સ્હામી દીવ્ય નગરી દેખાઇ, બગીચાનો ને પુષ્કરણી સરોવરોના મધ્યમાં ભવ્ય મકાનોનો સમુહ ચોપટ વીથિયો ને ત્હેના વચમાં ગોપુરો પ્રાકારવાળું દીવ્ય મંદિર પોતાના આકાશમાં ચળકતા કંચનમય કળશો ને ધ્વજસ્તંભથી પોતાની વડાઇ આપોપી જાહેર કરતું ઉછળીને જાણે જોનારની આંખમાં આવતું હતું. તે સાથેજ શું મન પર છાપ ! શું ત્હેનો દીવ્ય પ્રતાપ ! તમામ મંડળ તાળીયો પાડી "ગોવિંદા" નામની ધ્વની મચાવી ને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી, અતિ આનંદિત બની તે ભણી ધાયાં. અતિ આનંદે સમગ્ર સાથ "વેંકટ રમણા ગોવિંદા" કહેતો કહેતો સંચર્યોને તે છેક મહાદ્વાર આગળ મહાન ચોકમાં આવીને ઠર્યો. સૌએ ત્યાં ફરીથી સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા મહાવીથિની રજ અંગે અડતાં કૃતકૃત્યતા માનીને ખાસ ગોપુર ભણી જોઇ ફરી વંદન કર્યું. આજુબાજુનો દેખાવ ચિતહારી છે. મંડપો, પ્રાકાર, ગોપુર, બજાર, સામાન, મુસાફરોની ભીંડ, પહાડનું જીવનજ આંહી જાગૃત રહે છે. ચાર મુખ્ય વીથિમાંની આ મુખ્ય છે. આજુબાજુ ઉતારાઓનાં મનમાન્યાં મહાન મકાનો છે. ત્હેમાં મહારાજાધિરાજના ઉતારાની તેવડનું શું કહેવું ? તમામ તજવીજ અગાઉથી થઇ ચૂકી હતી. મુખ્ય મંડળીએ વીથિ પ્રદક્ષિણા કરી સ્વામી પુષ્કરણીમાં સવિધિ સ્નાન કર્યું—દાન કર્યું વરાહ ભગવાન જે સ્હામે કાંઠે ખોણાપર બીરાજમાન છે તેમનું પુજન પ્રથમ કરી ત્હેમની આજ્ઞા લઇ પુંડ્રાદિકના પુરા ભભકા સાથે મહા રાજદ્વાર આગળ આવ્યા. સાથે ભેટોના થાળ પુજાની સામગ્રી અભિષેકના દુધ, દહીં, મધ, ઘીના ઘડા, ગંગાળો ને નૈવેદ્યને સારૂ એ સામટો સામાન એટલો બધો હતો કે આખા ગિરિને આજે નિમંત્રણ હતું તોપણ બહુ વધી પડવાનું હતું. પ્રસાદ પ્રથમથી જ વધુ તૈયાર કરાવવાની તજવીજ કરી હતી. કારણ મ્હોટાના નામથી પોતાના અનેક પ્રકારે કામ થવા આશ ધરી નિચેથી વિદ્વાનો, ભિક્ષુકોને સ્વતઃ ખબર પડેજતી હતી તેમ આવે જતા હતા. વાજાં ગાજાં, અર્ચક, પરિચારક આજ તમામનું કામ તેજ હતું. ત્રિમંજનનો શું અપૂર્વ આનંદ આવ્યો ! અભિષેકનો વૈભવ ને શૃંગારનો ઠાઠ ! દર્શનની ખૂબી ને પછી ભોગનો વૈભવ ! પ્રસાદ પેટપૂર લખલૂટ સૌને મળતાં છતાં વધી પડયો. પાંચ વાગે પ્રભુ ગરૂડસ્વાર થવા છડીસ્વારી સાથે બહાર મંડપમાં પધાર્યા. શ્રી સુવર્ણમય સુપર્ણ, ના બે હાથમાં બે શ્રીપાદ ધરી તેમના સ્કંધપર સ્વારી કરી, શીર્ષપર જુગલ છત્રને જુગલ ચામરથી શ્રીપતિની શોભામાં ઉચિત વૃદ્ધિ થઇ હતી. એક તરફ મહારાજા ને બીજી ગમ મહારાણી સાદે વેશે હાથમાં ચામરો ધારી સેવા કરતાં સ્વારીમાં સાથે ચાલતાં હતાં લોકોને ત્હેમની ઉદારવૃત્તિનો અનુભવતો થયો જ હતો. પણ હાલ પાછી વિરક્તિ સાથે ભક્તિ પણ તેવીજ ભાળી પ્રભુને ભૂલી ત્હેમનાં વખાણ કરવા મંડી પડતાં હતાં. સ્વારી વીથિમાં ફરી આવી પદ પદ પુજા થઇ તે લઇ પોતે પાછા મંદિરમાં પધાર્યા. યથાક્રમ સંધ્યાનું આરાધન થયું. ભોગ આવ્યાં, ઘંટા વાગ્યા, આર્તી ગોષ્ઠી ને છેવટ

શયને થયું. પળ જેવા ચાર પ્રહર વીતિ ગયા ને ત્યારેજ મહારાજા ને મહારાણી થાકયાં પાકયાં પોતાના ઉતારામાં પોતાના શયનાસનપર જઇ લેટયાં. રાજા પુરૂષવર્ગમાં ને રાણી સ્ત્રી વર્ગમાં અલગજ હતાં, સવાર સારૂ મહારાજાને શાશનો આપવાનાં હતાં પણ મહારાણી તો નવરાં થયાં.

તે પોતાની એકાન્તની શયનની કોટડી હતી ત્હેમાં ગયાં, એક લાકડાના વિશાળ પાટ પર પાથરેલ સુંવાળી શૈયાપર પડ્યાં, તેવાંજ રડી પડ્યાં ને બોલી ઉઠયાં—

આપના ભૂવનમાં નિત્ય લ્હાવો આનન્દ ને આ પાપણીનું ત્યાંજ લ્હાવું આક્રંદ! હું સેવા કરવા નથી આવી પણ સેકવા આવી છું. અથવા અંતરનો ઉભરો કેમ ન ખોલવો! આપ અમ દુઃખીયાંનાં દુઃખ દૂર કરવાજ પ્રકટ થયા તે પ્રકટ રહ્યા છો તો તહેની આગળ કહેવુંજ જોઇએ, અંતર્યામી છોજ, પણ મનના તર્ક મુખે લાવી આપની આગળ તે ખાલી કરૂંછું સંસારને અસાર કહયો છે. તે સાચું છે. સાચું સુખ ત્હેમાં નથીજ. સંયોગ વિયોગ ઉભય દુઃખના હેતુ છે. વાંઝીયાપણાનું પ્રથમજ દુઃખ તે મટે, પુત્ર થાય, કપૂત થાય તો સંયોગથીજ દુઃખઃસપુત પાકે ને વિયોગનું દુઃખ થાય તે પણ તેવુંજ દારૂણ. "ડાહ્યો દીકરો દેશાવર" એમજ કહેવાય પછી તેનું સુખ કયારે! મારો દીકરો દેશાવર ગયો તે પણ વિચિત્ર રીતે, તે ગયો તે ગયો છે. પછી ત્હેનો પત્તોજ નથી. ત્યાં કયારે પાછો આવશે ત્હેની શી કલ્પના! બહુ દિવસથી બહુ દીશામાં શોધ, બહુ પ્રકારના પ્રયાસ કર્યો પણ કાંઇજ કારી ન લાગી ત્યારે થાકીને આખર આપની સાથ પકડી છે. આપે આપેલ ફળ ભોગવવાનીજ આજ્ઞા કીધી છે. કષ્ટ પડયું તે મેં કબુલ્યું સ્હેવાય તેટલું સહ્યું. પણ પ્રાણનાથ! હવે તો પરિણામ મંગળમય થવું જોઇએ. કુમાર તો રૂકમીણી માતા શ્રીપ્રદ્યુમન બાળકપણથી ગુમ થયા હતા પણ તે તો વહુ સાથે વિજયી પાછા વળ્યા! અનિરૂદ્ધ કુમાર ચોરાયા તો ઊષા સાથે પાછા પુરમાં પધાર્યા. શામ્બ સપડાયા પાછા પરણીનેજ ઘેર આવ્યા. રામલક્ષ્મણ વને સિધાવ્યા પણ પાછા સભાગી માતાએ મોતીડે વધાવ્યા. દેવકીમાતાએ હાથે કરીને લાલને દઇ દીધા પણ પાછી પોતેજ પૂરી સંભાળ લીધી. એવોજ અવસર મ્હારે માટે કયારે આવશે! કેમ ન આવે! આપ ચાહો તો શું અલભ્ય છે! પુત્ર નિર્દોષ છે, સુચાલી છે, આપનો ભક્ત છે, થોડી ભુલ--દુરાગ્રહથી પણ ઊચ્ચ ઉદ્દેશથી તે દૂર દેશ નિકળી ગયો છે. પણ હવે હદ થાય છે. પ્રભુ કૃપા કરો! વેંકટરમણા સંકટ હરો! હે શ્રી હરી! શરણ છઊં. હે શ્રીદેવી હે પદ્માવતી! માડી તું સદ્ય સ્હાય કરજે! હે શેષાચળ સ્વામી સ્વપ્રતાપ પ્રકટ કરો! હે સ્વામી પુષ્કરણી માતા તમે પ્રથમ પૂરાં દુરિત હરો. એટલે સ્વામીને કૃપા કરતાં સંકોચ ન રહે! વધુ શું કહું! કહેતાં નથી આવડતું, કહેવાનું પણ વધુ શું છે? એકજ આશ છે ને તે સારૂ પ્રાતઃકાળે મંગળા સાથે મંગળ સમાચાર મળશે તો "આપનો મંગળ ઊત્સવ—કલ્યાણ ઉત્સવ—વિવાહ ઉત્સવ કર્યા પછી અહીંથી ખશીસ." આવી આખડી લઇ છેવટ તે સુતી—સુઇ ગઇ.

મ્હોટા પરોઢમાં પાપનાશનીના ભોમીયા આવી હાજર થયા, મંડળી શૌચ આદીથી પરવારીને સદ્ય તેણી ગમ સિધાવવા સજ થઇ. મહારાણી સાવ આવી રહ્યાં હતાં. તે મીઆનામાં સ્વાર થયાં ને મહારાજાને પણ તેમના આગ્રહે તેમ કરવું પડ્યું. ચઢ ઉતર ટેકરા, ખીણ, વૃક્ષોની ઘટા, ગિરિઓમાં ઝરણાં મનહરણાં પશુ પંખી પુષ્પ તેમના સ્વર સુગંધને અનુભવતાં આનન્દમાં એક ઘડીમાંજ ત્યાં પહોંચી ગયાં. પહાડપરથી જળના ધોળા પ્રબળ ધોધોની નીચે સરી ન પડાય તે સારૂ સાંકળ પકડી સ્નાન કરતાંજ શરીરમાંથી શ્વેત પાણી વહ્યાં, સૌએ માન્યું શેશ પાપ ગયાં,

પુરાં શુચી થયાં, પોતાને પણ પોતે હલકાં ફૂલ જેવાં લાગ્યાં. આશા પૂર્ણ થવાનો સમય પાસેજ ન આવ્યો હોય ! તેમ ઉર ઉલ્લાસ પામતું જણાયું. દાન પુણ્ય છૂટથી કરી પુંડ્રાદિક ઠીક ખરી મંદિરમાં મંગળાટાણે ઝપાટામાં દાખલ થઇ ગયાં. મંગળાનાં દર્શન કરી મ્હાર નિકળતાંજ એક અજાણ્યો પુરૂષ મહાપથમાં ઉભો હતો તે મહારાજાના પાદમાં પડ્યો. પોતે તુરત અટકી પુછ્યું " તું કોણ !" તે કહે સ્વસ્થાને પધારો. "રાણીની છાતી આશાથી ઉભરાવા માંડી. આઠ આની તો તેણે માનીજ લીધું કે મ્હારૂં ધાર્યું થયું." તે તો ગળાની માળાજ વધામણીમાં દઇ દેવાના ઘાટ ઘડવા ને તેજ દિવસ ઉત્સવનો આરંભ કરવાનો મનોરથ કરવા લાગી. શું તે સાચો હતો ! સૌ ઉતારે આવ્યાં રાજા રાણી પોતાની ખાસ બેઠકમાં જઇ બીરાજમાન થયાં, પ્રવાસીને પ્રવેશ કરાવ્યો ને ફરી પ્રશ્ન કર્યો. " તમે કોણ છો ?"

આજુબાજુ તેણે જોઇ શરૂ કર્યું " દેવ દત્ત છું " મ્હારા દેવનું રહસ્ય આપને કહેવા આવ્યો છઊં, પણ આપ તથા માતાજી શિવાય અન્યને શ્રવણ તે ન પડવું જોઇએ એવી મ્હારી નમ્ર વિનંતિ છે."

મહારાજાએ આજુબાજુ જોતાં જ સૌ નજર પરખી ખશી ગયાં. રાજા રાણીએ વધુ પાસે બોલાવ્યો ને તે બોલ્યો. " કૃપાનાથ હું આપના કુમાર શ્રી રાઘવેન્દ્રનો વિસ્વ[illegible]ારથી છઊં." આ શબ્દ સુણતાં બેઊ ચમકી ગયાં ! રાણી અતિ રાજી થઇ ગયાં. હે[illegible] વેંકટ-નાથને તેનો પ્રતાપ ઉભરી આવ્યો ધન્ય ધન્ય ! તે બોલી ગયાં, આંખમાં અશ્રુ આવ્યાં, મંદિર સ્હામુ શીશ ઝૂકાવી મનથી પ્રભુના પદ્મ પાદ મસ્તકે લગાવ્યા ને તેને પોતેજ પૂછ્યું રથી શી રીતે !"

" મદુરાના મહારાજના સેનાપતિ " રાણી બોલી " સાબાશ " સ્વપરાક્રમીનો પ્રભુએ મનોરથ પૂર્ણ કર્યો " મહારાજાને બહુ સારૂ ન લાગ્યું. તે કહે " ઠીક છે ! " " તે કુશળ છે ?" સારથી જરા અચકાયો મર્મીત રીતે બોલ્યો.

હું ત્યાંથી નિકળ્યો ત્યાં સુધી તો કાંઇ તેવી ચિન્તા જેવું નહોતું " તે જરા ફીકો પડ્યો પણ તે સાંભળતાં જ માતા પિતાનાં મુખતો લેવાઇ જ ગયાં. મહારાણીની છાતી ધબકવા માંડી, સારથીએ માંડીને વાત કહી બતાવી. તે તો કેદમાં ગયા પણ પોતે એકજ તેમનો અંતરંગ વિશ્વાસુ નોકર હોઇને તેમની અસલ હકિકત જાણતો હતો કે, તેઓ કોણ કયાના છે ? તેથી પોતાના મનથી જ તેમને મુક્ત કરાવવાની આશાથી પ્રથમ તો કાન્ચી પુરી રાજધાનીમાં ગયો પણ ત્યાંથી મહારાજા પધાર્યા છે જાણીને અહીં આવ્યો. વધુ ખુલાસેથી તમામ વૃતાન્ત પૂરો સંભળાવ્યો તે કહી રહયો, મહારાજા કોપે ભરાયા ને બોલ્યા.

" માગતો હતો " સારથી સુજ્ઞ હતો તેણે સાંધ્યું " ને હજી પણ માગે છે જ " રાજા જરા વધુ ચીડાઇ બોલ્યા શું ? ત્હેનો દુરાગ્રહી સાહસિક સ્વભાવ તે જાણતો હતો તેથી ત્હેને આ શબ્દોથી નવાઇ લાગી તે વાત ઠીક હતી સારથી એ સુધારી લીધું,

" ત્હેની વતી હું માગું છું રથીની મતિ ત્હેને હાથ ન હોય ત્યારે ત્હેનીવતી માગવું એ ત્હેનાસારથીનું કામ છે. "રાણીજીએ સાંધ્યુ" અને પુત કપુત થાય પણ તાત કુતાત નજ થાય! એ પણ નિયમ છે " વેંકટનાથનોજ એ સ્વભાવ છે. પછી ત્હેના સેવકોનો કેમ ન હોય !" સારથી એ દ્રષ્ટાન્ત દીધું " પ્રભુના પુત્રોએ એમ સપડાયા ને શામ્બ, અનિરૂદ્ધને મુરબ્બીઓએ છોડાવ્યા ! " રાણી રાજી થઈ ત્હેના મનનીજ કહી તે સ્હમજી ગઇ કે વેંકટનાથ અનુકુળ થવા માંડ્યા છે. તે ખરૂં હતું મહારાજાનું પણ મન તો ઉદાર હતુંજ પુત્રનો ગર્વ તોડવો એજ ત્હેમને ઇચ્છિત હતું ને ત્હેનો અવકાશ આવ્યો એટલે ઉત્સાહિત થઇ બોલ્યા.

# —શ્રી રાઘવેન્દ્ર અને રમાદેવી.—

( ગયા અંકના પૃષ્ઠ ૩૨ થી ચાલુ. )

વેંકટનાથે ન્યાય કર્યો, તેને જે ઉચિત હતું તે કર્યું ને કરશે. "રાણીએ સાંધ્યું" તે સ્હાય છે ને સ્હાય જ કરશે." સારથીએ પૂરૂં કર્યું "તથાસ્તુ"

મહારાજ સદ્ય સ્વપુર જવા સજ થયા પણ મહારાણીને બાધા પુરી કરવાની હતી તેથી તે રોકાયા, કાન્ચીમાં મહારાજા પહોચ્યા, સેના સજ કરી મંડળીકોની મદદ સાથે મદુરાપતિ પર ઉપડી પડયા, ત્હેને ખબર મોકલી તે પણ સાવધ થયો. સ્વયંવરવાળા રાજાઓ કેટલાક ત્હેની સ્હાયમાં રહ્યા, કેટલાક તટસ્થ રહ્યા, કેટલાક સ્વસ્થાને ચાલ્યા ગયા. મામલો કટાકટીનો હતો. પણ મહારાજાના વિજયના સમાચાર આવે ત્યાં સુધી મહારાણી શ્રી વેંકટેશજીના જ ચરણુમાં પડી રહી ને નિત્ય અર્ચન કરી સ્તુતિ કરતી અડી રહી. ત્હેના મંગળાનુશાસને ત્રણ દિવસના દારૂણ રણને અંતે કાન્ચીપતિનો પૂર્ણ જય જાહેર થયો. મદુરાપતિ પર પૂરો ભય આવી પડ્યો. સમાધાની કરવાના સંદેશા ચાલ્યા ને તે એ જ બાણાસુર ને યદુપતિના કરારનામા પ્રમાણે ઠરાવ પર બેઉ પક્ષ આવ્યા. આથી "કુમારી" રમાદેવી"ની સ્થિતિમાં શું ફેરફાર થઈ ગયો તે પણ સુંદરબાહુનાજ પાદમાં શરણાગત થઇ હતી, સ્વાર્થી હતી, પણ સાચી આર્તિ હતી. બ્રહ્મચારીણી પતિવિરહીણી, પતિવ્રત જાળવવા આતુર, વચન પાળવાને સત્યપ્રતિજ્ઞ, પ્રભુનો પૂર્ણ ભરોસો રાખી બેઠી હતી. હવે તે કદી પણ અવરની ન કહેવાય. કરેલ કૃતિ ભૂલજ ન ગણાય ( પછી પરિણામ ગમે તે થાય ) એજ તેણીની અભિલાષા હતી. જ્યારથી એ વાત જાહેર થઇ ચૂકી હતી કે તે "નીચ હરામી ગોલો" નહોતો પણ મ્હોટા મહારાજાનો પાટવી કુમાર છે ત્યારથીજ તેણીને અર્ધ સંતોષ તો થઈ ગયો હતો. તે વધુ શ્રદ્ધાળુ બની, વધુ ભાવથી ભગવાનને ભજવા લાગી, ને ઇચ્છિત પૂર્ણ થવા માગી રહી હતી. તેથી આળ, તેની ગાળ એકતો ગઈજ હતી. એક યોગ્ય રાજકુમારને પસંદ કર્યો હતો, એતો સિદ્ધ થઇ ચૂકયું હતું. પણ વચમાંના વિગ્રહના પરિણામની તે અતિ આતુરતાથી વાટ જોતી હતી. ઉભય પક્ષનું મંગળ થાય ને તેથીજ પોતાનું પણ મંગળ થાય એમ હતું. પતિ પિતા બે ઉપર સમાન પ્રેમ હતો ને તે પ્રસંગમાં પ્રભુએ ત્હેનું ધાર્યું પરિણામ તાત્કાળીક આણ્યું હોય એમ લાગ્યું.

રાતે ગોઠવણ થયા પ્રમાણે પ્રાતઃકાળમાં પિતાએ વ્હેલા ઉઠી કુમારને કેદમાંથી માન પૂર્વક કહાડી ન્હવાડી શણગારી હાથીપર બેસાડી પોતે અગાડી અનેક ભેટો સાથે કાન્ચિપતિને શરણે ગયા. પરમમિત્ર બેઉ સાથે થયા, બેઉ સાથે શ્રી સુંદર બાહુનાં દર્શન કરી આવ્યા ને ચોથે દીવસે ઉત્તમ મુહુર્ત હોવાથી લગ્નની તિથી નક્કી ઠરી. મ્હોટી મીજબાનીની ગોઠવણ થઇ, મંડળી તમામ રોકાઈ ને માજીને શ્રી વેંકટેશજી પરતો એમ વધાઇ ગઇ કે, અરસો તંગ છે માટે કોશલ્યા માએ શ્રી રામને અયોધ્યામાં વધાવ્યા તેમ કાન્ચી શણગારી ત્યાં "વધુવર" ને વધાવી લેવા સજ થવું. થોડા સમયમાંજ પ્રસંગ પલટાઈ ગયો, બધું બની ગયા જેવું જણાયું. એટલે આંહી એ પ્રકરણ પુરૂં થયું—

# પ્રકરણ ૮ મું.

## " ઢામાઢોળ "



અવધ નગરમાં જેમ શ્રી દશરથ મહારાજનું મન શ્રી રામ સ્વામીને પટ્ટાભિષેક કરવાનું થઇ આવી એકદમ તૈયારીયો રાતોરાત થવા માંડી હતી. તેજ વાત મદુરા નગરી હતી. રાજ્ય મહાલયમાં ધોળાવવા, રંગાવવા, ચંદરવાઓ, શમીયાના માંડવાઓ બંધાવવા ને ધ્વજાપતાકા તોરણો ને કળશો ચઢાવવાનું કામ ચારે ગમ ધમધોકાર ચાલ્યું, તેવોજ ઉત્સાહ આખા શહેરમાં રાજ્યમાર્ગપર રાજા તથા પ્રજા તરફથી થઇ રહ્યો હતો. એક રાતમાં પુરીએ પોતાનું રૂપ પલટીજ નાંખ્યું. રાજ્યના મ્હોટા બગીચામાં આખા નગરને ને મીજમાનો સહ મ્હોટી મીજબાનીઓ આપવાની ગોઠવણ સારૂ આખી રાત તડામાર તૈયારી કરવાને એક લશ્કરની પેઠે માણસો દીવા મશાલો ફાનસોની મદદથી કામ કરી રહ્યાં હતાં. તેમણે પણ પ્રાત પડતાં નવાઇ લાગે એટલી તૈયારીઓ કરી દીધી હતી. ખાનગી ખાતામાં દાયજા માટે રથ ને મીઆના હાથી ને ઘોડાના સાજ સામાન ને દાસ દાસીઓનાં અલંકાર એ આભૂષણ વાસણો ને આસનો આદીનું સમારકામને તૈયાર કરાવવાનું કામ તડામાર ચાલ્યું. ત્યારે લક્ષ્મીભંડારના અધિકારીએ આખી રાત જાગી આભૂષણો ને ઉમદા અંબરોને કઢાવવા ને પસંદ કરાવવામાં રાજા રાણીને પણ મધરાત સુધી જગાડયાં હતાં. કોશાધ્યક્ષેતો પેટીયો ઉઘાડીજ રાખી હતી. ધોબી, રંગારા, દરજી, સોની, જડીયા, સુથાર, સલાટ, માળી, રસોઇઆ, મોદીઓ, દળનારાં, ભરડનારાં, ભાગનારા ને કઠીઆરા સુદ્ધાંત કારીગરો ને મજુરોને તો ઉજાગરાજ થયા હતા. મ્હોટા પ્રાતથી હવે લશ્કર, વાજાં ગાજાંવાળા, નૃત્યગાન કરનારા, વાહનો હાંકનારા ને શેઠ શ્રીમંત વિદ્વાનોનો વારો આવ્યો. આઠ વાગ્યામાંતો રાજ્યદ્વાર આગળ મ્હોટી સ્વારી તૈયાર થઇ ગઇ ને નવ વાગે મ્હોટા ગજપર સ્વાર થઇ સાથે બીજા વીસ હાથીની હાર લઇ મદુરાના મ્હારાજા પોતાના સરદાર સામંત શ્રીમંત અધિકારી પંડિત ને પ્રજાના અગ્રજન સમેત વાજતે ગાજતે વિવિધ વાહન સાથે પુરબ્હાર કાન્ચી મહારાજાધિરાજના શીબીરમાં આવી પહોંચ્યા. પણ ત્યાં તમામ શાન્ત હતું. મહારાજકુમાર ને મંત્રી મદુરાધીશને લેવા આવ્યા, ને બીજા મંડળને બ્હાર જેમના તેમ વાહન પરજ સ્વાર રહેવા સૂચના કરી તેમને મ્હોટા તંબુઓની હારમાંના એક કીનારના એકાન્તના કિમતી તંબુમાં લઇ ગયા. સૈનિક ને સાજન સૌ ચકિત થઇ રહ્યા. કોઇથી કાંઇ ભેદ ન કળાયો. ત્યાં તો એકદમ સૌની અજાયબીના વચમાં હુકમ બહાર પડયો કે સૌ સાજન પાછું સિધાવે. આજે મીજમાની પણ બંધ રહે. અનેક કલ્પનાઓ ચાલી. કોઇએ કાન્ચીથી કાંઇ માઠા સમાચાર આવ્યાની કલ્પના કરી તો કોઇએ મહારાજાધિરાજની અસ્વસ્થપ્રકૃતિનું કારણ અડાવી દીધું. કોઇ કહે આજે કમુહુર્ત છે. ત્હેની કોઇને કેમ ખબરજ ન પડી ? તો કોઇ કહે કાંક કરારનામામાં મ્હોટો વાંધો પડયો છે. કોઇ કહે કુંવરી કબુલ નથી કરતી ને કોઇ કહે કુંવરનાં માજીને એકદમ તેડાવવાનું ઠર્યુ છે ત્હેની વાટ જોવાશે; કોઇ મરી ગયાની વાતતો સાચી નજ ઠરી. કારણ એક મુહુર્ત પછી છડી સ્વારીએ એક હાથી પર બે મહારાજાને બીજાપર મહારાજ કુંમાર ને મંત્રી સો સ્વાર ને પાંચસે પેદળ સાથે શહેરમાં આવવા સજ થયા. દસરથ પણ ભેળા હતા. આગળ નિશાન ડંકો ને પાછળ હાથીપર વિજયનગારૂં કાહેલી ને છડીદારો તથા છત્ર ને ચામર એવો અગત્યનો માંગળિક રાજ્યચિન્હ ઉપરાંત સ્વારીમાં કાંઇજ વિશેષ નહોતું. પણ પુર પાસે આવતાં જણાયું કે, ત્હેની તૈયારી અતિ અદ્ભૂત હતી. એક

રાતમાં વિશ્વકર્માએ દ્વારામતિ ખડી કરી તે મ્હોટી વાત નહોતી પણ એક રાતમાં મદુરાધિપે પુરીને પુરીજ પલટી નાંખી જાણે સુદામાનું મંદર શ્રીહરીએ બદલ્યું તેવું તમામ નગર દીસતું હતું. રસ્તા તમામ વંળાઇ છંટાઇ રાંગુલીયો પુરાઇ આતુર ઉર લોકોનાં જૂથ જૂદી જૂદી કલ્પના કરતાં ધભરાઇ ગયાં હતાં. તમામ ધુમ ધામ એકદમ અટકીજ પડી; પણ ખરી ખરી તૈયારીઓતો પુરી થઇ ચુકી હતી. રસ્તામાં મ્હોટી કમાનો, મંડપો, શમીયાના. બારણા આગળ કેળા, નાળીએર તોરણોના માંગળીક ચિન્હોની ગોઠવણો અગાશીઓ ને છાપરાંપર ધ્વજા પતાકા, કળશો ને રાજ્યમહાલયના દરવાજાને તો નખશીખ નવો જ બનાવી દીધો હતો. મ્હોટા ચોકમાં હજી કામ ચાલતું હતું ત્યાં મુખ્ય દ્વાર આગળ હાથીયો ઠેર્યો—હેઠા બેઠા એટલે સોનાની નિસરણી મુકાઇ, તે પર પગ દઇ મહારાજાઓ તથા રૂપાની નિસરણી પર પગ દઇ કુમાર ને મંત્રી નિચે ઉતર્યો બીજા માત્ર અગત્યના અંગરક્ષક ને વિશ્વાસુ મંડળ માંહે ચાલ્યું. અંદર પણ રંગ છાંટવા શ્રૃંગારવાનું કામ ઘણું ખરૂં થઇ ગયું હતું, પણ હજી સંપૂર્ણ થવું બાકી હતું તે અટકી પડયું ને તેથી જ્યાં ત્યાં રમણ ભમણ જેવું દેખાતું હતું. મ્હોટા મ્હોટા ચોકો વટાવીને તેઓ જમણી બાજુ વળ્યા ને ત્યાં મ્હોટા બગીચામાં થઇ અંતઃપુરના આરંભમાં આવેલ મ્હોટા મહાલયમાં આવ્યા. સાધારણ ઉંચી બાંધણીનો અષ્ટ કોણ બંગલો ચોતરફ ઘણા મ્હોટા જાડા ઉંચા કોરણીદાર સ્તંભોપર ટકાવેલ અગાશીવાળા તે મકાનમાં સૌ ચાલ્યા. બે ખંડ વટાવ્યા ત્યારે મધ્યનો "હૉલ" આવ્યો જેમાં વચમાં ઉપરથી જરા ઉંચું, બાજુઓથી ઉઘાડું રાખી અગાશું ઢાંકેલું હતું. ત્હેની નિચે નિચાંણવાળો ચોક ને ત્હેની આજુબાજુ આરસના શ્યામ વર્ણના બસરા સ્તંભો ઉમદા આરસના સાદાજ હતા. તમામ મકાન બહુ સુંદર ગાલીચા, આસનો, અરીસા, ઝુંમરો, તોરણો, ફુલના હારો, ગુચ્છાઓ ને વેલ બુટ્ટાથી શણગારેલ હતું. ત્હેમાં ચારે ગમ દ્વારો પડતાં હતાં ને ત્હેમાંથી આ મ્હોટા મ્હેલના જૂદા જૂદા ભાગોમાં જવાનું હતું. ચારતો ત્હેમાં મુખ્ય ઓરડા, ત્હેમાં ન્હાવા ધોવા પુજા સુવા વગેરેની સગવડ ને સર્વ ઓરડાને મ્હોટા દેવઘર ને ભોજનશાળાથી સંબંધ રાખેલ હતો. ત્હેમાંના એકમાં મહારાજાનાં માણુસો ને બીજામાં કુમારનાં, ત્રીજામાં બીજા સામતો ને ચોથામાં મુસદ્દી વર્ગ વગેરેને વસ્ત્ર ઉતારવા વિશ્રામ લેવાની ગોઠવણુ છે એમ તેમના અનુચરોને સમજાવી દીધું હતું. બહારના માણુસો માટે તો બહારના ભાગમાં જ ગોઠવણુ હતી. પચ્ચીશેક ખાસ માણુસ આ ખંડમાં તો મ્હેમાન હતા ને તેટલુંજ મંડળ ત્યાંનું હતું. ન્હાનો દરબાર ભરાયો, પંખાઓ ચાલ્યા, સુગંધી જળ ને ગોટાઓ વ્હેંચાયા, અર્દ્ધ ઘડી ગવૈયાઓએ ગાયું કે, પ્રસાદ તૈયાર થઇ ગયાની વરદી આવી, નાનો મેલાવડો વેરાયો, સૌ પોતે પોતાના વિશ્રામસ્થાનમાં ગયા ને મદુરાધીશ પોતાના નિત્યસ્થાનમાં ગયા—

એક ઘટિકામાં સહુ વિશાળ સ્ફટીકની ભૂમિ, ને દીવાલો વાળા સ્વચ્છ ભોજનશાળામાં એકઠા થઇ ગયા. સુવર્ણ, ચાંદી, શીશમ ને સુખડના તકીયાવાળા પાટલાઓની ચોતરફ વિવિધ વર્ણ ઘાટ ને સુગંધી દ્રવ્યવાળી રાંગુલીયોની રચના મનોહારી હતી. આખું ભોજનગૃહ ઠાર ઠાર અગર કસ્તુરીની બત્તીઓના ધુપથી મગમગી રહયું હતું. ચો તરફ જળ છાંટેલ તે ઉપર પુષ્પ હારો ગોઠવેલ હતા. પાણી પાત્રો ડાબે હાથ મશાલાનાં પાત્ર યથારૂચી વધુ ઘટુ લેવાને દરેક આસનો પાસે હતાં. બે આસન ખાસ ધ્યાન ખેંચતાં હતાં, બેઉ કંચનમય હતાં, બેઉની આગળ પણ અષ્ટકોણ ચાંદીના બાજઠ હતા ને તે બે મહારાજાને માટેજ હતા. જેવા તે બીરાજ્યા કે, મ્હોટા બે થાળા ને માંહે વાટકીઓમાં ગરમ ને સુગંધમય તમામ સામગ્રી તૈયાર જ પુરેલ ત્હેમની આગળ પ્રથમ આવી વાટકા વાટકીઓ, પ્યાલા પ્યાલી ન્હાના મ્હોટા ચમચા આદી ગોઠવણુ એવી હતી કે કશું માગવું ન પડે ને અગવડે કરવી ન પડે. સૌનેજ

વારા ફરતી તમામ થાળ યથા આસન પુરાઇને આવ્યા, ભોજન એક સરખાં હોયજ. માત્ર વાસણોમાં તારતમ્ય હતું. જે દરજ્જાનું સુચન કરતાં હતાં. તમામ ભોજન કરનારાઓએ રેશમી વસ્ત્રો પહેર્યાં અને ઓઢયાં હતાં. દરેકે એકેક સુતરૂં રૂમાલ પાસે તથા પગમાં પાદુકાઓ હતી. ભોજનમાં ચોખાના ઘણા પદાર્થ બનાવ્યા હતા. જેમાં મુખ્ય ક્ષીરાન્ન શકરપુંગલ, દધ્યોદન, અમલીભાત, કેસરીભાત, ખારાપુંગલ ને શિવાય પકવાન્નમાં જલેબી, સાટા ઘેબર, લાડુ ને બુંદીના લાડુ હતા. શાકોની વાટકીયો થાળમાં જુદી હતી. બીજી થાળીમાં રાઇનાં અથાણાં, પાપડ, વડી, ભજીયાં આદી હતાં. દુધ સાદું કહેલું શીખંડ તથા દહીં પણ યથારૂચી તૈયાર હતું. ચાર પાણી ને કઢી પણ હતાં, બહાર મૃદુગાન ચાલ્યું ને માંહે ભોજનને માન આપ્યું, પણ કંઇ બહુ રંગ ન આવ્યો. કારણ મુખ્ય મીજમાન મહારાજાને મહારાજ કુમાર ઉભય ઉદાસ થતા, નજીકનાજ બીજા મ્હોટા ખંડમાં સ્ત્રી મંડળ સંગે ભોજન લેતું હોય તેમ ત્હેમની બોલ ચાલથી ને ત્યાં પણ પીરસણું તેવીજ ધુમથી ચાલતું હતું. એમ ત્યાંથી અહીં ને અહીંથી તહીં, પાત્રો જતાં આવતાં હતાં તેથી સ્પષ્ટ સમજાતું હતું, બે ઘટિકામાં તો બધુંજ પતી ગયું. મંડળીએ મુખ પ્રક્ષાલન કર્યું ને સૌ વસ્ત્ર બદલવા વેરાયા. સૌસારૂ સવડ હતી. તેમ પોત પોતાના વિશ્રામગૃહમાં ગયા ને અર્ધ ઘટિકામાં જ એક ન્હાના પણ મનોહારી ખંડમાં બેઉ મહારાજા આવીને બીરાજ્યા. બહાર પહેરો હતો. તાંબુલ ચર્વણાદિથી સગવડ સૌના વિશ્રામગૃહમાં હતી. મહારાજાઓ પાસે ખાસ રીકાબીઓ થોડાં પુષ્પ ને ગુલાબજલ, ગુલાબદાનીમાં ને ઇતરદાન લાવી મુકયાં. પંખા ચાલી રહયા હતા. પણ પંખાવાળા ઘણે દૂર બહાર હતા. પહેરેદાર બહાર ફરતા હતા. અર્ધઘડી બે મહારાજાએ ગડમથલ ધીમે સાદે ઉદાસ થતે જતે ચહેરે કરી. કુમારને બોલાવવા કાંચીનરેશે અવાજ દીધો. પાંચજ મીનીટમાં મંત્રી ત્હેને તેડી આવ્યા. સાદો પોશાક ને શાન્ત મુખમુદ્રાયુક્ત ઉભય મહારાજને સવિનય વંદન કરી સ્હાંમા ઉભા રહ્યા. પિતાએ આસન બતાવી ઇશારો કર્યો એટલે તે બેઠા.

મદુરાધીશે મહારાજાધિરાજ કાન્ચીનરેશને પૂછયું કે, મહારાણીને હાલજ તેડાવવામાં કાંઇ હરકત છે? "મુદ્દલ નહી" તુરત તે ઉઠયા, અંદરથી જ એક બારણું ઉઘાડી વધુ અંદરના ભાગમાં ગયા ને સદ્ય પાછા ફર્યા.

આખું અંગ માત્ર, શીર્ષ શિવાય—એક મ્હોટી કિમતી પણ સાદી રેશમી સાડીથી એવી મર્યાદથી કચ્છ વાળ્યા છતાં ત્હેના ઉપર પણ લપેટેલું હતું કે તેથી માત્ર પાદનાં જડીત્ર નુપુરજ દેખાતાં હતાં. કટીમેખલા તો વસ્ત્રનાજ બંદોબસ્ત માટે હતી, બાકીતો મંગળસૂત્ર પણ નહોતું દેખાતું. લીલાટપર ભવ્ય ચંદ્રિકા ઉપર ઝગમગીત શ્રી સુંદર સમારેલ વેણી ને ત્હેની પછવાડેના ભાગમાં અંબોડાપર એક જડાવ ફૂલ ત્હેની આજુબાજુ માલતીનો ગજરો ઠીક સાદાઇથી ગોઠવ્યો હતો. બે કાનમાં માણેકનાં કર્ણ ફુલ હતાં, કાન્ચી નરેશે ત્હેમને જરા ઊંચા થઇ માન દીધું. ત્હેમણે નીચી દ્રષ્ટીએજ વિનયથી શીષ નમાવ્યું, ને ત્હેમની પીઠના ભાગને કુમાર સ્હામી દ્રષ્ટી પડે એવી જુક્તિથી ને એક વિશાળ યોગ્ય આસન જેનાપર લાલ મખમલની ગાદી ને તકીયા ગોઠવ્યા હતા ત્હેનાપર બેઠાં.

કાન્ચીનરેશે "કુશળ પુછયા પણ તેઓ ઉત્તર ન દઇ શકયાં. મદુરાધીશે કહ્યું" હાલ પર્યંત તો બધુ કુશળ છે. મહારાણીએ ધૈર્ય આણી સાંધી લીધું" તે પણ આપના પ્રતાપથી ને હવે પણ વસ્તુસ્થિતિ આપને આધીન છે. "મહારાજાએ કહ્યું" વિધિ અનુકૂળ છે"

પુત્રે વચમાં ઝૂકાવ્યું " વિધિ પ્રતિકૂળ છે " પિતાએ ઉલટાવ્યું. " તેમ હતું પણ હવે નથી. " કાન્ચીમહારાજ ને કુમાર વચમાં ચાલ્યું. ઉભયે ઉભરા ખોલ્યા. પુત્રે ફરી ઉલટાવ્યું. કહેવુંજ જોઇએ. કારણ હવે મર્યાદ મૂકી મનની બહાર પાડયા શિવાય છુટકોજ નહોતો.

" તે અનુકુલ થાય એવું રહયુંજ નથી. મ્હારૂં ભાગ્ય–ભવિષ્ય મને સમજાઇ ગયું છે "

" ભવિષ્ય કોઇ જાણી શકતું નથી "

ભવિષ્ય હું જાણી શકયો છું. ને તે પછીજ મેં ઠરાવ મ્હારે માટે કર્યો છે.

" ઠરાવ કરવાનું કારણ ! "

" મ્હારો અનધિકાર "

" આટલાં બધાં વર્ષ ઓહાવી ઉત્તમ રીતે બ્રહ્મચર્ય પાળી સ્વાચાર્યનો આશીરવાદ સંપાદન કરી પિતાની પાસે આવી સ્વપરાક્રમથી સેનાપતિ પદ સુધી પહોંચ્યા છતાં અનધિકાર રહે તો અધિકારી પછી કોણ ગણાય ! "

મેં પણ એમ માન્યું, અધિકાર ગણ્યો, આરંભ કર્યો, પ્રથમ ગ્રાસેજ મક્ષિકાની પેઠે એ ઘડીમાંજ એવો અયોગ્ય નિવડયો કે, જેના બદલામાં સદ્ય પ્રાણ ગયા હોત શ્રેષ્ટ સમજત. " ત્હેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. પોતાની હારને સ્મરીને લજીત થઇ નીચું જોઇ ગયો. પિતાએ સ્વગત જાણ્યો. " જો અનધિકારનું ફળ નહોતું પણ સાહસનું પરિણામ હતું. જે હતું તે હતું પણ ખરો ક્ષત્રીપુત્ર દીન થઇ કેદમાં પુરાય તે પહેલ ત્હેના પ્રાણજ ત્યાં કેમ ન જતા રહે ! " નથી ગયા તો પણ ગયાવતજ ગણવાનું છે જીવતે મુએલા "

પિતાએ દીલાસારૂપ યોગ્ય વચન કહયું. " ત્હેને ત્હેના પિતા છોડવે એ એથી પણ ઉચિત છે. પિતા પુત્રના રક્ષક છે જ. "

" તે વાતની ના પડાય તેમ નથી. પણ એથીજ સમજાયું ને સિદ્ધ ઠર્યું કે, બીજાનો રક્ષક બનવા કરતાં બીજાના રક્ષણમાં રહેવું એજ ઉચિત છે. કાં પિતા, કાં ગુરૂ, હવે ત્રીજી ગતિ છેજ નહીં. "

" ઠીક છે તો ત્હેની આજ્ઞામાં વર્તવુંજ જોઇએ ! " પ્રશ્ન જરા આકરો આવ્યો. જવાબ જડી ગયો. તે શીર રક્ષક રહે ત્યાં સુધી ને તેવાજ કામ ઉઠાવવાં. શ્રીરામ સ્વામી વિના શ્રી ભરતજીએ રાજય સ્વતંત્ર ન સ્વીકાર્યું ને જીવને શ્રીરામ સાથેજ પૂરૂં કર્યું. એજ મ્હારી સ્થિતિ ને એજ ગતિ. " પિતાની આજ્ઞાના ઉલ્લંઘનમાં પણ મને પિતાની આશીષથી ને છેવટ સાક્ષાત પ્રસાદથીજ લાભ થયો એની મને લેશ લજ્જા નથી, પણ એથીજ હું શિખ્યો છું કે, હું પિતા વિના કશું સ્વતંત્ર કરવાને યોગ્ય નથી. " પિતાને આ વિચારથી વધુ અજાયબી લાગી. વાત વધી તેણે ચોકસ પુછયું. " કોઇજ રક્ષા કરવાને યોગ્ય નથી !" નહીંજ પ્રજાપતિ કે પૃથ્વી. ઉત્તર થયો " ત્હેની કાંઇ હદ ! " ઉત્તર મળ્યો. આખો અવતાર " પિતાતો પ્રથમજ મરવું ચાહે તેથી ફરી પૂછયું. તે પિતા પછી ત્હેની પ્રજાનું શું થશે ? " ઉત્તર થયો " તે પિતાએજ સમજવું જોઇએ કે, જે બીજાઓથી બંધાય, તિરસ્કાર પામે ત્હેને નજ સોંપવું જોઇએ. પણ પોતાના સમાન જે ત્હેમને હરાવે ને તેવાનેજ શોધવો " આ જવાબ વધુ પડતો કેમ નહીં. પિતાએ તો ચોખ્ખું કહયું.

" પ્રભુએ જે આપ્યો તે ખરો ને હુંતો ત્હેને યોગ્ય સમજું પણ છું " જુક્તિથી જવાબ થયો. " એ આપનો વત્સલભાવ પુત્ર માટે ઉપકારક પણ પ્રજા માટે હાની કારક " પિતાએ ખુલાસો કર્યો. સેનાની સાથે કરવા લાયક એકે ઉપાડયું ત્હેનું એવું પરિણામ તો આવ્યું " તેણે વધુ છુટ લીધી. પણ જેનું સેના વિના રક્ષણ કરવું જોઇએ. ત્હેનું તો નજ

કરી શક્યો. મુદ્દા ઉપર તેણે વધુ કહ્યું. નિર્લજ થઇને કહ્યું. તે આવેશમાં હતો, વધુ આવ્યો ઉભરો ચોખ્ખા શબ્દોમાં બ્હાર કહાડ્યો ! "વાત એટલેથી નથી અટકી, તેણે નજરે જોયું કે, ત્હેનો રક્ષક કેવો ના લાયક નામર્દ છે કે ત્હેના સ્હામે ને ખુરે હાલે બંધાયો, અનેક વિધ અપમાન પામ્યો, ઢોરપેઠ ઢસડાયો એ ન તે વિસરી શકે ન હું વિસરી શકું ! એ ઘડીના દેખાવે મ્હારો ત્હેનો સંબંધ મોત સુધી થતો અટકાવ્યોજ માનો. હું તે બાઇને સારી રીતે ઓળખું છું. તે રૂપને ચાહનાર નથી પણ ગુણની કદર કરનારી છે. તેણે મને માત્ર ભીલનું કામ કરતાં જોયેલ તેથી ભલી ભોળી બાળા મોહેલ પણ ક્ષત્રીના કામમાં છેક ના લાયક જાણ્યા જોયા પુઠે ત્હેને પણ પોતાની ભૂલ માટે ત્હેને પશ્ચાતાપ થતો હશે" મદુરાધીશે વચમાં અવકાશ લીધો "તેમતો નથીજ"

રાણીએ સાંધ્યું, ત્હેમને પણ લાગ મળ્યો સૌ સમજાવવા તો એકઠાં મળ્યાંજ હતાં, "ત્હેને તો તમ્હારા વિયોગનો ઉલટો પરિતાપ થાય છે તે ત્હેમને તેવાજ ચ્હાય છે, ને તતમ્હારે દુઃખે દુઃખી છે"

"કુમારે બીજી દ્રષ્ટીથી તે જોયું" તે ત્હેની દયાળુ લાગણીથી ઉદાર વૃત્તિથી મ્હારી તરફ ઉચ્ચભાવ ત્હેને હવે રહે કેમ? નીચ કૃતિનું પરિણામ ઉચ્ચભાવ ઉત્પન્ન કરેજ કેમ ? તે પણ બુદ્ધિમાન મર્મજ્ઞના હૃદયમાં ! ! ને જો એમ છતાં તે રૂપને કે ધનને લઇને પોતાની વાતને વળગી રહે તો મ્હારે ત્હેના વિશે ઉતરતો અભિપ્રાય બાંધવો જોઇએ.

કુંવર બેધડક બોલવા લાગ્યો. તે આગ્રહીતો હતોજ, સાહસીક પણ હતો. ન પરણવા તરફજ તે હવે વળ્યો હતો એટલે સહુ પ્રથક પ્રથક તો શ્રમ પ્રથક કરી મૂકયા હતા, પણ વડીલોની સમક્ષ શરમે દબાઇ જશે તો કામ બની જશે" એમ માની આ પ્રયોગ કર્યો હતો, વાતો ઘણી થઇ સહુએ સુઝતી યુક્તિઓ કામે લગાડી પણ કોઇથી કાંઇજ ઇચ્છિત ન થયું કુમાર પોતાના નિશ્ચયમાં અડગ રહ્યો ને તેથી શું ? શું બગડી ગયું હતું !

પિતાએ પુત્રને છોડાવ્યો ને મુક્ત થઇ પિતા પાસે આવ્યો ત્હેના સાથે ત્હેના તાબામાંજ સદા રહેવાને કબૂલ થયો, ત્હેની માતાની માનતા સફળ થઇ તે કન્યાએ ત્હેનો ફરજેતોજ જોયો ગણ્યો તોપણ દુનિયાંમાં કાંઇ કન્યાનો કાળ નથી પડ્યો. આ સાહસથી સુધરી બીજા સ્વયંવરમાં જાય અથવા પોતાથી પસંદ પડતી વધુથી વિવાહ કરે !

કન્યાનો વિચાર કરતાં માતા પિતાની મૂળે તો મરજી હતી જ નહીં. હવે કદાચ તે મહારાજ કુમાર છે એમ જાણી થાય, તોપણ તે પોતેજ ના પાડે છે. ત્હેના પિતાનું પણ બેધડક તે વાત માનથી માનતો; ને હકિકતે બેધ્રાખંટી તો બની છે, બૈરીની જાત છે તે કદી કોપ કે કલેશમાં મહેણું મારી દે ને ક્ષત્રીનો પુત્ર તે વ્હાવો ઉદ્ધત સ્વભાવે તો છે જ ને તે વેળા વળી શું એ વિપરિત કરી બેસે ! એટલે ત્હેનો વિચારે છેક ખોટો નથી. મૂળે તો આગ્રહ ચાલે એમજ નથી. તેથી બેઉ મહારાજાઓને મૈત્રી થઇ એ ફળ સમજી સૌએ વેશવુંજ પડશે, એમ તે મેળાપના પરિણામમાં તો લાગ્યું પણ તે બીજા બધાને એકના શિવાય તે કુંવરીની માતા ત્હેને આ વિશે અતિ શક હતો તે છાતી ઠોકીને કાંઇજ કહી શકે તેમ નહોતી તેથી તેણે પણ તે વેળા મનની મનમાં રાખી ને વાયે વાત જાય તેમ આ એકાન્તનું પરિણામ સઘ બાહેર ચાલ્યું ગયું કે "લગ્ન નહીં થાય"

છેવટ ઠરાવ હજી આ નહોતો. સૌને આશા હતી કે ધીરે ધીરે સમજાવટથી વાત ઠેકાણે પડશે પણ ત્હેને સમય જોઇએ. તેથી હાલ આંહી આ પ્રકરણ પુરૂં.

# —શ્રી રાઘવેન્દ્ર અને રમાદેવી—

( લેખક મે. એ. ત્રી. શ્રી વૈષ્ણુવ. )

( ગયા અંકના પૃષ્ટ ૩૮ થી ચાલુ. )

## પ્રકરણ ૯ મું.

## "બાજી બગડી."



સંસારીઓને હર્ષશોકના પ્રસંગ આવે છે, પરંતુ ભગવાનના દરબારમાં તો "नित्य श्रीर्नित्य मंगलम्" પુજારીનો બાપ મરે તો તે ભલે, બાર દિવસ બ્હાર રહે, કાંઈ દેવના દરબારની પુજા તેથી અટકે નહિ. રાજા મરે તો દરબારગઢમાં શોક પડે, પણુ પ્રભુની આરતી ને જયઘોષના નાદ કાંઇ બંધ ન થાય. રાજાનું રાજ્ય જાય તો ત્હેની જગે બીજો આવે, પણુ પ્રભુની તો તે પણુ તેવીજ રીતે સેવા કરે ને તે ખર્ચ બંધ કરે; ને જો પ્રભુજ ચાહે તો રંકને શ્રીમંત બનાવી તેથી ચઢતો સેવક ઉભો કરે. જ્યાં જે રીતે જેટલો વૈભવ, પ્રકટ રાખવો ને ભોગવવો હોય છે ત્યાં સુધી તેમ તે કરે છે. આખું વિશ્વ ત્હેનીજ ઇચ્છાનો નમુનો છે. પછી ત્હેની અંદરના એક પ્રદેશનું તેમ બને ત્હેમાં શું વિશેષ !

"શ્રી સુંદરબાહુ" ભગવાનનો વૈભવ ચારે યુગમાં ચાલો છે. પુરીથી દૂર પહાડોના પૂરમાં પોતે બીરાજે છે. તેથી શું ! લોકો માનતા માનીને સ્હામા ત્યાં ધાઈ હજારો રૂપિયા, દાગીના, સામન દઇ આવે છે, ને ધન્યભાગ્ય ગણી ઘણા સકળ સામગ્રી સાથે લઇ જઇ ત્યાં રહી પણુ આવે છે આજે ત્યાં "તપોત્સવ" હતો, ત્રણુ દિવસ તે ચાલવાનો હતો, પણુ એ નિમિત્ત મ્હેમાન મહારાજાને રોકવાને મદુરાધીશને ઉચિત લાગ્યું હતું. આ વખત ગીરીપર રચના અધિક થઇ હતી, ત્હેમાં એ પણુ કારણુ હતું. મદુરાશહેરના દરવાજાથીજ રસ્તાની હાલત બદલાઇ દેખાતી શરૂ થઈ તે છેક શ્રી હરીના શૃંગાર સુદ્ધાન્તને સારૂ આ વખતની ઝળક ઓરજ હતી. વિદેશી રાજાને પોતાના ભગવાનનો, પોતાની ત્હેમના પાદ પ્રત્યેની પ્રીતિનો વૈભવ દેખાડવાનું પણુ રાજાઓને મન હોયજ ! તો આ રાજાતો સાચા આસ્તિક પણુ હતા પુષ્કરણી પર ચારે તરફ બેસવાના મંડપોની ગોઠવણુ થઇ પગથીયાં રંગાયાં ને ત્હેમના પર રોશની કરવાથી તજવીજ થઇ જળ તો ગિરિના ઉંચા ભાગમાંથી, જાણુ પડતાં ઝરણાંઓથી પૂર ભર્યું રહી ઉપરથી ઉત્તમ ધોધના આકારે શોર બકોર કરતું સ્વચ્છંદ ખેલતું વહ્યાંજ કરતું હતું. તેથી ઉપરથી પડતા લાંબા ને પાતળા ધોધ કરતાં પણુ પુષ્કરણીની એક ભણીની પડતી ચાદર અદ્દભૂત દીપતી હતી ને ત્હેનાજ સ્હામે દીવાની ગોઠવણી કરી એ શોભા જોકે—પુષ્કરણી બહારની હતી, તો પણુ ભભકદાર ભાતરજ તેજ ફેલાવનારને દીગુણુ કરનાર હતી. વચમાં ફરતું નાવ, બાર દ્વારવાળા રથજેવી ગોઠવણીનું ઉપરથી

ઘુંબજ આકાર ને છત્ર કળશદાર ને ચારે ગમ દ્વારપાળો ખોણાપર સિંહો માંહે એક ગમ વાજાં ગાજાં ને મધ્યમાં ઝુલો, સેવકો, પુજાની સાહિત્ય ને પરિજન આદી તમામ તેવીજ તજવીજ હતી. રથ જયારે વીથીમાં ફરે છે ત્યારે આ નાવ, રથ, ચારે કીનારે કીનારે ભીતર પરિક્રમા દે છે. એટલે કાંઠે બેઠા સૌ સેવક સુખે સરખી સેવા સમીપથી કરી શકે છે, ભેટો ધરી શકે છે ને પ્રભુ પણ પોતાના દીવ્ય શુચી આકાર ને ભવ્ય શ્રીમાન અલંકારથી તેમનાં મન વિમળ કરી પોતાનાં ચરણકમળને વશ કરી શકે છે. ચાંદની ધટક એટલી હતી છતાં પહાડની ભાતરનો પ્રદેશ હોવાથી રોશનીની દમકને હરકત નહોતી કરતી. આખું નગર ઉપડી આવ્યું હતું. તેથી ભીડ ઘણી હતી પણ આવે ને જાય એમ ભર નિકળની ગોઠવણ રાખવાથી માણસોના સમુહના પ્રમાણમાં નહાતી જગા હોવા છતાં સૌને દરશન સેવનનું સુખ આવતું હતું. ને મન અધુરૂંએ રહી જતું. એટલે પછી પણ પ્રભુનું ધ્યાન કરે તોજ તે પુરૂં થાય તેમ હતું.

પાંચ પરિક્રયા બડી ધૈર્યથી પુરી થઇ. કાંઠે વિવિધ આતસ બાજી છુટી, વાજાં ગાજાંએ બહુ માન કર્યું કળશ આર્તી થઇ, ને પ્રભુ પાલખીમાં બીરાજી દેવીયો સહીત મધ્ય મંદિરમાં પધાર્યાં ત્યાં સુધી સૌ શિષ્ટોએ ત્હેમની હાજરી ભરી. દીવ્ય દ્વાર આગળ ઉભા રહી મહેમાન મહારાજાને મુખ્ય વૈજયંતિમાળા ને શ્રી અંગની પ્રસાદીના દુશાલા પૂર્વક બહુ માન થયું પછી મહારાજ કુમારને, પછી મદુરાધીશ ત્હેમનાં મહારાણી, કુંવરી ને પછી યોગ્ય અધિકારીઓને યથાક્રમ થાયજ, પણ કદાચ બીજે દિવસ મહેમાન મહારાજા પધારી જાય તેથી તેજ દિવસે છેલ્લામાં છેલ્લો પ્રયાસ પણ કરી લેવા ધારી રાતે ત્યાંજ સરકારી મકાનોમાં સંકડાસથી પણ રહેવાની સોઇ કરી હતી. યાત્રાને પ્રભુનું હજુર તેથી પલંગો વગેરેની ફુટ નહોતી. ઓરડાઓ સ્વચ્છ હતા ત્હેમાં ગાલીચાઓ ઉપર તકીયા રજાઇઓથી કામ ચલાવી લેવામાં આવ્યું હતું.

પ્રાતમાં મંગળા મોડી થવાની હતી, પણ સંકેત કર્યા પ્રમાણે કુંવરીએ ખબર રખાવી જેવા કુમાર પુષ્કરણી પર સ્નાન કરવા પધાર્યાના સમાચાર મળ્યા કે તે પણ બીજી ગમથી તેજ નિમિતે ત્યાં પહોચી ગઇ તે જ મંડપમાં બેઉ બેઉ ગમથી ભેળાં થયાં જ્યાંથી કૂદીને તે કુમાર રાઘવેન્દ્રે રમાદેવીનું રક્ષણ કર્યું હતું. આજે કાંઇ બહારના મૃગરાજનો ડર નહોતો તે ભયતો એક રીતે સારો કે અર્ધ ઘડીના તડફડાટમાં આ પાર કે પેલે પાર, પણ આતો અર્ધ ઘડીના વાણી વાદમાં પરિણામ સદા સારૂ આલ્હાદ વા વિશાદરૂપ નિવડવાનો પ્રસંગ હતો. સૌ સંગી તો બેઉ પક્ષપર પોતાનું બળ કળ છળ અજમાવી ચૂક્યાં હતાં પણ અંતે ઉભય હઠીલાંથી સૌ થાક્યાં હતાં ને આ છેવટનું ભીમ સુયોધનના ગદાયુદ્ધ જેવું દ્વંદ્વ યુદ્ધ થઇ રહે કે મહાભારત પુરૂં થશે ! એમ તે આપ્ત મંડળનું માનવું હતું. કુંવર અજ્ઞાત હતા પણ કુંવરીની તરફથી ખાસ ગોઠવણ હતી તેથી જ માની લેવું પડે તેમ હતું કે, અધિક આગ્રહ ત્હેનો જ હતો. ત્હેના પિતાએ તપોત્સવના નિમિત્તે કાન્ચી નરેશને રોકયા ત્યારથી એ રાજ્યરહસ્ય બજાર ગપ તો થઇ ચૂક્યું હતું પણ આ વખત એ બજારગપ સાચી જ છે. એમ સિદ્ધ થયું ને સદ્ય સંવાદ થઇ પરિણામે આવી જશે કે, સૌ જાણી જશે શું તે અહીંજ છે !

કુંવરીની સાથેની દાસી ત્હેના ઇશારાથી ખસી ગઇ એટલે કુંવરીએ અતિ દીન વદનથી

કુંવર સમીપ સંકોચ સાથે પણ આવવા હિમ્મત કરી હાથ જોડી શીશ નમાવી તેણીએ એવા ભાવે અભિવંદન કર્યું કે સમજેતો ત્હેમાં સંધુએ હતું.

તે શૂરો હતો, ત્હેનું હૃદય એથી ભેદાઇ ગયું ને ગદ્ગદ્ કંઠ થઈ ગયો પણ ધૈર્યથી બોલ્યો "ધિક્કારપાત્રને નમસ્કાર, એ ઉપહાસ્ય તો નથી !"

કુંવરીએ ધૈર્ય આણી જવાબ દીધો "પ્રભુ હાસ્યનો સમય દેખાડે હાલતો ઉદાસિનતાએ દાસીને પણ દૂર કરી દઈ જગા લઇ લીધી છે" પરસ્પર વાતો ચાલી કુવરે કહ્યું આવે "દાસી" શબ્દ મ્હારા જેવા નામર્દ તરફ લગાડવો યોગ્ય નથી" ઉત્તર મળ્યો "આપની નામર્દાઇ આ જગે જ આપે સિદ્ધ કરી આપી છે ને ત્યારથીજ મનથી જે દાસી ઠરી છે ને વાણીથી પણ વધુ બીજી વાર ઉચરી છે. હજારોમાં કાયાથી પણ અર્પણ પ્રેમ માળા સાથે થઈ છે હવે ત્હેને માટે બીજો શબ્દ છે જ નહીં. મ્હારા મનથી અતિ યોગ્યની દાસી થઈ છું. તે યોગ્યતાનો ઘાસ હતો ખરો પણ તે તાપ પડતાં ઉતરી ગયો ને તેથી બીતર શું ભર્યું છે તે તમે જોયું છે છતાં વિચાર બદલતાં નથી તે શું બ્હારનાં હાડ ચમપર મોહ થયો છે! અથવા પિતાના વૈભવથી પુરતી છે એમ સમજી આશા બાંધી છે! વિચારતો બદલાઇ ગયેલાજ હશે પણ ફરી ફેરવ્યા જણાય છે! " કુવરે કલ્પના કરી પણ જવાબ સાચો મળ્યો"

"મને એક નિશ્ચય ન સદ્ય કરતાં આવડે છે કે ન ફરી સદ્ય બદલતાં શીખી છું. શાસ્ત્ર ને શિષ્ટ આ વિષયમાં એવું કરવું એ અતિપાતક છે એમ એક કંઠે કહે છે" "અનુભવ ઉપરથી વધુ શિખવાનું પણ હોય છે. છેવટમાં પ્રત્યક્ષ પ્રમાણથી પ્રતિત થાય તેજ ખરૂં ને તે તમે ખરેખર જોયું છે" કુવરીએ એજ વખતનો પોતાનો અનુભવ કહ્યો અને તેથી જ મેં ત્યારથીજ દ્રઢ ચિત્ત આચરણોમાં પ્રોયું છે"

તે દીન થઇ નીચું જોતી રહી, શું ત્હેને શત્રુ પ્રત્યે વૃથા ધૂળમાં ધમપછાડા કરતી ધૂળ જ ઉરાડતાં દીઠા તે જકે ?!" તે વધુ ખિન્ન થઇ તે જ સ્થિતિ સંભારી વધુ ઉદાસ થઈ બોલ્યો" કુંવરીએ સ્હામો ખુલાસો કર્યો. •

વ્હા ! તે અન્યાયી ને અધર્મે યુદ્ધ કરનારાઓના મુખપર પડવીજ જોઇતી હતી" તેણે ઉમેર્યું, અતિપ્રેમાળ દષ્ટીથી ઉમેર્યું તે કામણ ઓછું ન્હોતું ! જો કારી લાગે તો તે બોલી— મ્હારા અભિમન્યુ કુમાર હું આપની ઉત્તરા છઉં" તે તેવોજ રહયો ! ઔર ખિન્ન થયો. "અભિમન્યું હોત તો હજારોને સાથે લઇ સ્વર્ગે સંચર્યો હોત. હું તે નથી માટે તમે ઉત્તરા નથી" સાચા ક્ષત્રીનાં સુપાત્ર સહ ધર્માચારિણી રહી અષ્ટપુત્રા થાઓ" એ આશિર્વાદજ ત્હેના આ પ્રેમનો બદલો તે આપી શકયો, પણ ચતુર કુમારીએ તે ઉલટાવ્યો—

"જે દે તે પામે. આપનો આશિર્વાદ આપને ફળો આપજ આપનું બોલ્યું સાચું કરો."

"આ ભાગ્યમાં એવું સુખ લખ્યું નથી" તેણે કપાળપર હાથ પટકયો ! ! તે વિચિત્રજ છે ! !

"એ રત્નના ભોક્તા ભાગ્યશાળીને પ્રભુએ નિર્માણ કરેલજ હશે" કુંવરી બોલી.

"રત્ન હો કે કાચ તે બીજાના ભાગ્યમાં પણ નથીજ લખ્યું. બીજા માટે તે નથી જ નિર્માણ થયું.

"વિધિની કોઇને ખબર નથી પડતી શું ધારતાં હતાં ને શું થયુ !"

"હાલ સુધી તો ઘણુંજ સારૂં ને ધાર્યું જ થયું છે. ( એક તરફી કુંવરીના મનથી )

આ એજ ભૂમિ એજ રક્ષક એજ હું રક્ષ્ય રક્ષણ માગું છું. તનનું કર્યું ને મનનું માગું છું.

"તે રક્ષણ કરવાને લાયક નથીજ" કુંવરે ઘોર નિશ્વાસ નાંખી કહ્યું—

"એમ કોણ કહે છે!" કુંવરીએ હજુ ઠેકાણે લાવવા પુછ્યું!

"હજારોએ જાણ્યું જેયું હું પોતે રાંક—દીન થઈ પુરાયો ને પોતે પણ ખરો રક્ષક આવ્યો ત્યારે તેથીજ કૃપાથી ત્હેનાજ બળથી છુટયો. ધિઃક છે એવા સાહસને! એવા જીવનને! ! હું રક્ષક થઇ શક્તો નથી હું રક્ષ્યજ છઉં. રક્ષક નહીંજ નહીંજ!

"કુંવરી વધુ દીન થઇ બોલી" એકના તો થાઓ! કબુલો! નહિ તો પછી ત્હેનું કોણ!

"જે ગમે તે "ભીષ્મપિતામહ પેઠે તેણે રજા દીધી પણ એ બાલિકા માને તેમ કયાં છે?

"મને બીજું કોઇજ ગમતું નથી"

"વધુ વિચાર ને સમય થયે ગમશે" બહુ રત્ના વસુન્ધરા"

"મ્હારા મનથી બીજા કાંકરાજ છે"

"હાલ એમ લાગે છે" કુંવરે ઠીક કહ્યું. તેણે નિશ્ચય કર્યો "સદા એમજ લાગશે"

"કાલ ભૂલ ભાગશે"

"કોની" કુંવરે પુછ્યું. કુંવર કહે "આપની" કુંવરી કહે "આપની"

"મ્હારી નથી" મ્હારીએ નથી" સ્હામ સ્હામા સમાન વચન ચાલ્યાં ત્યારે કુંવરે ટુંકી કરી "વાદ ન કરો મ્હારો નિશ્ચય નહીં ફરે"

કુંવરી કહે "મ્હારો પણ નહીંજ ફરે" કુંવર બીજું તો શું હવે કરી શકે તે બોલ્યો; તો હું કોઇને જીવતાં સુધી નહીં વરૂં" આકરી પ્રતિજ્ઞા લીધી. સ્હામી પણ તેજ.

"હું પણ એજ પ્રતિજ્ઞા કરૂં છું" દૃઢ થઇ ક્ષત્રાણી બોલી જરા તપી.

"ખોટું કરો છો" તે આગળ વધી.

"તમે કરો છો ને કરાવો છો" કુંવરે વધુ ખુલાસો કર્યો કે "મ્હારી નકલ તમ્હારે કરવી નહીં"

મ્હારામાં બીજી અક્કલ છે જ નહીં રહીજ નથી" કુંવર થાકયો ને બોલ્યો—

"શ્રી સુંદર બાહુ આપશે" કુંવરીએ તોપણ તેજ વેગ રાખ્યો.

"તે પ્રથમ આપને એટલે મને તે મળીજ કારણ હવે તો આપનું એજ મ્હારૂં"

ગળેજ પડી! કુંવરે છુટવા યુક્તિ કરી તે ખરી પણ હતી.

"હું મ્હારો નથી પિતાજીના છઉં" કુંવરીએ પકડયા—

"તેતો કહે છે, મને સ્વીકારો" કુંવર ફસાયો છતાં જીદી રહ્યો.

"તે નહીં બને" કુંવરીએ ચોખ્ખું કર્યું—

"ત્યારે તમે કોઇના નથી!!" કુંવર શબ્દમાં જ છુટયો પણ નિશ્ચય આકરો કર્યો

"હું કોઇનો નથી ને કોઇનો થઇશ પણ નહીં"

"તો મ્હારી પણ એજ પ્રતિજ્ઞા છે. બીજી વાર ત્રીજી વાર સદા સારૂ" આકરી વાત થાય છે! "હું નહીં જ વરૂં કોઇને નહીંજ વરૂં" કુંવરી બોલી—

"ફરી ફરી હું પણ એજ કહીશ પણ આપ વિના" એટલું તેણીએ ઉમેર્યું—

નફટ કુંવરે તે ન રહેવા દીધું "હું તેમ નહીં કરૂં" કુંવરી હવે ધીમી પડી, દીન થઇ.

"એવા કઠોર મેં નહોતા જાણ્યા" કુંવર વધુ કઠણ થયો. જરા ક્રૂર થયો.

# —श्री राघवेन्द्र अने रमादेवी—

( લેખક. રા. રા. અ. ત્રી. વૈશ્નવ. )

( ગતાંકથી શરૂ )

બોલ્યો—“ હજુ જાણો ને તજો ” કુંવરી ફીકી પડતી ગઇ “ હવે તે પણ નથી કરી શકતી ” નીઠુર કુંવર બોલ્યો, ત્હેને ડગાવવા મથ્યો “ હું કરૂં છું એટલે તમ્હારે કરવું પડશે ” ત્હેને કુંવરીનું મુખ જોઇ બહુ લાગી તો આવ્યું, તે જરા ગળગળો થયો ને બોલ્યો–ખુલાસો કર્યો.

“ લાચારીથી કરૂં છું. મ્હારામાં દૈવે પુરૂષાર્થ નથી મુક્યું તેથી કરૂં છું. ભૂલ થઇ તેથી પાછો ફરૂં છું. પ્રભુ તમ્હારૂં કલ્યાણ કરો ” ઘણી મોડી નજર આર્ત દ્રષ્ટીથી તે બોલવા માંડયો. લાચાર, નમ્ર વેશ ને ખરા આવેશથી ત્હેની કદર એક રીતે કરતો થકો તે બોલ્યો બોલે ગયો. “ પ્રભુ તમ્હારૂં કલ્યાણ કરો ” હાથ જોડી તેણે ઉમેર્યું “ મ્હારો અપરાધ ક્ષમા કરજો. ” દેવી ! સાધવી ! ઉપકારી સતીને ઘુંટણીએ પડયો–રડયો–દીન બન્યો, દેવી સ્તંભી ગઇ છે. દેખાવ ઘણો દયાજનક, અદ્દભૂત હતો, ચિત્રકારને ઉપયોગી હતો તે બોલે ગયો.

દેવી ! ક્ષમા કરજો. મેં કાગડે તમને હંસણીને ઠગ્યાં ! [ પોતાની ભૂલો કબુલી ) હું કૃતઘ્ની ઠર્યો, દગાખોર ઠર્યો, દુર્ભાગી ઠર્યો (ખરા મનથી તેને લગી આવ્યું જરાવાર ન બોલી શકયો, આંખો ભરાઇ ગઇ, કંઠ ભરાઇ ગયો ! પાછું ધૈર્ય આણ્યું. કારણ ગોઠવ્યું. )

“ પૂર્વનાં પૂણ્ય નહીં, પ્રારબ્ધ નહીં તે કયાંથી બને ! સુંદરબાહુની મરજી તેજ સાચા રક્ષક છે ને રહેશે. હું વધુ શું કહું ! કહેવાને પણ યોગ્ય નથી. દેવી ! ક્ષમા કરજો ? ત્હેને બહુ લાગ્યું, ને વિહ્વળ થયે વિકળ થયો. ત્યાંથી જતાંજ રહેવા સજ થયો. ત્હેને પ્રાણ તજતાં જાણે સન્નિપાત થયો તે બીજી બાબતો ભૂલી બોલીજ ગયો. આવેશમાં તો આવીજ ગયો હતો. ત્હેના દીલમાં જાણે કાંક ભરાયું હતું ત્હેને ભમાવતું હતું—ત્હેને બકાવતું હતું તે ત્હેનું પ્રારબ્ધજ હતું. ત્હેની ખોટી જીદ, અયથાર્થ સમજણ હતી પણ હાલતો ભોગકાળ હતો એટલે ત્હેને સુધારવા વિધિ પણ સમર્થ નહોતો. તેણે બડબડ થોડી કરી, પણ ત્હેને લાગી ઘણું આવ્યું. ત્હેનું પણ માથું ભમવા લાગ્યું. ત્હેનું કૃત્યજ ત્હેને દમવા લાગ્યું. ત્હેનું તન ત્હેનું ફળ તાત્કાળિક ખમવા લાગ્યું. “ હા ” તે નિશ્વાસ નાંખી બોલ્યો ” હા ! દુર્ભાગ્ય ! હા દુર્ભાગી ! હા દુષ્ટ ! હા ક્રૂર ! હા મૂઢ ! હા સાહસિક !” ઠગારા વાચાળ વંચક ! ! દેવી ક્ષમા કરજો તે બરાબર પડયો; પાછો ઉઠયો ! જવા આતુર થયેલ બબડયો. દેવી પણ ચકિતજ થઇ ગઇ છે. ત્હેની ચેષ્ટા કાષ્ટની પુતળીવત બની જોયાજ કરે છે. તે ચાળા કરે છે ને લવે છે. “ હવે ઉત્તમ છે કે જતા રહેવું ! દેવી જાઉં છું ક્ષમા કરજો ! પ્રિયા તરીકેનો વિચાર પણ આ મનમાંથી હવે સ-બીજ નષ્ટ થવો જોઇએ ! તે હા ! તે થયો જ ! હું હીજડો છઉં ( તે ફરી રોયો ને બોલે ગયો ) ધિક્કાર છે મ્હારા જીવતને ! મેં જનેતાને ભારે મારી ! ! પણ લાચાર ! ! મ્હારાથી બનતું કર્યાં પછી જે ઠર્યું તે ખરૂં ! પોતાની સ્વરૂપ શક્તિ બેશક માણસે સમજવી જ જોઇએ ને તે પ્રમાણે વર્તન રાખવું જોઇએ. ( તે પોતાના મનથી પોતાના વિચારમાં દ્રઢ થવા લાગ્યો) કરીને પસ્તાવા કરતાં ન કરીને પસ્તાવું ઠીક છે ! મ્હારી બડબડ ઉમ્મરભર ચાલશે ! ત્હેને હવે મ્હારી સાથેજ મ્હારે માટેજ રાખું. તમને હવે તેનું કામ નથી. હું કામનો નથી. મ્હારૂં નામ રૂપ સ્મરણ ચિન્હ કશું કામનું નથી. એ નક્કી છે, નિશ્ચય છે માટે બાળી મુકો ત્હેને !

ટાળી મૂકો તેને ! દેવી ! ! મ્હોટા મનથી મને ક્ષમા કરજો ! ! ફરી ફરી ક્ષમા માગી ( સુંદરબાહુના મંદીર ભણી વળી હાથ જોડી ) ખરા મનથી પ્રાર્થી તે પ્રભુ પાસે માગું છું કે, આપને તે સ્હાય કરજો. તે કરશેજ તેણે એકવાર એકથી બચાવી ને બીજીવાર તેથી પણ ચઢીયાતાથી બચાવા માટે તમ્હારી ભક્તિ સાચી છે, મ્હારી કાચી છે. મને નથી ફળી પણ તમને ફળશે. હું ક્રૂર હઠીલો છઊં. તમે નમ્ર દયાળુ પ્રેમાળ છો. પ્રભુ તમને જરૂર સ્હાય કરશે. તમે ત્હેની કૃપાનાં પાત્ર છો. મ્હારાં બધાં પુણ્ય પ્રભુ પદે અર્પી તમ્હારે માટે માગુંછું કે, તમને સદા સુખ આપો. તથાસ્તુ !" તે એટલું કહેતાંજ ખસ્યો.

"નાથ ! રાજ્યપુત્ર !" કરતી કહેતી કુંવરીના સ્વર કે આકારને ઉરપર અસર ન થવા દઇ વજ્ર જેવું હૃદય કરી ત્યાંથી એકદમ વગર સ્નાન કરે જ વિદાય થઇ ગયો. કુંવરી ત્યાંજ ઢળી પડી. માણસો આજુ બાજુ દુરથી ચેષ્ટા જોતાં હતાં; તે દોડી આવ્યાં, ઉપાડીને ઉતારામાં લઇ ગયાં. કુંવરે ત્યાંથી ઉતારામાં જતાંજ પુરભણી ને ત્યાંથી સ્વપુરભણી જવાજ સજ થયો. કુંવરીતો બીચારી બેભાનજ રહી ! પછી ભાનમાં આવી તોપણ શું !

મ્હોટા મહારાજે વિદાય થયા ને દીવસો વ્હેવા લાગ્યા. શું કરવું ને શું થશે ! એ કાંઇ સમજાયજ નહી. એવી આડાંની આડાઇથી વાત આવી પડી. હાલ તે કાંઇ આગળ ચાલે તેવું નથી તેથી સૌ સૌને સ્થાને જવા દઇ અમે પણ અટકીએ—આ પ્રકરણપર પડદો નાંખીએ.

## પ્રકરણ ૧૦ મું.

# તપસ્વિની.



શ્રી કાવેરી ગંગાનું તીર શ્રી રંગનાથ ભગવાનને અતિ પ્રિય છે, ત્હેનાજ તીરપર ત્રણ જગે ત્રણ રૂપે પોતે શેષપર શયન કરેલ છે. એક "માયાવરમ" પાસે આદી રંગનાથ નામે, બીજું ત્રિચિનાપલ્લીપાસે "શ્રીરંગમ્" પુરમાં મધ્યરંગનાથ રૂપે, જેના વિશે આપણે કાંઇક જાણ્યું છે ને ત્રીજુ "આદી રંગનાથ રૂપે" પોતાના નામ પરથીજ પંકાતા શ્રીરંગપટ્ટન જે છેવટમાં ટીપુ સુલતાનની રાજ્યધાની તરીકે પ્રસિદ્ધીમા આવેલ ને તેથીજ શ્રીરંગનાથે ત્યાં પોતાનો વૈભવ છુપાવેલ, પણ પાસેજ મહિસુર પતિનો પ્રતાપ વધવાથી ને ત્હેનું ત્યાં રાજ્ય થવાથી તે પાછું ઠીક સ્થિતિમાં આવી ગયું છે. પણ આપણે એટલેથી અટકવાનું નથી, ત્યાંથી પંદર માઇલ પગ રસ્તે "યદુગીરી" નામે પવિત્ર પહાડપર પહોંચવાનું છે. દેશમાં પ્રસિદ્ધ ને "શ્રીનારાયણ" નામે શિષ્ટોમાં સુપ્રસિદ્ધ થયેલ યદુગીરીનર્થાંનું ધામ 'દક્ષિણના બદ્રીનારાયણ" કહેવાય છે. શ્રી બળદેવજી મહારાજે એ ચચનું સેવન સ્થાનમાં પૂર્વે બહુ વખત સુધી કરેલ છે ત્હેમના પધારવા પહેલાં વળી કોદંતાત્રય ભગવાનનો આ ગીરીપર વાસ હતો ને તે

વાસ્તવિક વૈરાગ્યમય ખાસ સ્થાન છે. શ્રીમત્ અષ્ટાક્ષરનો જપ કરવાની તે ઉચિત ભૂમિકા છે. ગીરી સ્વતઃ ઉંચો ને આઠ ખોણાપર આઠ અક્ષરથી સંબંધ રાખતાં આઠ તિર્થો છે. ગીરી મધ્યમાં "કલ્યાણી" નામનું સરોવર મહા કલ્યાણકારી છે, ત્હેના ઉપર શ્રી નૃસિંહ ભગવાનનો નિવાસ ઉંચી ટુકપર છે, જ્યાં જવાને બહુજ પગથીયાં ચઢવાં પડતાં નથી, આસપાસ અદ્ભુત અરણ્ય છે. યોગનુંજ સ્થાન, પવિત્ર એકાન્ત ભૂમિ આ વખતે તો વસ્તી વગરનીજ હતી, એમ કહીએ તો ચાલે. અહિં તહીં તપસ્વીઓના આશ્રમો, ગીરી, ગુફા, વનમાં જેમને જ્યાં ઠીક પડયું ત્યાં તેમણે રચ્યા હતા. ત્હેમાંનો એક છેક ન્હાનો કલ્યાણસરપર ઉપરના ભાગમાં, ગીરીની ગુફાનો લાગ લઇને ઠીક બાંધ્યો હતો.

આપણે ત્યાં પ્રભાતના પહોરમાં પહોંચવાનું છે. આશ્ચર્યની વાત એ હતી કે, યદ્યપી ત્યાં શ્રીયદુગીરીનાથ, વરાહ ભગવાન, શ્રીનૃસિંહયોગ પીઠની સેવા મહા પવિત્ર છે છતાં એક યાત્રીનું ટોળું જેમાં ત્રીસેક માણસો હતાં તે એક "તપસ્વિ" ની શોધ કરતું ફરતું હતું, તે ટોળાના મુખી દંપતિને એક ભોમિઆએ ગીરીપર બધે ધુમાવ્યા, દેવોનાં દર્શન કરાવ્યાં, યોગ્ય સ્થળે તેમણે સ્નાન પણ કર્યાં, પરંતુ તે તનથીજ ત્હેમનું મન તે કશામાં જેટલું લાગતું નહોતું તેટલું તે તપસ્વિનીનાં દર્શન કરવામાં હતું. ત્હેમનું જાણે તેણીમાં સરવસ્વ હતું. તેમને લાગેલ ભાળ સાચી હોય એમ ત્હેમને ઉત્તરોત્તર જણાએ જતું હતું. ત્હેમની 'વનવેલી' જેવી અથવા ઘેલી તપસ્વિની ત્યાં વસે છે, એમાં જ્યારે ત્હેમને સંદેહજ ન રહ્યો ત્યારે તો ત્હેમને ત્હેને મળવાનું મન ઘણું આતુર થયું હતું, પણ તેણીના નિવાસ વિષે ચોકસ વાત ઘણાજ થોડા ગીરીના વાસિયો જાણતા હતા. કારણ તે પ્રસિદ્ધિમાં ભાગ્યેજ દેખાવ દેતી હતી, મ્હોટા ઉત્સવોમાં પણ મુખ્ય દિવસે પા એક ઘડી ઠેરી પછી પ્રસાદની પણ વાટ જોયા વિના કે તિર્થ લીધા વિના તે કયાં જતી રહેતી હતી એ કોઇને જણાતું નહોતું. તેમ કયાંથી પાછી આવતી હતી તે પણ સૌને ખબર નહોતી. ગિરિપર કોઇ સાથે કશો વ્યવહારજ નહોતો રાખતી પણ ત્હેનું તેજ, તપ તેજ એવું પ્રદિપ્ત હતું કે મનુષ્ય તો ઠીક પણ પશુ પણ તેનાથી ડરતાં રહેતાં હતાં. તે એવાં વન તરફ ચાલી જતી કે, જ્યાં વ્યાઘ્ર, સિંહની ગુફાઓ છે એમ ગણાતું હતું. "કેળવણી" તો સરોવરનું નામ હતું, પણ ત્યાં સ્નાન કરવા સવાર સાંઝ જવું સુગમ નહોતું; તેવે સ્થાને તે સવાર ને સાંઝ નિયત સ્નાન કરવા જતી ત્યારે કદી કદી કોઇ ત્હેને દેખી જતું હતું. તે બહુધા શ્રી નૃસિંહજીના ગિરી ઉપર પણ એવે વખતે ચઢતી કે જ્યારે પુજારીઓ પણ ડરીને ઉતરી આવેલા હોય, સંધ્યા પહેલાંજ ત્યાં કપાટ મંગળ કરી દેવાં પડતાં હતાં. ને પ્રાતઃકાળમાં પણ નવ વાગે તે ખોલવામાં આવતાં; ત્યારે તેણી તો વચ્ચેના વખતમાંજ બહુધા ત્યાં જતી એટલે પશુ પેઠે પિશાચ્યનો તો ડર તે શું રાખે! પણ દેવોનો પણ ડર ત્હેના દીલપર હતોજ નહિં. ખરૂં પૂછાવો તો ભય શું! તે જાણે સમજતીજ નહોતી છતાં તે ક્રુર નહોતી. એવી દીન ઉદાસીન રહેતી કે, કયારે દેહથી છુટી જાઉ! ત્હેને ડર નહોતો તેનું કારણ ખરૂં તો એજ હતું. તેને મરવાનું બહુ મન હતું. ને ચાહીને જ્યાં મૃત્યુ થવા સંભવ હોય ત્યાં જતી પણ તેના જાપના તેજે મૃત્યુ પણ ત્હેનાથી ભાગતું ફરતું હશે એમ જણાતું હતું. જે ખાતે તે વધુ ને વધુ ગમગીન રહેતી હતી.

તેણે પોતાની મેળે પુષ્કરણીમાં પડી અથવા ગિરિ ઉપરથી દડી પ્રાણ પાડવા ધાર્યું હતું. પણ તે વિચારે ત્હેનો સ્થિર નહોતો રહ્યો, તેણે છેવટ પોતાની પર્ણકુટી સળગાવી માંહે બળી

મરવું એ ઠરાવ છેવટ નક્કી કર્યો હતો, તે આજે જ્યારે ઉપર કહ્યો સાર્થ ત્હેને શોધતો હતો, ત્યારે તેણી તે પ્રકારે પાર પડી પરલોક જવાના પંથને શોધતી હતી. ત્હેના મનમાં એકજ શંકા રહેતી હતી કે, રખે તેથી તેણી આત્મહત્યારી ઠરે ! ને તેથી ત્હેની અધોગતિ થાય ? તોપણ શું ? જીવવાનું દુઃખ તેણીને દુઃસહ હતું ને તેણે મનથી એમ પણ માની લીધું હતું કે છતાં જો કષ્ટ થશે તો જે થશે તે આથીતો ઉતરતુંજ. કારણ તેણે ઘર છોડયું તે સાથેજ ખાન પાન તો ઠીક પણ સુવું પણ છોડયું હતું. સાટે બેશક ભજનબળ પ્રબળ થયું હતું. શ્વાસસમાન તે શ્રીમત્ અષ્ટાક્ષરનો જપ આ નારાયણગિરીપર કરતી હતી. જો કે પ્રણવ તે નહોતી બોલતી પણ ત્હેનું તેજ પ્રણવ જપનાર કરતાં પાંચસો ગણું કહીએ તો ચાલે ! તેતો મુક્તાજ થઇ જાત પણ ત્હેનું મન વાસના—ઈપિણાથી એવું લેપિત હતું, ને તે પણ ત્હેને ભારતજીના મૃગલાની પેઠે દયાથી નહી પણ પુરૂરવા અથવા પુરંજન રાજાની પેઠે વિયોગથી તે પણ પ્રેમથીજ માત્ર નહીં પણ રોપપૂર્વક ને તે એક સામાન્ય પ્રાણી હતું તેજ ખરી રીતે હજી ત્હેનું ઇષ્ટ હતું. ત્હેની યોગસિદ્ધિમાં મહાન્ વિઘ્ન હતું, ત્હેનું પ્રારબ્ધ શેષજ હતું ને હજી બહુ સબળ હતું. તેથી તેણી પણ સમજી ગઈ હતી કે, હજી તેણીની મુક્તિને વાર છે. હજી પ્રાકૃત ભોગ તેણીએ ભોગવવાજ પડશે પણ આ દેહ તો હવે ત્હેને અકારી થઇ હતી. ધ્યાન પૂર્ણ થવા માટે નિરૂપયોગીજ થઇ ગઇ લાગતી હતી. ને તેથી ત્હેને તે પાડીનાંખવાના નિશ્ચયપર આવી હતી. ખરૂં કહેવું જોઇએજ; તે પોતે પણ ન્યાયથી વિચારે તો કબુલ કરે કે રૂપથી, ગુણથી, કેલવણીથી ફરી એવી દેહ મળવી અશકય હતી—દુર્લભ હતી. તેનો જો ઇષ્ટ ઉપયોગ થાય તો તેજ તેણીને તારી દે, સંસારસાગરનાં સંકટ માત્ર નિવારી દે, ભવાટવીના ફેરાઓથી ઉગારી દે, એવી હતી. પણ ત્હેનાથી તેમ નહીંજ થાય એમ ત્હેને ઘણા દિવસથી નક્કી લાગ્યું હતું. ત્હેના જાણીતા સોએ તેમજ માન્યું હતું ને તેથી આજ હાલ તેણે ત્હેનો ત્યાગ કરવાની તૈયારી કરી હતી. ગત રાતે તે બીલકુલ સૂતી તો હતીજ નહીં; પણ ઉષા સમયે ન્હાઇ પ્રાતઃકાળ પૂરો થતાં સુધી શ્રીહરી ચરણને ધ્યાયી મંગળામાં શ્રી યદુગિરીનાથને રામપ્રિય સ્વામીનાં દર્શન કરી આવી, વરાહ ભગવાનની આજ્ઞા ત્હેના મનથી લઇ આવી, લક્ષ્મીજીને ભલામણ પણ પોતાના ભવિષ્યની દઈ આવી, શ્રીનૃસિંહના ચરણમાં અગ્નિદ્વારાજ શરણ થવું તેણીએ પસંદ કર્યું હતું. ભગવાનની યજ્ઞશાળામાંથી થોડો અગ્નિને માગી લાવી હતી. ફરી પુષ્કરણીપર જઇ ત્હેના મનથી છેલ્લામાં છેલ્લી વાર ત્હેમાં સ્નાન કરી પુન્ડ્ર કરી, માળા ધરી તુલસીને સુંઘી સ્વીકૃત કરી શ્રી પાદરેણું વાદી, અભય હસ્ત ચિન્હ માથે ને છાતીએ દાબી અલગ મુકયાં ને શ્રીહરી તથા શ્રીમાજી દીવ્ય દંપતિનેજ ચિત્તમાં રાખી ચિતા માટે તૈયાર કરેલાં કાષ્ટો ખડકવા લાગી. ત્યાં નિચેથી પોતાની દેશ ભાષા બોલતાં મનુષ્યોના સ્વર શબ્દ તેણે સાંભળ્યા, ચોતરફ પહાડોના વચમાં નિચે કલ્યાણી હોવાથી પ્રતિધ્વની ઘણો મ્હોટો દરેક શબ્દનો થતો જ હતો. તેણીનું ધ્યાન તે શબ્દો તરફ ખેંચાયું ને દેશભાષાનાજ નહીં પણ પરિચિત પુરૂષોના બહુ વાર સાંભળેલ સ્વર, અરે ! જાણે ત્હેના પિતાનોજ સ્વર હોયની શું ! એમ ત્હેને લાગ્યું. તે વિફળ થઈ, આશ્ચર્ય પામી તેણે વધુ ધ્યાન આપ્યું. પ્રથમ તો માન્યું કે ભ્રમણા છે, પણ ફરી શબ્દો પણ પૂરા પકડયા અર્થ સમજાયા ત્યારે સંપૂર્ણ ખાત્રી થઇ. ત્હેનાથી રહેવાયું નહીં. પોતાના સંકેતસ્થળથી તે બહાર આવી, ઉંચી ટેકરીપર કે નીચે જેણી ગમથી શબ્દો આવતા

હતા તેણી ગમ ઊંડાણમાં હેર્યું . તેવોજ નિચેથી શબ્દ થયો ; " અહાહા ! ઓ રહ્યાં " જય દેવી જય અંબે ! " ફરી ત્હેના પિતાનોજ સાદ સંભળાયો. " બ્હેન ! રમા ! " ત્યાં તો માતાનો સ્વર આવ્યો " મીઠડી ! હાય હાય ! તું આવા વિકાળ વનમાં પશુઓની સહચરી ! શ્રી હરી શ્રી હરી ! ! અરે કોઇ ધાઓરે ધાઓ ! ઉગારો મ્હારી લાડકીને ઉપાડી લાવો મ્હારી બાપુડીને ! " માણસો ધાયાં, તેણી નાઠી છુટવા મન કર્યું પણ તે ન્હાની ટુકપર છુપી જવાની છુપી જવાની કે બીજે જતાં રહેવાની સવડ હતીજ નહીં. તે ધભરાઇ ગઇ, ચાવી થઇ મા બાપ આવી પહોચ્યાં, ત્હેની તૈયારી પણ ચાવી થઈ ગઇ. કારણ ત્યાં ચિતાનીજ તૈયારી હતી. શિવાય કશું હતું જ નહીં. એક તુંબડી હતી તે પણ ચિતાપર મુકી હતી, માળા કંઠમાં ધારણ કરી હતી, શ્વેત વસ્ત્ર ઊપર ઉપવસ્ત્ર પણ શ્વેતજ, પાસે આગે ધુંધવાની હતી માત્ર ત્હેને મુંકી તે પ્રકટે કે વચ્ચે કુદી પડવાની વાર હતી. આવા વનમાં આટલો બળી મરવાનો સામને તેણે ઘણા શ્રમે તૈયાર કર્યો હતો; તે પણ નિરર્થક થયો. તે વેળા ત્હેના મનથી તો તે નિરાશજ થઇ. નિરાશામાં નિરાશા. તે હવે ઘણી ધુંચવાઇ ગઇ આંખો બંધ કરી દઇ અંગ ભીડી માથું નિચું કરી ચિતાના ખૂણાને ટેકી તે બેસી ગઇ, ડુમો ચઢી આવ્યો, ત્યાં માતા આવી. કંઠ ભરાઇ બેઝાર રોઈ પડી. પિતા પાસે ટળવળતા ઉભા રહ્યા, ચારે ગમ અનુચરોતો આ સ્થિતિ, આવેશ, આ ઉદ્દેશ જોઇ ચક્તિજ થઈ ગયા—દીગ્મુઢ બની ગયા. થોડી વાર ડસકાં શિવાય કાંઇ ન સંભળાયું. પેટ ભરીને રોયા શિવાય રહેવાયું જ નહીં. આખર માતાએ માંડ ધૈર્ય ધરી પોતાના અંબરથી આપણી રમાદેવીનાં આંસુ લોહી ત્હેની ફરી ફરી છાતીથી દાબી માંડ કહ્યું " બ્હેન ! આશું ! ધૈર્ય ધાર ! પ્રભુનો વિશ્વાસ રાખ્ય ! અપવિત્ર ક્ષેત્ર છે. અહીં આવેથી તો અમંગળ જશે. એહેના સ્મરણે મંગળ થાય છે. ત્યાં નિવાસ કરે ત્હેનું તો કહેવું જ શું ? "

દીકરી બોલી " ખરેખર દુઃખમાંથી છુટવું, નિરાશાના સમુદ્રમાંથી નિકળી જવું પણ ત્હેમાં મ્હારૂં કૃત્ય પાપનું પ્રાયશ્ચિત તો મ્હારેજ કરવું જોઇએ તે પુરૂં કરૂં ત્યારે ના ! જે તનનો હવે ઉપયોગ નથી ત્હેને રાખી મુકવાથી તે ઉલટું દુઃખ દે ! "

માતાએ સાંધ્યું. " દે પણ તે આ રીતે ત્યાગે તો એથી પણ વધુ દુઃખદ દેહ મળે ! કોઇ કહે છે સાત ભવ આપઘાત કરવાપડે એ તું શું ભુલી ગઇ ! "

તે જરા લજવાણી પડી " ભૂલી નથી ગઇ પણ ન સહેવાયું ત્યાં તે વધુ શું દલીલ કરે ? વિચારમાં પડી ગઇ " માતાએ તુરત તકનો લાભ લીધો.

" છતી સગવડ છોડી, ભૂખ, તાપ, તાઢ, ઉજાગરા બધુંજ કષ્ટ જાતથી વધાર્યું; આ કાંઇ ઈશ્વિરે નહોતું આપ્યું ! ઈશ્વિરે આપ્યું છે ત્હેનો તો અનાદર કર્યો. મંદર છે તો દર્શન કરો, પ્રસાદ લ્યો, તિર્થ છે તો સ્નાન કરો, પાન કરો, જોઇએતો દાન કરો, એકાન્તે ગમે તે ધ્યાન કરો. શું મનુષ્યદેહનો ઉપયોગ એટલોજ કે, ત્હેની એક ક્ષુદ્ર ધારણા પાર ન પડી એટલે ત્હેના દેનાર સાચા સ્વામીને પણ ભૂલી, પરલોક સુધારવાની તક, કોટીપાતિવ્રત્યના બદલામાં મળી ત્હેનો વાસ કરી ઓર મહા અપરાધી થવું ! સ્વામી સ્હામે બંડ ! ત્હારાપર પ્રભુની કૃપાનો તો પાર નથી પણ ત્હેને ત્હેના મહા ઉપકારનો વિચારજ નથી તે માત્ર કરવાની રૂચી બતાવી તોપણ અમ્હારા દ્વારા કેટલી ને કેવી સગવડ થઇ એ પ્રભુની કૃપા ! એ બધાનો આ ઉપયોગ આ પરિણામ ! ! બધાને છેતરી છટકી જવું તપસ્વિની બનવું તે આ ભજન ને આ ભક્તિ વિરક્તિ આ પરમાર્થ માટે ! પિતાએ ઉમેર્યું—" એથી ત્હારી જનેતાને કેટલા દહાડા સુધી કેટલી વિકળતા રહી તે કોણે કરાવી ?

એ પુણ્ય ! માતા તો ક્ષમાજ કરે. પિતા પણ ક્ષમા કરે. પરંતુ લોકો અમ્હારે માટે ત્હારે લીધે શું શું કહે ? તે અમ્હારે કાને આવવાથી અમને કેટલું સાલે ! એ સુખ દેવા ત્હારો જન્મ, ડાહાપણ, વિદ્યા વૈરાગ્ય, ! ! ત્હારૂં મન શુદ્ધ છે તો પ્રભુએ તને એન સમયે બચાવી ! તે ત્હારી દેહ નકામી નહીં બળવા દે ! ત્હેના ગંભિર સંકલ્પનો આ ઉત્તમ ઇસારો છે માટે હવે કીનારેથી પાછી વળ,ઉઠ શાન્ત થા. માતા પિતાને પગે લાગી અપરાધ ક્ષમાવી ત્હેમના આશિર્વાદ લે !"

રાજાની આજ્ઞા થતાં જ તે ચિતા એકદમ વેરી નાંખવામાં આવી રમાદેવી ત્હેની બાળ સખી ધાતા ને માતાએ ઘેરી લીધી. બીજી મંડળી પણ મળી તે કાંઇજ બોલી શકી નહીં. શું બોલે ! સૌ સાથે ઉતારામાં જવું પડયું મંદિરમાં ગયા. તે કોણ છે તે ત્યારે જ સૌએ જાણ્યું. પ્રત્યેક મનુષ્યે ત્હેની અતિ પ્રસંશા કરી. બહુ તો ત્હેને પગે પડયા શિષ્ટોએ ત્હેને સદ્બોધ દીધો. " આ લોકમાં ન ઠીક પડયું તો પરલોક શા માટે ન સાધવું ? ત્યાગી થઇ શ્રીહરી પદ અનુરાગી થવાની ઉત્તમ સગવડ થઇ, જૂઠો ધણી ન મળ્યો તો સાચો તૈયાર છેજ" માતા પિતાએ એ પ્રયાસને અનુમોદન દેવા બહુ વચનો કહ્યાં, બહુ ખર્ચ સગવડ કરી દેવા દિલાસા દીધા. ત્હેને પ્રસાદ લેવા આગ્રહ કર્યો. તેણે પ્રથમ ના પાડી પણ માતાપિતા અટકવાં બધી મંડળી અટકી, પણ છેવટ તે દિવસ તો જરા પ્રસાદ વાંદી જર્કાંગ્રી કુમારી ભૂખી જ સુતી. હજી તે સ્વસ્થ ન હોતી થઇ, ત્હેનું મન ધુંધ થઇ ગયું તે ચિત્તભ્રમ જેવી બની ગઇ. મન કોઇ પાસે ખોલ્યું પણ નહીં. ઘડીમાં પ્રભુ મંદિર સ્હામું. શ્રી નૃસંહજીના મંદિર સ્હામું હાથ જોડી રોતી; પોતેજ પોતાનાં આંસુ લ્હોતી. મોડી રાતે સુઇ ગઇ. ત્હેને સુવા દીધી, ત્હેની ચેષ્ટા સૌએ તપાસ્યાં કીધી. સૌ સૂતાં પણ સુખથી નહીંજ. શાંતિ નહિજ ત્યાં તો એ પ્રકરણ પુરૂં થયું.—

**રાગ કાફી.** " કર બનતું પરકાજ " એ રાહમાં. "

સેવો શ્રી સરકાર, પ્યાર પૂરો ઉર ધારી; ટેક.
કેવો છે સંસાર સ્વરૂપે, સમજો શોધી સાર;
ક્યાંથી આવ્યાં કયાં જાવાનું, કોનો સૌ પરિવાર. પ્યાર૦
જાણો સાધન ધામ નકામાં, માયા મોહક જાળ;
તોડી પાર જવા શ્રીવર, સેવા સાચું હથિયાર. પ્યાર૦
સમય ગયો સાંપડવો દુર્લભ, કરતાં કોટી પ્રકાર;
મોંઘો માનવ જન્મ મળ્યો, કાનુ નિજ શ્રેય સુધાર.

**ગરબી.** " એવી દ્યો ભક્તિ " એ રાગ.

અંતરમાં આનંદ, આજ અપાર મને;
નિરખ્યા નંદન નંદ, આજ અપાર મને; ટેક.
મોહનનું મુખ મોહક દેખી, મોહ્યું મનડું મ્હારૂં રે;
આંખ ભરી ફરી ફરી નિહાળું, રૂપ અતિ રઢીયાળું. આજ૦
શાન્ત સુધા સ્ત્રવતી આકૃતિ એ, શિતળતા ઉપજાવી રે;
ભૂખ તૃષા ભાગી ભિતરની, અનહદ લગની લગાવી. આજ૦
પૂણ્ય પૂર્વનાં પ્રકટયાં પૂરાં, પ્રભુનાં દર્શન પામીરે;
હવે કેમ ભૂલાય અધ ઘડી, કાનુ પદે વિરામી. આજ૦

**કા. વિ. શંભુપ્રસાદ. ભાવનગર.**

# શ્રી રાઘવેન્દ્ર અને રમાદેવી

( લેખક રા. રા. અ. ત્રી. શ્રી વૈશ્નવ. )

( ગતાંક પૃષ્ટ ૪૮ થી ચાલુ. )

## પ્રકરણ ૧૧ મું.

## સ્વપ્ન કે સાચું.



દુરાથી ટીનીવલ્લી તરફ જતાં રસ્તામાં ' સાતુર ' સ્ટેશન આવે છે. ત્યાંથી દસ માઇલ ઉપર પગ રસ્તે " શીવકાશી " ને ત્યાંથી દસ માઇલ દૂર " શ્રી વલ્લીપુત્તુર " નામે કસ્બો છે. તે ગામના મધ્યમાં શ્રી ભૂમિદેવીનું ભવ્ય મંદિર ત્રણ મ્હોટા કીલ્લાવાળું ઘણું જોવાજોગ છે. ખરી રીતે તો તે શ્રી વટપત્રશાયી ભગવાનના મંદરનો એક ભાગ છે. મુખ્ય મંદરની જમણી બાજુએ તે જગદંબાનું સ્થાન છે. પણ ત્હેનો ભભકો ભગવાનના મંદર કરતાં ઘણો ભારે છે. ત્હેનું ગોપુર ( મુખ્ય દરવાજો ) અગિયાર માળવાળો એવડો ઉંચો છે કે, તેવાં ગોપુર દ્રવિડ દેશમાંએ થોડાં હશે! ત્હેની પાસે પડેલ ત્હેના વાર્ષિક ઉત્સવ વખતના મહાભવ્ય ઉન્નત રથ ઉપરથી પણ ત્હેના વૈભવનો ખ્યાલ આવી શકે છે. રાજ્યદ્વારે બેઉ ગમ ગજશાળામાં હાથીઓ ઝુલે છે ને ભીતર પેસતાંજ મ્હોટા મ્હોટા સ્તંભોવાળા ઉભય પાર્શ્વપર વિશાળ મંડપોમાં સ્તંભોની કારીગરી જોઇ ચકિત થવાય એવું છે. એક જ પથ્થરના એક સ્તંભમાં સ્વાભાવિક કદ જેવડો ઘોડો સ્વાર નીચે સિંહનો શિકાર થતો તેમાં મદદ કરતા પ્યાદા સુદ્ધાન્તમાં પૂર્ણ દેખાવ છે. એવા એવા અનેક આકાર ને પ્રકારના મ્હોટા મંડપો ને ખંડો ને જમણા ડાબા ને પાછળના ભાગમાં મુકી સીધા બીજા મહાદ્વારમાં પેસતાં કે સુવર્ણમય ઉન્નત ધ્વજ સ્તંભ આજુબાજુ વાહન મંડપ ગૌશાળા કચેરી કોઠાર પછવાડે બગીચા ને મધ્યમાં મહારાણીના બંગલાઓની બહાર પણ અદ્દભૂત છે. ત્રીજા મહાદ્વારમાં સીધા પ્રવેશ કરતાં આજુબાજુ પરિક્રમામાં શ્રી વેંકટનાથને શ્રી સુંદરબાહુના મંદિર બે ગમ બે ખુણા ઉપર છે ને મધ્યમાં માતુશ્રીનો સાક્ષાત મહાલય વધુ ઉંચી પીઠિકા ઉપર ઉત્તમ બાંધણીવાળું ત્હેના આગલા ભાગમાં મ્હોટો મંડપ આરસના કાળા ધોળા પીળા સ્તંભોવાળો ઘણો વિશાળ સ્વચ્છ ને મનોહારી વિવિધ સેવાની સામગ્રીઓથી સંપૂર્ણજ રહે છે. ને વધુ ભિતરની પણ ભિતર ખાસ મંદર છે, ત્હેમાં કંચનના કારીગરીવાળા ઉન્નત આચ્છાદિત વિશાળ સિંહાસનમાં જગદંબા જમણાં, શ્રી કૃષ્ણચંદ્ર મધ્યમાં ને ડાબા શ્રી ગરૂડજી હાથ જોડી ઉભા રહેલ દિવ્યદર્શન દે છે. ઓર ભિતરના છેલ્લા ભાગમાં શ્યામ અચળ મુર્તિઓ પણ એજ પ્રકારે છે, પણ ચંપકવર્ણી ઉત્સવ મુર્તિઓના સૌન્દર્ય લાવણ્ય માધુર્ય શુચિતા આદીથી તો અવધિજ છે. રાજાની, દેશની વિદેશીની ને ખાસ ભાવિકોની ખાસ શેવા, હજારોને લાખો રૂપિયાથી ચાલીજ જાય છે. શ્રાવણમાં ભૂમિમાંથી પ્રકટયાં ત્હેનો જન્મોત્સવ સાથી વિશેષ ઠાઠથી દસ દિવસનો

થાય છે. ત્યારે મ્હોટા રથનો ઉપયોગ થાય છે. ધનુર્માસ ને ત્હેમાં ભોગી દિવસ તથા કલ્યાણ ઉત્સવ એ બહુજ અપૂર્વ છે. નગરની આજુ બાજુ આવેલાં સર મધ્યના ને બાગો મધ્યના બંગલાઓ, બ્હાર બે મ્હોટા બાંધેલ ભવ્ય સરોવર પરના બંગલાઓમાં ને દૂર પણ બે બે ચાર ચાર ગાઉ ચારે ગમ ભાવિકોએ બંધાવેલ મંડપોમાં ઉત્સવોમાં સ્વારી પુરનાર નારી સુધાં બડા ઠાઠથી જાય છે ને હજારો લોકો ત્હેની લ્હાણ અતિ ઉત્સાહથી લે છે. તે સાથે મેળા ખેળાનું પણ ભારે ધમસાણ મચે છે. બાકી સાધારણ દિવસોમાં સૌ શાન્ત રહે છે. ભાવિક ભકતોને ત્યાં તે વેળા ઇચ્છિત એકાન્તે છે. સંક્રાન્તિ નક્ષત્રો–ઋતુઓના, માસોના, એકાદશી, અમાવાસ્યા પર્વણીગો આદિના ઉત્સવ તો લાગ્યાજ રહે છે, તેથી કાળ કયાં જાય છે ત્હેની ખબરજ પડતી નથી. માતાજી ગાનપ્રિય છે. સવારથી સાંઝ સુધી અથવા કહો કે મંગળાથી શયન થઇ જતાં સુધી ન્હાના પ્રકારનાં વાજાં ગાજાં પૂર્વક ને તે વિના ગાન શ્રુતિ પ્રબંધ પાઠ ચાલુજ રહે છે. મંદરને અડીને કોઇ મકાન નથી. કોલ્લાની બાજુ ત્હેની શુચિતા જળવાવવા ખાલીજ રાખી છે વચમાં મ્હોટો માર્ગ રાખીને સ્હામે બરાબર ચારે બાજુ સમાન લીટીમાં પવિત્ર પુરૂષોનાંજ ગૃહો વિપ્ર વૈષ્ણવોના અગ્રહારજ છે. ત્હેમાં પણ રાજ્યદ્વારની એક બાજુ તો શુચિ, શિષ્ટ, કુલીન, યાજ્ઞિક, વૈદિક, પંડિત આચાર્યોનાંજ મહાન્ પવિત્ર શ્રીમાન સ્થાનો છે. ત્હેમાં જમણીગમ પહેલોજ મ્હોટો મઠ છે. ત્હેમાં ત્રિદંડિ સંન્યાસીની સેવાના ભગવાન બિરાજમાન રહે છે. તે સાથે તેવાજ પરમ એકાંતિક પરમહંસો,–હંસોનો નિવાસ પણ સદા રહે છે. વેદ ઘોષ, પઠન પાઠન ઉત્સવ આનંદ અને દાન કે સદ્બોધ શિવાય જ્યાં બીજા લૌકિક વ્યવહારની ગંધજ નથી. મઠના પછવાડેના ભાગમાં સહજ દૂર મઠનેજ લગતાં ગૃહસ્થ યાત્રીની સગવડ માટે, નિરાધારો, વિધવાઓ માટે નિરાશ્રીત વિદ્યાર્થી ને બ્રહ્મચારીઓ માટે ને સ્વતંત્ર રહેવું ચહે તેવા સન્યાસી માટે પણ ન્હાનાં ન્હાનાં સોયદાર સ્થાનો છે. વચમાં વિશાળ કૂપ ને મધ્યના ચોકમાં તુલસી કુસમના ન્હાના બગીચાના વચમાં એક ન્હાનો મંડપ પણ છે. સૌને ભોજન સારૂ કાંક પ્રસાદ મંદરથી ને બાકી મઠથી ધર્માદા મળે છે. જાથુ બંધારણ ઉપરાંત શહેરના શ્રીમંતને આવતા જતા યાત્રિકોથી ત્હેને મદદ પૂરતી રહે છે. બાળો માટે પાઠશાળાને વિધવાઓ માટે કથામંડપ અલગ છે. જ્યાં બે વાર પુરાણ ઇતિહાસાદિકનું પઠન, કથન ચાલ્યાં કરે છે. શિવાય મઠમાં સવારે વેદાન્ત ને મધ્યાન્હે અનંત દીવ્ય પ્રબંધ, દ્રવિડ વેદાન્તનું પઠન પાઠન ચાલ્યાં કરે છે. મધ્યાન્હની કથા કોઇવાર સલાહ જેવી મ્હોટી મ્હોટી પણ ખાસ ખાસ થાય છે. ત્યારે શ્રોતાઓનું પુર હોય છે. કદી કદી કોઇ સારા કહેનારા આવે તો તેથી પણ વધુ ભીડ થાય છે.

આજકાલ ધનસંક્રાન્તિ બેશી ગઈ હતી ને તેથી નિત્ય તે સ્થાનનાં ભૂદેવી જેમનું તે દેશમાં “આંડાળ” અમાં ને સંસ્કૃતમાં ગોદાદેવી નામ છે તેમણે જગતજનના ઉપકાર અર્થે ત્યાં અવતારરૂપે તુલસી કયારામાંથીજ પોતાથી ચેતવણી દઈ પ્રકટ થઇ ધનસંક્રાન્તિ આખી વ્રત કરી નિત્ય એકેક પદ ( પાશુર) રચીને ગાયેલ તે વંચાય છે. વૃદ્ધ જીયર (સંન્યાસી) સ્વામી જે શ્રી તોતાદ્રીથી પધારેલા હતા તે તે પાશુરનું વિવરણ એવી છટાથી દૃષ્ટાંતો ને પ્રમાણો પૂર્વક અસરકારક એટલી સરલતાથી દેશભાષામાં કહેતા હતા કે આબાલ વૃદ્ધના ઉપર ત્હેની અસર આ શુચિ ઉત્સવમાં અલૌકિક જ થતી હતી. તેઓ કોણ છે? કયાં છે! શું કર્તવ્ય છે? ત્હેનું સંપૂર્ણ ભાન જ્ઞાન તે વેળા તો ત્હેમને થઇ જ જતું હતું. પુરૂષો ને

સ્ત્રીઓને બેસવાની સવડ જૂદી હતી તેમ સ્ત્રીઓમાં પણ દ્વીજ સ્ત્રી ને શૂદ્ર સ્ત્રીઓમાં વેવરો પડતો હતો. તેમજ સધવા વિધવા પણ ભિન્ન ભિન્ન ગોઠવાઇ બેસતાં હતાં, ઢાંકેલ માથાવાળી વિધવાઓ સદા શુચિ–સોળામાંજ બનતાં લગી રહેતી હતી. આ વેળા વળી તેમની સધવાઓની વચમાં સૌથી વધુ શુચિ જણાતી. ન સધવા ન વિધવા જેવી એક દીવ્ય દેવી યુવા છતાં વૃદ્ધ આપણી ઓળખીતી—રમા બ્હેન, બીરાજી હતી. તે સાથે પછવાડે બે વૃદ્ધ બાઇઓ તથા બીજા બે વૃદ્ધ પુરૂષોની સાથે અલગ બેઠક હતી. સૌ મંડળ ત્હેમને શ્રીમંત માટે જ નહીં પણ ત્હેમની ઉદારતા, સજ્જનતા માટે પણ બહુ માન આપતું હતું. મહારાજાએ તેણીને સમજાવી આઠ માસથી પ્રભુનેજ વૃત્ત કરીને વરનારી, ને વિશ્વના બીજા દેવ રાય માત્રને તુચ્છ સમજનારી “ ગોદા અંબા ” ના દીવ્ય દેશમાં ત્હેની ઇચ્છા પ્રમાણે કથા કિર્તન, પૂજન દાનની સગવડ કરી આપી પોતાની રાજધાનીના સમીપમાંજ નિવાસ રખાવ્યો હતો. મૂળે ભણેલી ગણેલી અને ઘણા સમયથી આ રસ્તેજ વૃત્તિ રોકવા પ્રયત્ન કરતી તે પુનિત બાઇ સર્વ શાસ્ત્રિય વિષયમાં બહુ સારૂં સમજતી હતી. ને તેમાં વૃદ્ધ સ્વામીજીની તે અતિસેં વ્હાલી શિષ્યા હતી સ્વામીજી પણ દીવ્ય હતા. કોઇ ત્હેમને પાર્ષદના અવતારી કહેતા તો કોઇ પૂર્વાચારીના અવતારી કહેતા તે બહુજ થોડું બોલતા હતા. પણ વાકય સિદ્ધ હતા. જ્ઞાન વૈરાગ્યના સાગર ને ભક્તિ પ્રવૃત્તિમાં પારંગત હતા. અતિ ઉદાર ને સૌના સુહૃદ હતા. તોપણ ત્હેમની તપસ્વિની રાજકુમારીપર ખાસ કૃપા હતી. આજ કાલ તેણીનું ચિત્ત ગોદામાના વ્રતના દિવસોના કથાથી પાછું ચકડોળે ચઢ્યું હતું. અને જે ભોગી દિવસે ગોદામા ને ભગવાન વર્યાં તે દિવસ તો તેણે તલપાનેજ કાઢ્યો. એજ રાત આવી જેમાં ગોદામા ને શ્રી રંગનાથે સાક્ષાત્ અનુભવ આપ્યો હતો. ગોદામા જેવો ત્હેના મનમાં ભાવનો કયાંથી હોય ! પણ ત્હેના મનમાંથી હજી રાજકુમારે નિકળી ગયો નહોતો. તે સમજી ચૂકી હતી કે, તે તેણીનું પ્રારબ્ધજ છે. ને તેથી તે માટે તેને હજી કદાચ એક જન્મ તો વધુ ધરવોજ પડશે. પણ તે વાત ત્હેના ઉપાય બ્હારની હતી. પિતા જેવા સ્વામીજી પાસે તેણે તે વાસના ત્હેના મન પરથી ભૂસાય તે માટે બહુવાર પ્રાર્થના કરી હતી. પરંતુ ત્રિકાળજ્ઞ પરમહંસે પણ એજ ઉત્તર દીધો હતો કે તેણીનું તે પ્રારબ્ધ છે. હજી તે પ્રકારનું ભોગવવાનું બાકી છે. પણ તે પરથી તે તો એમ માનતી હતી કે તેવું જન્માંતરે બનશે. કારણ આ ભવમાં તો આશા નહોતી રહી ને તેથીજ ફરી ફરી દેહ પાડવાના વિચાર પર તે ઝટ આવી જતી હતી. પણ પાછી પાપથી ડરતી હતી. આજે ત્હેનાથી ન રહેવાયું, સૌ મંડળ ઉઠયા પછી સ્વામીજીના પાદમાં પડી રડી હૈયું ખાલી કરી પાપ ન લાગે ને દેહ પડે એવી કોઇ વિધિ સમજવા તેણીએ યુક્તિથી સ્વામીજીને પૂછયું. તેણીએ પ્રશ્ન કર્યો—

“ સ્વામીજી ? શ્રીમત્ રામાયણમાં શબરી અગ્નિ પ્રકટાવી તેમાં હોમાઇ એમ લખ્યું છે. ત્હેનું ત્હેને પાપ કેમ ન લાગ્યું ? શું પ્રભુને મળી ચૂકી હતી ત્હેમાં ? મ્હને તો લાગે છે કે મહર્ષિ માતંગના આશિર્વાદનું એ ફળ હતું, ત્હેમની આજ્ઞાજ હતી ને તેથી તેણીને દીવ્ય દેહ પણ પુંઠે પ્રાપ્ત થઇ. દીન દાસીઓ આશ્રય લે ને સ્વામીઓમાં સામર્થ્ય હોઇને તેઓ તેમનાપર કૃપા કરે એમાં શું મ્હોટી વાત છે!”

સ્વામીજી ત્હેનું હાર્દ સદ્ય સમજી ગયા ધનુર્માસ બેઠો ત્યારથી તેઓ તેણીનું હૃદય

વાંચતા હતા. તે પણ ડરતા હતા કે જો ભોગી દિવસે ખાલી ગયો તો રખેને નિરાશામાં પોતાનોજ ભોગ આપે ? વખતે એવું સાહસે કરે ! કારણ એક વખત પૂરો પ્રયત્ન કરી પણ ચૂકી છે ને તેથી તેઓ પણ પોતાની તરફથી દીવ્ય દંપતિને ત્હેના માટે જે ઉચિત પ્રાર્થના કરવાની તે પ્રાતઃકાળના પુજનમાં પ્રભુની પ્રત્યક્ષમાંજ કરી ચૂકયા હતા ને ત્હેમાં કૃત કૃત્ય થઇ ચુકયા હતા. એટલે ત્હેમના મનમાંજ તે વાત કહાડવાનું તો હતું પણ પ્રભુ પોતાનું કામ સર્વ પાત્રોને સ્વતઃ પ્રેરી સમયસર કરવા કેવો સમર્થ છે એ આ પ્રશ્નથીજ અવલોકી સ્વામીજીએ શ્રી હરીને "ધન્ય પ્રભુ" કરી કહ્યું ને પછી પોતાનું મન પણ ખોલ્યું.

"શબરીએ સ્વામી સેવન કરવાનું તો પૂર્વ જન્મમાં બ્રાહ્મણની પત્નિ થઇને પુષ્કળ કરી લીધું હતું. થોડી ભૂલ એ ભવમાં પડી ગઇ હતી તે ભોગવવા તેનો એ છેલ્લો દેહ હતો, તે પણ છેક જર્જરીભૂત થયો ત્યાં સુધી સ્વાચાર્યને ભગવતોની સેવામાંજ ગાળ્યો, ને ત્હેના બદલામાં પ્રભુનો પણ સાક્ષાત્કાર થયો. ત્યાર પુઠે તે દેહથી કંઇ પણ થઇ શકે તેવો એ રહ્યો જ નહોતો તેથી ત્હેને આગમાં ગુરૂ આજ્ઞા પ્રમાણે હોમ્યો ને તે પણ તમે કહો છો તેમ રાઘવને હૃદયમાં ઉતારીનેજ" ગુરૂએ હવે ચોખાવ્યું. પ્રશ્નનું હાર્દ પોતે સમજ્યા છે એમ બતાવી ત્હેને જોઇતોજ ઉત્તર આપ્યો. "તમારે હજી બહુ વાર છે. શ્રી રામ સ્વામીએ ભરતજીને બહુએ આગ્રહ કર્યો પણ ત્હેમનું માની રાજ્યનો સ્વીકાર ન કર્યો. સ્હામો ત્હેમનાપર બોજો ધર્યો તો પોતે ચૌદ વર્ષ તપસ્વી રહ્યા છતાં તે તમામ ઉત્તમ રીતે વહ્યો, વિયોગ સહ્યો, આજ્ઞા પાળી, દેહ સાચવ્યો તો તે સાર્થક સંપૂર્ણ અંતે થયો. શ્રીરામસ્વામી સદા સાર સંપૂર્ણ સુખમાં સાંપડયા. પૂરા વિશુદ્ધ થયા વિના પ્રભુ ખાસ સેવામાં સ્વીકારતા નથી. પુરી સેવા કર્યા વિના પૂરા શુદ્ધ થવાતું નથી ને તેવી સેવા દેહ વિના થાતી નથી. રમાદેવીએ હવે વધુ સ્પષ્ટ પણ પ્રસંગ પકડીને જ પુછ્યું.

"પણ ત્હેમને તો પ્રભુ પ્રત્યક્ષ હતઃ ને વાયદાનો સમય પણ નિયત ચૌદ વર્ષનો ચોકસ હતો."

સ્વામીજીએ સંપૂર્ણ ખુલાસો કર્યો. તે ગુરૂ પ્રભુના પ્રતિનિધિજ હતા, ત્હેને માટે પ્રભુજ હતા, પ્રત્યક્ષ હતા.

"ઠીક વાત છે પણ શબરીને પ્રભુ પ્રથમ પ્રત્યક્ષ નહોતા, ગુરૂજ મળ્યા હતા." અર્થાત્ તેણી શ્રી ભરતનો દાખલો લઇ શકતી નથી. શબરીની નકલ કરી શકે છે. ને તેથી ત્હેને લઇનેજ કહ્યું."

શબરીએ ગુરૂનું સેવન ઘણા કાળ કર્યું ને તેમની આજ્ઞા પછવાડે પણ પૂર્ણ પાળી દેહને રખવાળી" રમાદેવીએ આતુરતાથી વધુ ખુલ્લુ પુછ્યું. એ દ્રષ્ટાન્તનો લાભ લેવા ચાહ્યું તે ખાલી ઉઠી.

"પણ ત્હેમને ગુરૂએ કહ્યું હતું કે તને પ્રભુ મળશે" રમાના ગુરૂ કાંઇ ભોળા ન હોતા તે સદ્ય બોલ્યા.

"અને તમને પણ ગુરૂ કહે છે કે ગોદામા મળશે ત્હેની આજ્ઞાનું પાલન કરજો કેવી મંગળ વધામણી! એવા અદ્‌ભુત ભાવથી આચાર્યે આ વધામણી આપી કે તેથી આતુર ર-

આને તે અમૃત સમ થઇ પડી. તે સુણતાંજ ગળગળીત થઇ ગઇ આંખમાં હર્ષાંશ્રુ ભરાઇ–ઉભરાઇ આવ્યાં પણ પાછી તે કુતર્કે ચઢી તેણે માંન્યું તે ખાલી દીલાસોજ છે. શાસ્ત્ર શિષ્ટ દિલાસાંમાંજ ઉમ્મર પુરી કરાવે છે. આંસુ સુકાવા માંડયાં, તે ફીકી પંડવા માંડી ને બોલી. " ન માજી ન પિતાજી આખી ઉમ્મર આશામાંજ વિતાડી "

ગુરૂએ વચ્ચમાં પ્રશ્ન કર્યો, પ્રભુ કૃપાઓનું ત્હેને સ્મરણ કરાવવા ત્હેનેજ પુછ્યું. તેના વાક્યનેજ સાંધ્યું. " ને તે વગર વિપત્તીએજ, વગર સહાય મળેજ ! વગર પ્રાર્થના–આર્તિ ફળેજ કાં ? "

તે તુરત સમજી ગઇ, ગાલપર બે હાથે તમાચા મારી તે બોલી " હું ભુલી તે દીવ્ય દંપતિની મ્હારાપર અપૂર્વ કૃપા છે. ધન્ય શ્રી સુંદરબાહુ ! તેણે મ્હારો પ્રાણ અદ્‌ભૂત રીતે ત્હેની આર્તી કરતાંજ બચાવ્યો છે !

બીજી વાત ! બીજીવાર " ધન્ય છે તે યાદવેન્દ્રને ! તેમણે મને આપનાં ચરણ સુધી પહોંચાડી ને તે મ્હારા માત્તા પિતા દ્વારાજ ! પ્રભુના ઉપકારનો પારજ નથી, પણ મ્હારા પાપોનો પાર આવે એમ લાગતું નથી. હવે તે પોતાના સ્વરૂપને સ્વામીના મહાત્મ્ય અનુભવને સમજી ઠેકાણે આવી કે તુરત દિલાસો મળ્યો.

" પાર આવી ચૂક્યો સમજને હવે વ્હાણ કાંઠે આવ્યું છે. " સુકાનીનેજ ત્હેની ખબર પડે " " એવા દિલાસા આપ આજ ચાર માસથી ધો છો " થાકેલ બાળકને ઘર પાસે દેખાયા છતાં બહુ દૂર લાગે પણ દેવકીમાતાને બાર વર્ષનો વિયોગ ને શ્રીકૌશલ્યાને ચૌદ વર્ષનો રહ્યો હતો " એ અતિ ઉત્તમ ઉત્તર હતો પણ તેણીતો તર્કેજ ચઢી હતી. હવે તેણી ગમ વળીને બોલી.

" મને લાગે છે કે આ ભૂદેવી મ્હારૂં પણ પોતાના જેવું કરશે. મ્હારે પણ ભૂમિમાંજ શમાવું પડશે. નહીંતો ગોદા દેવી છે તે પોતાના જેવું કરશે ( અર્થાત્ આ દેહતો નકામીજ ઠરશે તો ભલે ) ભલે તો હું શ્રીહરી ચરણમાં શમવા તૈયાર છઉં. એ છેવટ પણ મંગળજ છે.

ત્હેને વાર છે, ત્હારા દેહનું સાર્થક હજી પુરૂં થયું નથી. આજ સુધીના પ્રયોગોથી જે શુચિતા વાળું જ્ઞાન જળમય ને ભક્તિ ખાતર વાળુ ક્ષેત્ર બન્યું છે. પ્રભુએ પ્રસંગોથી બનાવ્યું છે. ત્હેમાં ઉત્તમ બીજ મુકાઇ એવું ફળ ઉપજવું જોઇએ કે, જે જગતને સારી રીતે ઉપયોગી થાય ને ત્યારેજ તે ક્ષેત્રની સફળતા ત્હારા મનમાં પણ હજી એજ વાસના છે. ગોદામા જેવીજ નથી તે તો ઘણું દુર્લભ છે !! " સ્વામીએ ખૂબજ કહી દીધી. ઉત્તમ રીતે કહયું, ભલે કહ્યું. "

" તે ચૂપ થઇ ગઈ. જરા લજ્જા પામી, નીચું જોઇ ગઈ. નિરાશાથી આંખમાં ઝળઝળીયાં લાવી ગઇ " ત્યાં કાયલી સંભળાઇ સ્વામીજીએ કહ્યું ચાલો ત્રિમંજનમાં સમય થયો. મઠમાંનું બધું મંડળ ત્યાં ભરાઇ ગયું ને સૌ મંદર ભણી જવા લાગ્યું. એ આખા દિવસના આનંદનું શું વર્ણન કરીએ ! પણ તે કાંઈ સર્વને તો સરખું નહીંજ. આપણી જ રમાદેવીએ ત્યારથી જ સ્વામીજી સાથેની વાતોનું સ્મરણ ચિન્તવન, ને પ્રભુ સંનિધિમાં ને ગોદામાની સંનિધિમાં ખાસ—ખરામનથી ખરી આર્તિથી વારંવાર કહ્યાં કર્યું—ચહ્યાં કર્યું. કાંક ખુલાસો થાય, પ્રતિતિ થાય, અનુભવ થાય, પરચો થાય એજ ત્હેના આશા હતી. આખો દિવસ એમજ વિતાડ્યો એજ વિચારમાં આશામાં પ્રાર્થનાપૂર્વક સ્વાચાર્યનું સ્મરણ ત્હેનું વચને સ્મરીને સુતી. ઉંઘ આવી ગઇ. પાછલી પ્રહર રાત્રી રહી ત્હેને ઉઠવાને હવે ચાર ઘડી

બાકી રાત રહી ત્યાં ત્હેની નિંદ્રા ઊડી નિદ્રાતો જતીજ રહી તે જાણે જાગી પણ તેણે ઝટ માન્યું નહી. કે તે જાગી છે. કારણ તે અદ્દભૂત, અચિન્ત્ય, અપૂર્વ અનુભવ કરવા લાગી. અંધારા ઓરડામાં ત્હેની આજુ બાજુ ઉત્તમ પ્રકાશ પ્રકટયો. તે આખા ઓરડામાં પ્રસર્યો, ત્હેના અંગપર ત્હેની બંધ આંખપર પડયો, તે ભિતર ઉતર્યો. તે ચમકી ઝબકી આંખ ઉઘડી ગઇ એજ અદ્દભૂત તેજ! બ્હાર ભિતર પણ અતિ આનંદમય અસર આખા અંગમાં રોમે રોમ રગે રગમાં રેલાયું. તે નિર્ભય થઇ—શાન્ત થઈ—તુષ્ટ થઇ, આનંદમય થઇ! આશાએ પાછી ઉઠી! તે પૂર્ણ થતી ભાસી! પણ એ જેવું, અનુભવવું ખરૂં થાય છે કે ખોટું! તે જાગે છે કે સ્વપ્નુ છે! વગર દીપચંદ્રે આ પ્રકાશ શાથી! શેના! આ સુગંધ, આ આનંદની રેલછેલ તે રગે રગ શી રીતે! ત્યાં તો ત્હેની દ્રષ્ટી સ્હામેં એજ ગોદ્રામાની મૂર્તિ! જેના ઉપર આજે આખો દિવસ ને રાત દ્રષ્ટી જોડી રાખી હતી, તેજ મંગળ શ્વેત સાડી હાથમાં એજ શુક ને એજ વાંકો અંબોડો! એજ ચંપક વરણ ને એજ ઉત્તમ આભરણ! પણ વધારામાં નેત્રો ઉઘડેલ જાણે ખરાંજ લોચન તે વળી અતિ રસિલા રાજીવ જેવાં તે કેમ કહેવાયાં હશે! તે અનુભવ સિદ્ધ થયું! એથી અધિક "દીવ્ય દેહ કોને કહે ત્હેનું ભાને થયું એ શ્વેતતા તેજમય, આલ્હાદમય, શુચિમય સુધામય આખી જ આકૃતિ એકજ દ્રવ્ય મય!" અહા! શું અનુભવ!

માતાજીએ વળી તેણી સ્હામું જોઇ જરા સ્મિત કર્યું કે, તેણી તુરત ઉઠી ધુંટણીએ પડી, ફરી પડી ફરી નમી ત્હેનાથી રહેવાયું નહીં. માજીએ રોકી અહા! શું સ્વર? બસકર ચક્રવર્તી મહારાજની માતા બસ કર! ધૈર્ય રાખજે! આ ભોગી દિવસને ન વિસારજે ત્હારે ભોગી થવાનો અવસર બહુ સમીપ છે. જેમ વર્તે છે તેમ વર્તજ્જ" સાંભળ્યું બસ થયું, બધુંજ ગયું. ન તે મૂર્તિ ન તે તેજ, પછી અનુભવ વચન તો કયાંથી! સઘ પૂર્વવત અંધકાર છાઇ રહ્યો. શબ્દોની ભણક કાનમાં અર્થોની ધુન ધ્યાનમાં, રૂપની રસિકતા લોચનમાં શ્વાસની સુગંધ નાસિકામાં, પ્રભાનો સ્પર્શ આખા અંગમાં ને દયા દ્રષ્ટીની વૃષ્ટીનો સ્વાદ મનમાં એવો ભરાઇ ગયોકે, તે પ્રસંગ તે અંગ રહયું ત્યાં સુધી તેણીથી વિસરાયો નહીં "જય જય જગદંબે જય માતુશ્રી" તે મંદર તરફ નમી સ્તુતિ કરવા સજ થઇ પણ સઘ ત્હેને તર્કે તેડી—દોડાવી—ચાલી તે ચઢ ઉતર ત્હેની ટેકરીઓપર તે વિચાર વમળમાં પડી ખાવા માંડી ગોથાં "ચક્રવર્તી મહારાજાની માતા" ભોગી થવાનો અવસર સમીપ છે" એ શું! શી રીતે! મ્હારી અક્કલથી અસંભવિત છે, માજીનું વચન છે, તેથી સંભવિત છે. જેને વરવું, ત્હેનાથી ગર્ભ ધારણ કરવો ત્હેનીતો પ્રતિજ્ઞાજ છે! તે ફરશે! ફેરવશે! તેમ ન થાય! તો શું હું પ્રતિજ્ઞા ફેરવું! કુંતિમા પેઠે પણ હું કરનાર નથી જ. તેમ માજીની વાણી વૃથાએ ઠરનાર નથી. શું ક્ષત્રી પુત્ર જૂઠા ઠરશે? ત્યારે સ્વામીજી જુઠા ઠરશે! શું થશે? કેમ થશે! કોણ કહે! કોને પુછું! એ ગડબડમાં મંદરમાં દુંદભી ગડગડયું, ત્હેની વૃદ્ધ પાલકે ત્હેને જગાડવા અવાજ દીધા તે તો જાગતીજ હતી. નિત્ય કર્મ માટે ઉઠવું પડયું. એટલે એ પ્રકરણ અટકયું.

---

# —શ્રી રાઘવેન્દ્ર અને રમાદેવી—

## પ્રકરણ ૧૨ મું.

### પ્રતિજ્ઞા—વચન—પાશ.

( ગતાંક પૃષ્ટ ૫૪ થી ચાલું )



કહેવત છે કે "ગોલાંને દરબાર ટીંચણુ સમા" સાત પુરીમાં શ્રેષ્ટ કાન્ચી ક બ્રહ્માએ અર્ચન કરવાથી યજ્ઞ કુંડમાંથી શ્રીહસ્તી ગિરિ ઉપર ઈચ્છિત વરદાન દેનારા **શ્રી**વરદરાજ ભગવાન પ્રકટ થયા તેથી "કાન્ચી" કરીને તે સ્થાનની ખ્યાતિ અદ્યાપિ પ્રસિદ્ધ છે. મનુષ્ય તો શું દેવના પણુ તે રાજા હોવાથી ત્હેમનું "દેવરાજ" નામ પણુ સુખ્યાત છે. સદા ત્યાં પ્રકટ રહેવાને અને જનોને ઈચ્છિત વર દેવાને બ્રહ્માએ માંગણી કરવાથી ત્હેની પ્રાર્થના સ્વીકારી પોતે ત્યાં અર્ચારૂપે રહ્યા છે તદુપરાંત આજુ બાજુ ત્યાં બીજાં સત્તર દિવ્ય દેવતા સ્થાન એવાંજ સુપ્રસિદ્ધ છે. જેમકે "યથોક્તકારી" "પરમપદનાથ" દીપપ્રકાશ "અષ્ટભુજા" **શ્રી**નૃસિંહ "પાંડવદૂત" ત્રિવિક્રમ "ભગવાન" ઇત્યાદિ—

આપણા મહારાજા **શ્રી**વલ્લભદેવ ને વરદવલ્લભારાણીએ આયુષ ત્યાં પુરૂં કર્યું, પણુ પોતાના ઉપરનું અભિષ્ટ તો બીજે કયાંક જઈએ તો પૂર્ણ થાય, એમ તેમના મનમાં રહ્યા કરતું હતું. જે માટે જ અમે પ્રકરણના આરંભમાં કહેવત મૂકી છે ને તેથીજ તે સ્થાનને સાધારણ જ ગણી એક વખત **શ્રી**વેંકટનાથની યાત્રાએ તેઓ ગયાં ત્યાં પુત્ર જડયાના ખબર સાંભલી સકામ થયાં હતાં. પણુ તે હજુ જેવાં ને તેવાં જ દુઃખી ત્હેમના મનથી તો રહ્યાં હતાં. આશાનો પાર નથી. એક પુગતાં બીજી ને એકમાં પણ અનેક શાખાઓ હોય છે જ તેથી તેમણે વળી કયાંહી જઇ વૃત વિશેષ કરવા ચાહ્યું પણુ રાજ્યધાની છોડી રાજયની પણુ સીમા મૂકી ઘડી ઘડી દેશાંતરમાં દૂર જવું એ મ્હોટા મહારાજા માટે સુગમ કે ઉચિત વાત નથી. તેથી તેમણે છેવટ સમીપમાં સમુદ્રતટપર શોભતા **શ્રી**પાર્થસારથી ભગવાનપર ચિત્ત દોડાવ્યું. જેણે દુરત્યય કૌરવ સેનસાગર ગોષ્પદવત્ કરી પોતાના આશ્રીતને તરાવ્યો. તેને એક કંગાલ દાસીની આશા પુરવી શું મ્હોટી વાત હતી ! એમ શ્રદ્ધા આણી મહારાજને ઇચ્છિત નિવેદન કર્યું. પાડવને વૃક્ષ વેલો ચલાવ્યો ને પરિક્ષિતને ચક્રવર્તી બચાવીને ઠરાવ્યો, તેમ અમ્હારૂં અભિષ્ટ કાં ન કરે ? એમ આશા રાખી દંપતિએ એકાન્તમાં કંઇક ઘાટ ઘડયો ને તે ગુપ્તજ રહ્યા. તે પાર પાડવાના જાહેર નિમિત્તરૂપ જાત્રા થઇ; મહારાજ કુંમાર **શ્રી**રાઘવેન્દ્રને મહારાણી વરદવલ્લભાની સ્વારી **શ્રી**પાર્થ સારથીની મહાયાત્રાએ સિધાવે છે એમ વાત ચાલી, તડામાર તૈયારીઓ થઇ, તંબુઓ, રાવટીઓ, શમીયાના કનાતો ગાડાં, ઊંટો, ઘોડાં, ખચ્ચર, હાથી, રથ, પૈદલ, મીઆના, મોદીખાતું, પુજાદાનખાતું, ખાનગીખાતું, બ્રાહ્મણો, ગવૈયા, વાજાંવાળા, પાક કરનારા, ને બીજા પરચુરણુ જરરતના નોકરો જથાબંધ તૈયાર થયા, સાથે તીજોરી ભરપૂર રાખી હતી. કેટલીક મંડળી તો ત્યાં પ્રથમથી જ પહોંચી ગઇ ને ઠરવાના સ્થાનોની પુરતી સગવડ થઇ ગયાના વૃત્તાન્ત ફરી વળ્યા એટલે શુભ શુકને સ્વારી સિધાવી. શુકન બહુ સારા થયેજ ગયા ને ચાહેલ સમયે **શ્રી**પતિ સમિપ પહોંચી ગયાં.

ચોતરફ પવિત્ર વિપ્રોના અગ્રહાર ને ચાર મ્હોટી વીથી એક ગમના મહાન્મ્હોટા ચોકમાં મ્હોટું સર (પુષ્કરણી) પછી મ્હોટો મંડપ ને ઉન્નત ગોપુરદ્વારની ભીતરના ચોકમાં ધ્વજસ્તંભ હોય

જ જતાં ડાબું ગજેન્દ્રવરદનું મંદર ને પછવાડે શ્રીનૃસિંહની સંનિધી, ભીતર જમણા શ્રીશેષ શાયી શ્રીરંગનાથ ને નિજમંદરમાં.—

### લલિત છંદ.

દ્વિભુજ શોભતા શામળાહરી, સરસ શંખને હસ્તમાં ધરી,
અહિ બિજે કરે સોટી પ્યારથી, વિજય ધન્ય હો પાર્થસારથી.

જમણાં રૂકિમણી ને ડાબાં સત્યભામા શિવાય, બળરામ, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ ને અર્જુન પણ સેવામાં છે. ઉત્સવવિગ્રહ ચતુર્ભુજ, ઉભય પાર્શ્વપર શ્રીભૂમિદેવીને સ્હામા શ્રીગુરૂડજી દિવ્ય દેશની રીત પ્રમાણે બિરાજે છે.

બીજી સંનિધિયો પણ સંપૂર્ણ છે. વૈભવમાં પણ કચાશ નથી. ઉલ્લાસથી સૌની સેવા કરી મ્હા અર્ચન કરાવી ભેટો ને ભારે ભોગો ધરાવી ગોષ્ટી કરાવી રાતે તો સુખે જઈ સ્વસ્થાને સુતાં પણ પ્રાતથી શરૂવાત હતી.

આચાર્યની આજ્ઞા અનુસાર વૃત્ત આચરવાનું હતું. છેલ્લે દિવસે મહારાજાને પણ પધારવાની ધારણા હતી. ખરા વખત સુધી પણ આવી પહોંચવું એમ નક્કી હતું. તમામ કાર્યભાર પુત્રને માથે મુંકાયો હતો. ત્હેમાં પણ ખાસ જરૂરત બલીરાજાના યજ્ઞની પેઠે "કોઇયાચક માથું માગે તો તેપણ આપવું" એમ તે કુંવરે કમર કશી માતાને વચન આપ્યું હતું. ને તેમજ હકિકતમાં થાય તોપણ પોતાનું મહાભાગ્ય એમ સપૂતે સાચે ભાવેજ માન્યું હતું. આગળથી તે વાકયબદ્ધ બહુ મજબુતીથી થયો હતો.

અગીઆર દિવસનું વૃત્ત ને બારમે દિવસ પૂર્ણાં હતી. તે દિવસને સારૂજ ખરેખર સાવધ રહેવાને મિથ્યા પ્રતિજ્ઞ ન થવા પુત્રને પિતાએ ચેતાવી ખરો કરી લીધો હતો. તેણે સ્પષ્ટ નિર્ભયતાથી વચન આપ્યું હતું કે " તે સમયે જે આવીને જે માગશે તે આપશે. " પિતાએ પુત્ર પાસેથી ત્હેમાં ફેર નહીં પાડવા ખાસ વચન લીધું તે વેળા ત્હેને જરા આશ્ચર્ય પણ લાગ્યું. પરંતુ ત્હેનો નિશ્ચય સાચો હતો. માતા પાસે માથું જાય તો અહો ભાગ્ય જેણે હકિકતમાંજ માનેલ તે વધુ વિચાર કે ચોળા ચોળી કરેજ શું કામ! ત્હેમાં વળી તે પોતાનું જીવન માતાપિતાને તો અર્પણ કરી ચૂકયો હતો. ત્હેમના નિમિત્ત ત્હેમના પહેલા પોતાનું વય જાય–જીવન પૂરૂં થાય તો તો તે પોતાને કૃતકૃત્ય થયો માનતો હતો, માત્ર એકજ "જક" શિવાય તેણે કદી પણ પોતાનાં માતાપિતાને રંચે નાખુશ થવાનું કારણ આપ્યું નહોતું. ને તેથી આ તકે તો વચનથી પણ બાંધ્યો છે એટલે ખાતરી હતી કે તે મિથ્યા પ્રતિજ્ઞ નહીં થાય !

ભગવાન પાર્થસારથીની આજ્ઞા લઇ વ્રતનો આરંભ કર્યો સવારમાં વ્હેલા ઉષા સમયે ઉઠી સ્નાનથી આરંભી રાતે દર્ભાસનપર માતા શયન કરે ત્યાં સુધી સપુત બરાબર હાજરી પૂરતો હતો. ને કોઇવાતની કસુર થવા નહોતો દેતો. દૂધ પીવું એજ માતુશ્રીનો આહાર હતો બેઉ ટંક અન્નદાન ઉપરાંત વસ્ત્ર પાત્ર ને ગૌનાં દાન પણ થતાં હતાં. ભૂમિ હિરણ્ય આદિનાં દાન કરવાં પડતાં પણ ભગવાનને ભોગ ધરાવી તે પ્રસાદ અનાથો તૃપ્ત થાય ત્યાં સુધી અપાવવામાં તે અધિક ધ્યાન આપતો હતો. દિવસ જતાં યાચકોની ભીડ વધતી ચાલી અનાથો ને વિધવાઓને ખાસ આશ્રય મળે છે, ત્હેમાં પણ બાળકોને અપંગોપર બહુ ધ્યાન અપાય છે. એ જેમ જણાતું જાય છે તેમ ત્હેમનું જુથ જામતું ગયું. છેવટના ત્રણ દિવસ બ્રહ્મ ભોજનને ભૂરશી દક્ષિણા, પંડિતોને પિતાંબરો ને દુશાલાના જોટા, બાકીનાને ધોતીજોટાનુ દાન વિવેકથી આપ્યું, કોઇને નકાર નહોતો. તેમ લૂટાલૂટ પણ નહોતી ચાલતી, કારણ ઘણી બાબતોમાં માતુશ્રી પણ લક્ષ રાખતાં હતાં. ખરી રીતે કુલ કામ કુંમાર હસ્થુજ ચાલતું. મધ્યાનોત્તર મંદર ખુલતાં સુધી વ્યાખ્યાન, અને રાતે હરી ગુણ ગાનનો આનંદ બહુ અપૂર્વ આવતો હતો

દાન લેનાર શિવાયતો તમામ સમુહ એ બ્રહ્મ વિદ્યા સુદ્ધાન્ત દાનથી તૃપ્ત થતા જ નહીં. કિર્તન કરનારા પુરાણી બાવા ને ગાનારા ધન પાકી મહારાજ બેમાં કહેણી ને કંઠ જેનાં જેટલાં વખાણ કરીએ એટલાં ઓછાં પડે એમ હતું. આખું મંડળ મહારાણીજીને પરિચિત થઇ ગયું હતું. કારણ ત્યાં ત્હેમનું કુટુમ્બ તેજ હતું. ભગવંત સંબંધેજ ત્હેમની સાથે સંબંધ હતો. શેહેર કરતાં ગામડાના અગ્રહારના બ્રાહ્મણોના આચાર વિચારથી મહારાણી ને મહારાજ કુંમાર આશ્ચર્યજ પામી ગયાં હતાં. ત્હેમને સારૂ સતયુગજ જ્યાં જાય ત્યાં હતો. મદ્રાસ જ્હાવું મ્હોટું શહેર કહેવાય છે, ને તોપણ હાલે આ મંદિરનો ભાગ તો ત્હેનાં તીરવલીકમણી Tirpali cane નામના ત્હેના પરામાં કુલીન વિદ્વાન શ્રીમાન શિષ્ટોની વસ્તીના વચમાં છે પણ તે વેળા તો તે ન્હાનો કસબો જ હતો. આ દસ દિવસથી બેશક તેનો રંગ પલટી ગયો હતો.

શુદ્ધ એકાદશીએ મ્હોટા ઉત્સવનો છેલ્લો દિવસ હતો. મંદિરમાં તે દિવસે ત્રિમંજન, ને સાંઝે ગરૂડસ્વારી થવાની હતી. મધ્યાન્હ સમય મહારાજા પણ આવી પહોંચ્યા ને તે સહસ્રાભિષેકમાં સામીલ થઇ ગયા. શું પવિત્ર વેદ ઘોષ! શું પુન્યનિધ પ્રબંધપાઠ! રાજ્ય તરફથી તમામ રાજવી ઠાઠ પણ ઓછો નહોતો, દાનનો પણ છેલ્લો દિન હતો. ખજાનો ખુલ્લો હતો ઘણો માલ મહારાજા સાથે પણ મુદ્દામ દાન ઇનામ માટે આવ્યો હતો. ભગવાન શ્રીદેવીની સેવા સામગ્રીથી લઇને કુમકુમીયાને કાહલી વાળા સુદ્ધાંને સારૂ એક અથવા બીજી પણ ઉમદા ચીજ જ હતી તે તમામ દેવાઇ ચુકી. પૂર્ણાહુતી પછી પણ એક કલાક સુધી જે આવે ત્હેને ના પાડવાની નહોતી બલકે ખરેખાત તો પ્રાતઃકાલના પારણા સુધી દાનની હદ રાખી હતી. પણ ખરો ઉહાવ આજ હતો. સૌ તૃપ્ત થયાં, વિવેક પુરઃસર કામ ચાલ્યું પૂર્ણાહુતી પુષ્પયાગ વેળા મહારાજા પણ સાથે રહ્યા પણ પછી ક્યાં ને કેમ એકદમ જતા રહ્યા! ત્હેની કોઇને સમજ ન પડી ગરબડ ન થવા દેવા દાન દેવાનું કામ સવારથી જ શરૂ કરી પૂર્ણાહુતી સુધીમાં પુરૂં કરવામાં આવ્યું હતું. ને તેથી નવા દેશાંતરથી કોઇનાં ભાગ્ય હોય ને આવી પહોચે તો ભલે. નહીં તો હવે નિયમિત સમયમાં ખરેખર તો એક કલાક શેષ હતો. તેપણ થવા આવ્યો ત્યારે નિત્યના નિયમ પ્રમાણે કુમારે ઊંચા ઉભા રહી અવાજ દીધો. કારણ સાંઝે સ્વારી ને પ્રાતઃકાળે પારણું હતું. એટલે ખરેખર વખત હવે ભરાઇ રહેવા આવ્યો હતો. બાકીના વખતમાં બાકી કામ બહુ હતું. તે મનમાં મોદ પામવા લાગ્યો કે, જે ખાસ જુમ્મો ઉઠાવ્યો હતો, જે માટે માતા પિતાએ વારંવાર ચેતાવ્યો. ડરાવ્યો હતો તે પૂર્ણ થઇ જ ચુક્યું કાં ન ગણાય! બારમા દિવસે જે દેવાનું હતું તે તો દાન નહીં પણ ઇનામ વિધિથી બંધાએલ સમય આવી ચૂક્યો. રૂત્વિજોની આજ્ઞાથી તે તેણે દ્વારપર ઊંચા ચઢી ઉપર કહ્યું તેમ એકવાર બેવાર ત્રીજીવાર ઊંચેથી આનંદથી અવાજ દીધો—" કોઇ અન્નાર્થી ધનાર્થી બીજા કોઇ પણ પ્રકારના અર્થી જેને આવવું હોય તે આવો, બોલો માગો આપું છું આ છેલ્લો અવાજ છે " ત્યાં બીજું કોઈ હતુંજ નહીં. માત્ર કહેવાની વિધિ તેથી તે કહેતો હતો. ને તેથી ત્હેના મનથી તો તે પાર પડી ગયો. સૌએ માન્યુ કે કોઇ ન આવ્યું, સમાપ્ત થયું. શું આવે? દેવામાં કમી નહોતી રાખી! પણ ત્યાં મહારાજા જાતેજ આવ્યા ને નિચા ઉભા રહ્યા બલી પાસે જાણે વામન આવ્યા. તે બોલ્યા " હું માગનારામાં છું હું ત્હારો યાચક છું. છેલ્લો યાચક છું. છેલ્લું માગું છું " સૌ આશ્ચર્ય પામ્યા!! પિતા નિચે ઉભા છે, પુત્ર વેદીપર ઉભો છે, આજુ બાજુ વિપ્રવૃંદ છે. પરસ્પર એક બીજા સ્હામું જોઇ રહ્યા. માતુશ્રી છુપકીથી પુત્રની પુંઠે આવી ઉભાં છે. અર્ચક પરિજનાદિ સકળ મંડળી ઘેરી વળી, આતુરતાથી આશ્ચર્યતા પૂર્વક જોઇ રહી છે. સ્થાનના શિષ્ટો ને મંદિરના અધિકારીઓ શિવાય કાન્ચીના ઘણા ખરા

સાક્ષર શ્રીમંત તો હાજર હોય જ પોતાનું કુટુમ્બતો આદિ દિવસથી હતું ત્યાં બીજી ને ત્રીજીવાર તાતે કહ્યું " પુત્ર હું યાચક છું "

પુત્ર ધુચવાયો, વિચારમાં પડ્યો ! આ શું ! ત્હેનાથી પુછાઈ જવાયું ! " શું આપ મ્હારી આગળ યાચના કરનાર છો ! "

પિતાએ ભાર દઇ કહ્યું "ખરેખર તેમ જ છે. ત્હારી માતાની વતી તે ભાર માથે લીધો છે, વચન દીધું છે, પ્રતિજ્ઞા કરી છે. સ્મરણ કર ! ગભરાય છે કેમ! ક્ષત્રી પુત્ર છે. રાજ્યવિર્ય છે. તપસ્વી પવિત્ર બ્રહ્મચારી છે, ઉદાર દાની છે. પ્રતિજ્ઞા પાળવાની વેળા આવી છે. માતૃપિતૃ ભક્ત છે. દેવદ્વીજ ગુરુની સાક્ષીથી ફરી કબુલ કર કે હું માગીશ તે તું આપીશ. ડર માં સંશય કર માં, ધૈર્ય ધાર ! "

પુત્રમાં પાણી આવ્યું, તે ટટાર થયો તૈયાર થયો, જે થાઓ તે થાઓ સમજ્યો કે હવે ખરો ભેદ જે હશે તે ખુલ્લો થશે. યજ્ઞ, માનત, વ્રત જે કહો તેનો સાર આ જ છે. આ કબુલતના ઉત્તરમાંજ છે. ત્હેનાપર કોઇ મ્હોટું જોખમ કોઇ મ્હોટી પ્રબળ પ્રતિજ્ઞા છે ! શું હોય! શું ન હોય ! ! તેને વધુ વિચાર કરવાનો વિચાર પિતા એ ન આપ્યો તે ફરી બોલ્યો—ટકોર્યો !

" ડરે છે શું ! જેવા જોરથી ત્રણવાર પુકાર્યો તેવા તોરથી કહીદે ત્રણવાર કે તૈયાર છું. દેવપિતૃ કુળ પ્રતિજ્ઞાથી હાજર છું ! ડર્યો ! શું વિચાર કર્યો ! ખરી વેળા ચૂકીશ ! નહીં જ !! "

હજારોના વચમાં ક્ષત્રી પુત્રને આવી રીતે ટકોરવાથી તે પુરો ટેકમાં આવ્યો ને બોલ્યો સ્પષ્ટ બોલ્યો. "સુખેથી માગી લ્યો મુખેથી માગી લ્યો. હું આપીશ આપનું અભિષ્ટ સંપૂર્ણ પુર્ણ કરીશ "

તથાસ્તુ કહેતા પિતાએ ઝારી મંગાવી, પુત્રને વેદી પાસે તેડી જઇ અગ્નિ, આચાર્ય ઇષ્ટદેવ સમીપ ફરી કહ્યું. હાથમાં જળ લે બોલ્યો તેમ બોલીને મ્હારા હાથમાં છોડીદે. તેમજ કર્યું આચમન પ્રાણાયામ કરી જળ લઇ છોડયું—રાજાના હાથમાં દીધું. ચોતરફ હાહાકાર થયો, ક્ષત્રી ભીખ માગે છે—પિતાજી ભીખ માગે છે. કાંઇ વામનજી જેવુંજ વિચિત્ર લાગે છે ! જે છે તે આવશે આગે.

આગે આવ્યું. સૌ ઘેરાઇ વળ્યું. માતા પુત્રની પુંઠે અતિ આતુરતાથી ઉભી હતી. શાબાશી દઇ રહી હતી. પુત્રની પીઠ ઠોકી રહી હતી. ધન્ય દીકરા સત્યપ્રતિજ્ઞ થજે કુખ ન લજવજે વચન પુરૂં કરજે. " ધૈર્ય રાખીને તે બોલો " યજ્ઞનારાયણ શ્રીમન્નારાયણ મ્હારૂં વચન પુરૂં કરાવશે" પુત્રે કહ્યું.

માએ કહ્યું તથાસ્તુ મહારાજને કહ્યું હવે માગોજ વાર ન કરો. ચોતરફ સુનસાન હતું. સૌનું રાજા શું બોલે છે ત્હેમાં ધ્યાન હતું. સૌ એક તાન હતું. રાજા ફરી પ્રભુને પ્રણમી મંદિર ભણી વળી બે હાથ જોડી સૌને નમી પુત્રપ્રતિ જોઇ બોલ્યા " મ્હારા ખોળામાં મ્હારા પૌત્રને લાવી મુકવો " મુકી દો જળ, સૌએ હર્ષભેર તાળી પાડી પુત્રપર જાણે વિજળી પડી ! તે શૂરવીર ક્ષત્રીએ સહી. કાંક ફીકો પડયો, જરા કંપ્યો પણ જળતો મુકયુંજ. " તથાસ્તુ " તો કહ્યુંજ થઈ રાજા તરફથી ઇશારત કે વાજાં વાગ્યાં, જયનાદ થયા, પુત્રની ત્રણવાર જય બોલાઇ ત્હેની પ્રતિજ્ઞાની ત્રણવાર જય બોલાઇ બાકીનું કામ સપાટાથી ચાલ્યું. જાણે કાંઇ વિશેષ બન્યુંજ નથી એમ સદ્ય મહારાજાએ બાકીના કાર્યમાં મન ઘાલી તેને ગબડાવ્યું. પુન્યાહ વાચન સ્વસ્તિ વાચન થયાં. પુત્રપર, માતાપર, રાજાપર પુષ્પ વૃષ્ટી થઇ. મંડળમાં હોહાને એજ વિષય પર ચરચા ચાલી કાર્યક્રમ ધીરે ધીરે પુરો થયો. ને સૌ સૌને ઉતારે ગયા. સાંજની સ્વારી નેપ્રભાતના ભોજનમાં કાંઇ વિશેષ નહોતું કે જેનું વર્ણન કરીએ એટલે આ પ્રકરણ તો અહીં હવે પૂરું થયું.

# —श्री राघवेन्द्र अने रमादेवी

## પ્રકરણ ૧૩ મું.

## “ દુઃખમાં દીલાસો. ”

( ગતાંકથી સાંધણ. )




દક્ષિણ દેશના તિર્થોમાં “સેતુ” થી સિમા છે. આર્ય દેશનીએ ત્યાં સિમા છે. ત્હેમાં પણ કહેવાય છે કે “અંતસેતુ” તો હવે નથી રહ્યો. કારણ ત્હેને તે વખતેજ તોડી નાંખવામાં આવ્યો હતો. મધ્ય સેતુ “ ધનુષ્કોટીતિર્થ ” પાસે કહેવાય છે “ પંબેન ” નામની ખાડીમાં તે છેડો છે. ઉભય સમુદ્રનો ત્યાં સંગમ છે હજારો યાત્રી આખા આર્યદેશમાંથી પ્રતિસાલ ત્યાં જાય છે, ન્હાય છે, ને માને છે કે ‘સેતુ’ના દર્શન થતાંજ મહાપાતકોથી પણ મુક્ત થવાય છે. કારણ કે ત્હેનું તેવું મહાત્મ્ય ઘણા વડાનાં ઘણાં વરદાનોથી બન્યું છે. જાનકી મહારાણીનું રક્ષણ થવામાં ઉપકારી હોવાથી ત્હેમનો આશિરવાદ છે જે કદી અફળ નજ થાય; તેમ શ્રીરામ સ્વામીને ઇચ્છિત પૂરવામાં તે સ્વસેનાને સહાયક બન્યાથી તેમનું પણ તેવુંજ વચન છે. વિભીષણજીને એના પ્રતાપે રાજ્ય મળ્યું ને દેવમાત્રનું તો એથી ખરૂં કાજ થયું, એટલે સુર અસુર ઉભયને—તે આલ્હાદક હોવાથી તેમણે પણ ત્હેને ધન્ય કહ્યો છે. તેમજ આર્યાવર્તમાં મહર્ષિ તપસી આદિને અસુરોનો અસહ્ય સંતાપ હતો તે પણ તેનાથી ગયો. તેથી ત્હેમનો પણ તે ઉપકારી થયો—સારાંશ વિશ્વના શિષ્ટ માત્રનો ત્હેનાપર આશિરવાદ વરસ્યો છે ને તેથી ત્યારથી અદ્યાપિ આસ્તિકતો ત્હેના દર્શને જાય છે. સેતુના દર્શનથીજ પાપોની શાંતી શાસ્ત્ર કહે છે, તો પણ જેમ ત્યાં સ્નાન દાન શ્રાદ્ધાદિક કરવામાં આવે છે, તેમ ત્હેનો જ્યાં આદિ છે ત્યાં ભગવાનનું ભવ્ય સ્થાન છે. મહર્ષિયોના તપનું ફળ—પ્રભુ પોતે ત્યાં ત્હેમને પ્રત્યક્ષ થયા છે. રામનાથપુરથી નજીક તાડોની ઝાડીના વચમાં સમુદ્ર તટપર તે શુચિ પ્રદેશ છે. આજુ બાજુ બીજા બે ચાર તિર્થ છે, ખાસ સમુદ્ર હાલ બે માઇલ દૂર છે. મંદર ઘણું મ્હોટું ને ઘણું પ્રાચિન છે. ચતુર્ભુજ જગદીશ ને મહાલક્ષ્મી મુખ્ય દેવ છે. વળી ત્યાં ‘દર્ભશયન’ રામ સ્વામીનો પણ શુચિ દિવ્ય દેશ છે. તેથી તે સ્થાનની પ્રસિદ્ધિ તો અદ્યાપિ એજ નામથી છે. મ્હોટારૂપમાં ભગવાન શ્રીરામસ્વામી દર્ભપર પોઢ્યા છે. ચરણ પાસે રત્નાકર ને ‘મહોદધિ’—ઉભય સમુદ્ર નરતન ધરી હાથ જોડી ઉભા છે. થોડે દૂર શ્રીવિભિષણ શરણે આવ્યા તેપણ વિગ્રહવાન્ અહીં હાજર છે. સેવાનો ઠાઠ ગોપુર, પ્રાકાર, મંડપ, ઉત્સવ પ્રસાદ ગોષ્ટી બધું એ દેશની રીત પ્રમાણે આદીથીજ છે. પંચરાત્ર પ્રમાણ છે. સમીપમાં તો આચાર્યો ને શિષ્ટોના અગ્રહારો છે. પણ પછી આજુ બાજુનો પ્રદેશ એવો કંટાળ ને ભયંકર છે કે તેમાં એવા સાત્વિક શ્રીમંતો વશી શકયા ને ટકયા છે. તે કેવળ પ્રભુના પ્રકટ પ્રભાવથીજ. શરણનું રક્ષણ કરવાના દૃઢવ્રતવાળા રાઘવના ચરણમાં પડેલા તે સદા નિર્ભય છે. આપણે પણ આજે ત્યાં જવાનું છે ને જે બને તે જોવાનું છે.

શુક્રવાર હોવાથી લક્ષ્મિજીની સ્વારી ચઢી હતી, સ્વારી રીવાજી હોવાથી આગળ ડંકા-નિશાન હાથી, પછવાડે વાજાં વેદપારાયણુ મંડળી, છડીદારો અર્ચક મશાલો ને મંગળગિરિમાં માતાજી, બે તરફ બે ચમર ને ઉપર બે ચંદ્ર જેવા શ્વેત વિશાળ ઝાલરદાર છત્ર, પછવાડે પ્રબંધ પાઠ મંડળી ને છેલ્લે હાથીપર નગારૂં ગડગડી રહ્યું હતું. જે વિથિમાં થઇને સ્વારી નિકળવાની હતી, તેમાં નિયમ પ્રમાણે વાળી ઝાડી જળ છાંટી સૌએ પોત પોતાના ઘર આગળનો ચોક સાથીયાથી સમાર્યો હતો. સ્વારીના વાજાનો ધ્વની સાંભળતાંજ ઘીના દીવા દીવીઓમાં પ્રકટાવેલ બહાર લાવી મુકતાં, ધૂપ પ્રકટાવતા ને એક રીકાબીમાં પાન સોપારી કેળાં ને કર્પૂરનો કટકો મુકી ઘરના મુખીના હાથમાં તે ને ત્હેની પાછળ તમામ ઘરના માણુસો બહાર આવી ઊભાં રહેતાં; સેવા સામગ્રી જોતાંજ સ્વારી અટકતી એટલે તે બધાં સ્હામા રસ્તાપર આડાં ઊભાં રહી ભેટ રજુ કરતાં પુજારી કર્પૂર પ્રકટાવી તે વડે આરતી ઉતારી દર્શન કરાવતો ને ભેટ ધરાવી પાછી આપતો. શીર્ષે શઠકોપ પાદુકા લગાવતો તે તુરત તે સમૂહ ત્યાંથી હટી જતો ને બીજા ઘરવાળાનો વારો આવતો, સૌ સારૂ સરખી રીતે ખોટી થાતી સ્વારી આ રીતે છેવટ ગામ સ્હામે બહાર જરા દૂર એક તળાવપર આવેલ બગીચામાં ગઇ, તે સાધારણુ ધ્વજા પતાકાથી સમાર્યો હતો, ત્હેના બારણા આગળ વાજાંવાળા ઊભા રહ્યા, ઇતર ખાસ મંડળી માંહે મધ્યમાં એક ન્હાનો સુંદર મંડપ પથ્થરનો બનાવેલો હતો. તેમાં માતાજીની સાથે ગઇ, તેમાં વળી મધ્યમાં ન્હાનો ખાસ મંડપ ને ત્હેમાં ઝુલો બાંધ્યો હતો, તેપર માજી મંગલગિરિ યુક્ત બિરાજ્યાં એટલે આગળ બ્રાહ્મણુ વર્ગ કચેરીની પેઠે બેસી પાઠ કરવા લાગ્યો. આજુબાજુ વૈસ્ય શુદ્ર, ને પાછળ ગામનાં ભાવિક સ્ત્રી બાળકો ઊભાં ઊભાં માજીને નિરખતાં હરખતાં ને મનમાં આવે તે ગુમ કહેતાં હતાં. આ બધું સાધારણુ હતું ત્હેમાં એક વિશેષ થયું. જે પર સર્વેનું લક્ષ ગયું.

ગામ ભણીથી એક વિદેશી યાત્રીની મંડળી સેવા અર્થે આવતી જણાઇ, આગળ ભોમિયો બ્રાહ્મણુ હતો, ત્હેના હાથની ચાંદીની રિકાબીમાં ભેટ ધરવાની રેશમી સાડી નાળિયેર પુષ્પ ને પુજાપાએ સૌનું ધ્યાન ખેંચ્યું. ત્હેની પછવાડે અહા! આપણી રમાદેવી–તપસ્વીની જ ને બે માણુસો બીજાં, એક વૃદ્ધ બ્રાહ્મણુ ને એક વૃદ્ધ બ્રાહ્મણી હતાં. બીજા ત્રણુ જણુ જેના મારફ્ત ઊતર્યાં ત્હેના ઘરના હતા. માતાજીને વંદન કર્યું, ભેટ ધરી, દર્શન થયાં, પ્રસાદ સાથે માજીની ખાસ પુષ્પમાળા પુજારીએ ઉતારી બાઇના ગળામાં આરોપવા માંડી, તે તેણીયે ત્વરા કરી અતિ વિનયથી પણુ હાથમાં જ ધરી સ્વીકૃત કરી વાંદી લીધી. ત્હેના વેશ ઉપરથી સૌ ત્હેના વિશે વધુ કે બધું જાણુવા આતુર હતાં. આખા મંડળમાં ત્હેની જ કથા સાચી જુઠી મીશ્ર પ્રસરી રહી. તપસ્વીની થાકેલી હોવાથી ત્યાં વધુ વખત ન ટકી. પોતાના ઊતારામાં આવી. એટલે આપણે પણુ ત્હેની સાથેજ ત્યાં આવવું જોઇએ. કારણુ આપણે ત્હેને ઓળખીયે છીયે. ને ત્હેના વિશે વધુ જાણુવા જ આ વાંચીએ છીયે. મંદરમાંથી પ્રસાદ તૈયાર આવવાનો હતો એટલે રસોઇની બીજી પંચાત–એક તોલડી તેરવાનાં માગે–તેવું નહોતું પણુ તે પ્રસાદને વાર હતી. એટલે અવકાશને લઇને તે બાઇ એક ખાસ કોટડીમાં ગઇ તે સ્વચ્છ હતી. મધ્યમાં રંગિન ઘાસની સાદડી પૃથ્વીપર બિછાવી હતી, ને એક ન્હાનું મૃદુ અશીશું એક છેડે, એ શિવાય ત્હેમાં કશું જ નહોતું, તેમ ત્હેમાં તે પર જઇ તે બાઇ લેટી તે પણુ એકલી, બીજું જણુ પણુ માંહે કોઇ નહોતું. આ પ્રમાણે એકજ સાદડી ને તેપર એકજ બાઇ

પણ ત્હેના મનમાં એકદમ વિચાર શ્રેણી ઉભરાઇ આવી, આપણે તો તેપણ જાણી શકીશું તે વિચારવા માંડી.

"માજીનાં સ્વપ્નમાં દર્શન થયા પછી ત્હેની મ્હારાપર કૃપા છે એમ તો લાગ્યાં જ કરે છે. ઘણી ખરી વાર સાધારણ અર્ચાના આકારમાં પણ વિશેષતા અનુભવાય છે, નિસ્વાર્થ સ્વામીજી મહારાજ તો ઉત્સવ પૂરો થયે શ્રીરંગજી પધારી ગયા, જેણે પોતાનાં છોકરાં પણ છોડ્યાં ત્હેને પારકાની પંચાત કેમ પરવડે! પણ તે કહેતા ગયા છે કે મ્હારૂં સ્વપ્ને સાચુંજ થવાનું છે. તે કયારે તે હું જાણી શકતી નથી. ત્હેની આશા કોઇ પ્રકારે કહીંથી દેખાતી નથી. પણ જો મને રાઘવેંદ્ર ન વરે તો બીજાને તો નહીં જ વરૂં. ચક્રવર્તિ કુમારની માતા પણ એ વિનાતો થવા નથી જ ઇચ્છતી, એ મ્હારો પણ દૃઢ નિશ્ચય છે. ને તેથી ત્યારથી ત્હેની શોધમાં પડી છું. કારણ જો પુત્ર થવો છે તો ત્હેનાથી જ એ નક્કી છે. ને તેથી જે ફેરફાર થાય તે ત્હેની સ્થિતિમાં થાય, ત્હેના મનમાં—વિચારમાં થાય ત્યારે મ્હારૂં કાર્ય સધાય. કાલે મદુરાની બાઇ અનાયાસ રામનાથપુરમાં મળી તેથી એ તો જણાયું કે તે હજી કુંવારા છે. પણ તેથી જ શું! એટલું નક્કી કે તે પણ કદી વરશે તો મને જ બીજે તો નહીં જ. અથવા—હજી સુધી તે વર્યા નથી તે વરશે જ કેમ! ને તે મને જ! એતો માતાજીના વચનના ઉપર આધાર છે. એથી આશ છે, એનો મહા વિશ્વાસ છે. એ ઇચ્છે તે કરી સકે છે પૃથ્વિ પલટાવે તો એક મનુષ્યના મનના શા ભાર! માજી! માજી! વધુ બોલ્યાં પણ નહીં. પછી દીઠાં પણ નહીં. અથવા હું દુષિત છું, આપ તો એનાં એ જ છો, એવા જ છો, આજે અનાયાસ અમને તો શુક્રવારનું સ્મરણે નહોતું ને કેવો યોગ આવ્યો? સેવા સ્વીકારી દર્શન દીધાં તાકડે સાડી પણ સાથે! મ્હારે સત્ય સ્વીકારવું જોઇએ કે, જ્યારથી સ્વપ્ન થયું ત્યારથી મૂર્તિમાં મન્તો બેશક કંઇ ઓરજ પડે છે; થાકી ન હોત તો સ્વારી બહાર રહી ત્યાં સુધી કદી ઉતારે ન આવત. દિવ્ય તે દિવ્ય જ! દિવ્યદેશ કંઇ ખાલી કહેવાય છે! ખરી ખૂબી તો એ જ છે. પણ અનાદિ કાળથી વળગેલ વાસના છે. સ્ત્રીનો દેહ છે, અવસ્થાનો પ્રભાવ છે, પ્રકૃતિનો સ્વભાવ છે. ઉત્તમ પુરૂષમાં એકવાર મન લગાડયું કે બગાડયું પણ તે એવું ચોટી ગયું છે કે હવે હઠતું નથી. તદુપરાંત તાજી આશા બંધાઇ છે. પણ તેતો માતુશ્રીની મરજી હશે ત્યારે પૂરી થશે. માળીની ઉતાવળે કાંઇ આંબા પાકે? પ્રારબ્ધમાં—વિઘ્ન—પાપ, જેટલાં બાકી હશે તે કપાયે જ અર્થ સિદ્ધિ થવાની છે. સિદ્ધિ નક્કી છે. એ મ્હોટો દીલાસો છે ત્હેમાં પણ વહેલાં વિઘ્ન કપાવા શાસ્ત્રિય ઉપાય જેટલા બને તેટલા મ્હારા મન પ્રમાણે તો કરે જાઉં છું. સેતુ દર્શનથી બ્રહ્મ હત્યા પણ જાય—એમ કહે છે તેથી અહીં આવી છઉં. માતાપિતાનો એ અથાગ ઉપકાર છે. બધી સગવડ છે, મેં પણ બેઉ પ્રયોગ અજમાવ્યા, સંગીને છોડી નાહી ભડકી ભુલી પડી ભૂખી દુઃખી ઉજાગરા વેઠી કાયર થઇ ચિતા સુધાં ખડકી ચૂકી તે તો તામસ ઉપાય જ કહેવાય! પ્રભુ ઇચ્છા સ્હામે હઠ જ કહેવાય, પથ્થર સ્હામે ટક્કર જેવું જ પરિણામ આવે. પણ છેવટ તે ટક્કર પણ પથ્થરથી નહીં તો ક્ષમાના સાગરને દયાના સિંધુના શરણા પૂર્વક. એટલે ત્હેમાંથી પરિણામ એ આવ્યું કે મોત અટકયું ને મતિ રાજસ થઇ છે. ભક્તિ તો ઉપર છે ભિતર તો પ્રિયતમની ભૂખ છે. દેહ દમે છે, ઇંદ્રિયો ઉન્માદ કરે છે. પણ બધું મનવશ મર્યાદામાં છે, એજ શ્રીપતિનો ઉપકાર છે. કાલે સેતુ દર્શન ને સ્નાને થઇ જશે એટલે એ પ્રયાસે પૂરો થયો ગણાશે.

સુદ્દાના વિચાર તો આટલા જ હતા. બીજા વચમાં અગડમ બગડમ થઇ જતા. છેવટ તે શાંત ચિત્તે સુઇ ગઇ.

મ્હોટા પ્રભાતે ભોમિયે સૌને ઉઠાડયાં, પગે ચાલીને સમુદ્ર કાંઠે જવાનું હતું. ધોરી માર્ગે બે ગાઉ, ને પગદંડીએ દોઢ ગાઉ થતું હતું. પગદંડી પસંદ કરી એક નોકર ઉતારો જાળવવા રહ્યો, બે ડોશી પોતે ને એક નોકર ને એક ભોમિયો એમ ચાર જણ ચાલ્યાં. પાછલી રાતના ચંદ્રની ચાંદનીએ સહજ સહાય કરી. હજી બે ઘડી રાત હતી ત્યાં પહોંચી મળ શુદ્ધિ આદિ કરતાં સૂર્યોદયનો સમય થઇ જશે એવો અંદાજો હતો. રસ્તામાં રેતીના પ્રબળ થરનાથર તેથી હીંડવામાં ઘણી ઉતાવળ કામ લાગે તેમ નહોતી. એક ગાઉશ્રી હરીસ્મરણ, સહસ્ત્રનામનો પાઠ, બીજાં સુપ્રભાત મંગળ સ્તોત્ર વારા ફરતાં બોલતાં આનંદમાં કાપ્યો. ત્યાં એક નાળું આવ્યું તે ઉંડું હતું. આજુ બાજુ ઘીચ તાડના ઝાડની ઘટા હતી. એથી અંધારૂં પડતું હતું અજવાળું થવાનો અવસર હવે આઘો નહોતો, પણ આ વનમાં ત્હેની અસર તુરત લાગે તેમ નહોતું, જગ્યા જોતાંજ થોડો ભય થયો. પશુ સર્પ આદિનો વિચાર પ્રથમ આવ્યો. કારણ પગ ઉઘાડા હતા, તે પુંઠે હરામીનો વિચારે આવ્યો. કારણ સંગે રક્ષક પ્રબળ પુરતા નહોતા, અંધકાર છે, એકાંત છે, વૃદ્ધ બાઇને ભોમિયાએ આટલી ઉતાવળથી અહાવે માર્ગે આણવા ખાતે તેમને ઠપકો દીધો. બીજી બાઇતો કહે જરા અહીંજ ઠેરીયે ને બરાબર અજવાળું થયે આગળ વધીયે. પણ ભોમિયો કહે, થોડી દૂર જતાંજ મંડપ આવે છે ત્યાં કૂપ છે. એક ન્હાનું છત્ર છે ત્યાં દેહશુદ્ધિ કરવા વગેરેનું ફાવશે ખાસ તિર્થમાં તે કરવું ઠીક નહીં. જો અજવાળું બરાબર થઇ ગયું તો પુરૂષોનું આવાગમન થાય તેથી ઠીક આવી પહોંચ્યાં છીયે. અહાવો તેનો બચાવ હતો જે થયું તે થયું માની આગળ વધ્યાં. છત્ર પર પહોચ્યાં એક પડાળીપરજ સૌએ વધારાનાં વસ્ત્ર મુકી વગે સગે બહિરદીશા જોવા નિકળ્યાં. એજ છત્રમાં બીજીગમ બીજા પણ કોઇ ઉતર્યા હતા, તે બીજી ગમ બહાર નિકળ્યા. મુસાફરને મુસાફરી શરૂ કરવાનો સમય હતો. એથી એમાં કાંઇ એ વખતે વિશેષ ન લાગ્યું.

રમાદેવી જન્મથીજ શરમાળ, વૃદ્ધ ડોસીને પણ પાછી કાઢી પોતે એકલી એક પગદંડી તરફ ચાલી, ત્યાં પુરૂષોનો પગ સંચાર સાંભળી ઓર એકાંત તરફ વળી વૃદ્ધ બાઇ વાંસે નિગાહ રાખતી રોકતી જતી હતી. તેવામાં–તે જરા ખુલ્લા રસ્તા ઉપર કે એક મહાન વિકાળ પ્રચંડ આકૃતિ ત્હેની પુંઠેથી આગળ વધી આવી, જેમ, કન્યાને મામો ઉપાડે તેમ કાળજીથી પણ ઉપાડી! તુરતજ તેણીએ બુમ પાડી, તેવીજ વૃદ્ધડોશીએ, તેવી ત્હેનોસ્વર સાંભળી છત્ર પાસેના ત્હેના સાથીએ સજ થઇ તેણી ગમ ધ્યાન દીધું. કે શું થયું પૂછતાં તેણીગમ દોડતાં તો અબળા હરાઇ! જાણે જાનકીને લઇને રાવણજ નાઠા હોય! એમ સંગીઓને ભાસ્યું. રમાને ત્હેનું રીંછ જેવું શરીરને તાડીથી ગંધાતું મુખ, મ્હોટી વધેલ ડાઢી ને માથે પણ તેવાજ ઉંચા વિકાળ વાળથી–તે અસુર જેવોજ લાગ્યો હજી પૂરો પ્રકાશ નહોતો થયો. તે નાઠો ત્હેની પાછળ બીજા બે થયા ને તે એવે અડાબડ કાંટાની વાડોમાંથી કુદતા નિસર્યા કે સાથીઓના શબ્દોથી વન ગાજી રહ્યું—બાળાની બુમે એ બધાં ને કાને પહોંચી હશે–પણ એક બીજાનું ભેગું થવું દુર્લભ ભાસ્યું, ને તેવું પણ કેટલીવાર ટકયું! પવન વેગે તે સમુદ્ર તટપર પહોચી ગઇ નાવડું તૈયાર હતું ત્હેમાં ચટાઇપર તેને સાચવીને મુકવા સાથેજ વાંસડાથી આઠ જણ મંડયા. તે બહોળા પાણીમાં પળકમાં આણી દીધું. સઢ સઢ ચઢ્યો ને ચાલ્યું સપાટામાં. કારણ પવન તેને અનુકુળ હતો.

ન્હેબાકળી બાળા આજુ બાજુ શું જુવે ! મેંશ જેવા કાળા આઠ ખલાસીને કમરે વસ્રમાં લંગોટીજ ! જે ત્રણ જણ તેણીનું હરણ કરનાર હતા, ત્હેમાં મુખીએ માત્ર વસ્ર પહેર્યું હતું. માથાપર રૂમાલ લપેટયો હતો. બીજા બે ત્હેના સંગિતો તેવાજ લંગોટીયા હતા. તેણીની બકબક બહુવાર સુધી કોઇએ કાંનેજ ન ધરી, ત્યારે તેણીએ કાયર થઇ સમુદ્રમાં પડવા મન કર્યું. ઊઠવા ગઇ ને સાથી સમજયો કે તેણીને ઓર વહાણના નીચેના ઊંડા ભાગમાં ઉચકીને મુક્યા. તેઓ પોતાની પીશાચી જેવી ભાષામાં બકબક કરી રહ્યા હતા, પણ ત્હેનું તાત્પર્ય એટલુંજ અટકલાય કે તેઓ ક્રૂર નહોતા, શત્રુ નહોતા, ત્હેમનાથી બને તેટલી તેણીને બેસવા વગેરે સારૂં સોય કરતા લાગતા હતા. ત્હેમના મનથી તો તે જાળવતા હતા. દુષ્ટ વૃત્તિ કે અપમાનની છાયા પણ નહોતી દેખાતી, ને એજ આશ્ચર્યકારક હતું. વારંવાર તે રમાદેવીની કાકલુદીથી કાયા થઇ આખરે તેમના મુખીએ તેણીની ભાષામાં કહેવું શરૂ કર્યું.

" દેવી શાંત થાઓ, તમે અમારી માતા છો, ગુરૂદેવ આપના દર્શન કરવા ને આપની આશીષ લેવા આતુર છે. અમારા મહારાજ તો આપને પુજવા માગે છે—આપ જતાં ન રહેશો.. અમારાપર દયા કરો. "

રમા કાંઇજ સમઝી નહીં કે, આ શું બકે છે ! સાવધતા પુર્વક હરણ કરવા છતાં સભ્ય વર્તન ! પકડી જવા છતાં પુજન ! એ બધુંજ વિચિત્ર હતું. તેણીનું ભાગ્ય જીવનજ સુખ દુઃખમય વિચિત્ર હતું. ત્હેને કદી પોતાના ભવિષ્યનો ભેદ કયારે સ્પષ્ટ સમજાયો હતો કે આ વળી સમજાય ! ત્હેના કર્મની કઠણાઇ વિચિત્ર પ્રકારની હતી તેણીને બેશક આથી કંઇક ધૈર્ય આવ્યું તે બોલી.

" ભાઇ તમારા ગુરૂ કોણ છે ! કયાં છે ! "

તેણે કહ્યું સ્હામેના ટાપુમાં. હવે આપણે પેલી નહેર મારફત બે ઘડીમાં ત્યાં પહોંચીશું. તેઓ દેવના મંદિરમાં રહે છે, તેઓ પોતે પણ દેવ છે. તેની વાણી સાચી પડી. તેણે કહ્યું કે, જાઓ માતાજી મળશે ને જાળવીને લઇ આવજો. વધુ જરા હસીને તેણે કહ્યું " આપે માતાજી, દેવી છો ગુરૂજી કહેતા હતા, અમને ઠગશોમાં આપ જાણી બુઝીને અમને શું પુછોછો ! આપતો બધું જાણોછો. આતો ચેષ્ટા કરોછો પણ અમે કાચાના ચેલા નથી કે, આપને ન ઓળખીયે ! " તેતો મંદ મુસકાવા લાગ્યો પણ રમાનું મ્હોંતો ઊતરેલુંજ રહ્યું. તે બિચારી ખરૂજ બોલી "

ભાઇ હું દેવી નથી પાપીઓમાં પણ પાપણી ખાસ તે હુંછું. તેપણ પાપો ભોગવનારી પ્રત્યક્ષ ત્હેની મુર્તિ. મ્હારા જેવું દુર્ભાગી બીજું કોણ હશે ? ત્હેને આ કશી ગડબડ ન સમજાઇ, ઓર ધભરાટથી રડાઇ જવાયું, ધાર ચાલી "બસ કરો જગદંબા બસ કરો ! અમે આપની આ ચેષ્ટાથી ડરીયે છીયે. અમારૂં રક્ષણ કરો, અમને મોહમાં ન નાખો. જુવો આ પવનનો ઝપાટો આવ્યો ! હા ! નાવડું તો બહુ બેહાઠ ડોલવા માંડયું. આપ અમને બુડાડશો શું ! અમને તો ધભરાટ થાય છે "તે વળી ત્હેનીજ ગોડી આવાને ત્હેની મતિજ ચલાવા માંડ્યો ! વાયુ ખરેખર વધ્યો ને જરા ભય જેવું પણ થયું. તેપર તે દુઃખી બાઇ બોલી " અરેભાઇ ! હું પોતેજ ડુબવા ચાહું છું. "

તે અમે જાણ્યું " તેણે સાંધ્યું " તમે જળમાં અંતર્ધ્યાન થઇ જવા ચહો છો પણ અમે તો ખરેખર જ મરશું ! તમને કાંઇ નહીં થાય પણ અમારાપર દયા રાખો. અમારો

દોષ નથી ગુરૂજીની આજ્ઞા છે. તેમને પણ આપમાં પુર્ણ ભક્તિ છે. મહારાજને મોટું કામ આવી પડયું છે ત્હેમાં આપની કૃપાની તેમને અતિ અગત્ય છે. તે વળી મોટા મહારાજ માટે જ છે. માટે જેવાં કૃપાથી વશ થયાં, તેવાં ત્યાં સુધી કુશળે પ્રકટ પધારો. રાજને બચાવો ને અમારી પણ લાજ રાખો. અમે પ્રાર્થના કરીયે છીએ. ભિચકીને આણવાં એ અપરાધ ખાતે ક્ષમા કરો. ગુરૂજીની તેમ આજ્ઞા હતી. તે કહે "ત્હેમાં ભેદ છે તમે ન સમજો. તેથી અમે લાચાર છીયે. આપ જો અંતર્ધ્યાન થયાં તો અમારા રાજાજી તો અમારા પ્રાણ જ લઇ લેશે! ને ઘરબારે બાળી નાખશે! તે નક્કી માનશે કે તમે દેવી ને દુભવ્યાં. રાજાજીની ગુરૂજી જેવી જ આપનાં ચરણમાં ભક્તિ છે. આપ માટે તેણે કેવી ભેટો તૈયાર કરી છે! ગુરૂજીએ ચોખું કહી દીધુ કે, ત્હમારા ટાપુનું આયુષ માજીની જીભને ટેરવે ટકે છે, તે આશીષ આપશે તો જ તમે ઊગરશો. અમારા સોસારૂ દયા કરો. અમે આથી વધુ કાંઇ જાણતા નથી, વધુ સમજતા નથી" તે આટલૂં બોલી અટકયો! ને ચોંકીને બોલ્યો "અરે! મે આ શું કર્યું! આપે મને મોહ જ કર્યો છે, ગુરૂજીની ચોખી આજ્ઞા છે કે, આ રાજની છાની વાત છે. કોઇને કદી કશી ન કહેવી. મ્હારો વિશ્વાસ કર્યો તે હુંજ બકી ગયો! આપની આગળ પરવશ થયો! નહીં તો કદી રતીએ ચુક કરૂં તેવો નથી, માજી તમારૂં તેજ સ્હેજનું નથી! જોઊં છું ને ચકિત થાઉં છું! હવે શબ્દે વધુ બોલીશ જ નહિ. ગુરૂનું વચન પહેલું! તે લોપું તો મ્હારા શા હાલ થાય! વાહ ગુરૂજી વાહ! કેવાં દર્શન કરાવ્યાં! જગદંબા તે જગદંબા જ!" તે ફરી ફરી સજળ નેત્રે નિહાળી પગે પડવા લાગ્યો "માજી ધન્ય છો દીવ્ય દર્શન તે આ! આવાં કોઇ દીઠાં નથી.

આ પ્રમાણે તે તો નિરખે ગયો, હરખે ગયો ને સ્તુતિ કરે ગયો. બાળાના હૃદયમાં આશ્ચર્ય જ ભરે ગયો. વધુ હકિકત ન કહી તેમ રમાએ પણ ધીરજ ગ્રહી કે પ્રારબ્ધ લઇ જાય ત્યાં જવું. એ શિવાય બીજો રસ્તો હતોજ નહી. એકજ અવલંબન દિવ્યદંપતિનું સ્મરણ શરૂ કર્યું. જે મનમાં તર્ક ઉઠયા તે કહે ગઇ જોવામાં સહુ ચુપ થઇ ગયા સમુદ્રમાંથી ખાડીમ! ને ત્હેમાંથી સાંકડી નેહેરમાં નાવડું વળ્યું. સૂર્ય નિકળી આવ્યો હતો. તેથી બેઉગમ કીનારો દેખાતી હતી. લીલોતરીનોપાર નહોતો આજુ બાજુના જંગલમાં કાજુ, પપનસ, નારંગી, સંતરાં, સોપારી, ઇલાયચી, મરી આદિનાં વૃક્ષો ઉપરાંત અઢારે ભાર વનસ્પતિ હતી કહીએ તો ચાલે. બે ઘડી દિવસ ચઢતાં સ્હામે એક ઉંચુ મંદિરનું શીખર, પછી મંદિરનો કીલ્લો ત્હેની આજુબાજુનાં મકાનો દેખાતાં તો છેવટ એક ન્હાને ઘાટે આવી પહોચ્યો. પગથીયાં બાંધેલાં હતાં. ત્યાં નાવડું ઠેર્યું સઢ ઉતર્યો પાણી પુષ્કળ હતું.

"દેવી પધારો" કહેતો તો વૃદ્ધ આગળ થયો" કયાં! ગુરની પાસે દેવના મંદિરમાં તેણે વિશ્વાસ ધરી શ્રી હરીનું નામ લીધું, ફરી વધુ સ્મરણ કીધું, તે સ્થળ શાંત હતું. સાત્વિક પ્રદેશ જોતાંજ સમજાયો. એ બધાં કોણ છે તેણીનું શું થશે? એ બધું જાણવા આતુરતા વધી અટકળ નકામી જ હતી. જે છે તે નજર આગળ છે એમ માની તે ઉઠી ને ચાલી. કયાં? ત્યાં શું થશે? એ બધું ખુલાસે વાર આગળના પ્રકરણમાં. અહીં તો ઇતી.

---

## પ્રકરણ ૧૪ મું

# “ ભાગ્ય ઉઘડ્યું. ”

( સાંધણ ગતાંક પૃષ્ઠ ૬૦ થી. )



આર્ય દેશના દક્ષિણ ભાગના છેડાના ટાપુઓમાંહેના એક ટાપુમાં આજુબાજુના ટાપુઓનો અધિપતિ વસતો હતો, તેમ તે ટાપુ પણ બીજા ટાપુઓનું મુખી પણું કરવાને યોગ્ય હતો. કદે સૌથી મ્હોટો. જળાશયોથી પૂરીત, વૃક્ષો ને વેલાઓ ફળો ને ફુલોનો, ઉત્તમ તેજાનાનો ને ધાતુઓના ખજાનાનો તે સંગ્રહ હતો ત્હેને કાંઠેથી મોતી નિસરતાં હતાં ને સોનાની પણ તેમાં ખાણુ હતી. ત્યાંની વસ્તી સંસારના બનાવટી બહુ શૃંગારોથી અજાણ હતી, પણ તેમને વિષયીકસુખોની ત્યાં સારી લ્હાણુ હતી. સ્ત્રીઓનું ત્યાં જોર હતું, તેમ પુરૂષો પણ ઇતર જનોને ભયંકર ઓછા નહોતા. ભૂમિપર ભાલા ને તીરકામઠાથી ધાર્યું કામ કરતા, તેમ નાવિક ચાંચીયાપણામાં પણ પાછું પગલું નહોતા ભરતા. તેમની રાજધાનીનું શહેર કહો કે મુખ્ય ટાપુ કહો તેના મધ્ય ભાગમાં મોટું ઉંચું પથ્થરનું બાંધેલું મંદીર ઘણી દૂરથી નાવિકોને દરીયામાંથી દેખાતું હતું. તેની બાંધણી ગોપુર પ્રકારવાળી દ્રાવીડી ઘાટની નહોતી પણ ઉત્તર દેશની પેઠે શીખરબંધી હતી. છેક ટોચપર સૂવર્ણનો મોટો કળશ ને ધ્વજા ફરફરી રહી હતી. ઘણી ઉંચી ટેકરીપર ઘણાં પગથીયાં ચઢ્યા પછી એ મ્હોટા ઉંચા વિસાળ ચોતરાની મધ્યમાં મંડપમાં ખાસ મંદીર હતું. તે એકંદર જેવું તે ઊંચું તેવું મ્હોટું નહોતું, ત્હેની મધ્યમાંની મૂર્તિ પણ ઘનસ્યામ ચતુર્ભુજ શંખ ચક્ર ગદા અભય હસ્તવાળી હતી. પણ ત્હેની પાસેનાં પુજાનાં પાત્ર સેવાની સામગ્રી ને પુજારાના પહેરવેશ આદીથી સદ્ય સમજાય એવું હતું કે ત્યાંની પુજા ને વિધી વિચિત્રજ હતી, મંદીરની આજુ બાજુ ઢાંકેલી પ્રદક્ષિણા પછી ચારે ગમ ખુલ્લો સ્વચ્છ પથ્થરોનો જડેલો ચોક તે તેની આજુ બાજુ પથ્થરના મકાનો હતાં. જમણી તરફ નિચે રસ્તો ઉતરી જતાં મ્હોટો ઘાટ બાંધેલ ત્યાં એક સરોવર હતું. ત્હેને મ્હોટો કુંડ કહીયે તોપણ ચાલે. જળ નિર્મળ, શીતળ ને મધુર હતું, કમળો ખીલી રહ્યાં હતાં. પાણી ઉભરાઇ છલકાઇ બીજી ગમ બાંધેલ ચાદર પરથી પડતું શબ્દ કરતું જોતાં મન હરતું હતું, પાસેના પહાડોમાંથી ત્હેની આવક હતી, નિકાસ બીજી ગમની દેવની બગીચીયોમાં થઇ સમુદ્રમાં હતો. સરને કાંઠે ઢાંકેલ ઘાટ પણ હતા, બ્રાહ્મણો ત્યાં ઘણા થોડા પણ દેવ સમાન પુજાતા હતા, તે કહેવાતા દેખાવાતા બ્રાહ્મણ હતા મુછો મુંડાવતા ને બે વસ્ત્ર ધારતા તેથી ઓળખાતા હતા પણ ત્હેમના આચાર વિચારનું ઠેકાણું નહોતું, મંદીરનુ કામકાજ તો એક ‘ મહંત ’ કરતા હતા ને તે બ્રાહ્મણોને ભોજન કરાવવા સમાન અન્ય પુણ્ય છેજ નહીં એમ સમજતા હતા. ભોજનશાળા ઘણી ભવ્ય હતી તે પ્રભુને નૈવેદ્ય ધરાવા મ્હોટાં ટોપ કઢાયાં થાળો ત્યાંજ પહોચી જતા. તેમાંના પ્રસાદને કેળનાં પત્તાંપર પીરસાવીને બ્રાહ્મણો ખૂબ ઇનસાફ આપતા હતા. બેઉ સમય તેમને પેટપૂર ભોજન મળતું, મંદિરની ગૌ

શાળા પણ વિશાળ ને હેનુ દૂધ પ્રભુ પુંઠે બ્રાહ્મણો માટેજ હતું, પણ તેઓ દૂધ કરતાં દહી પર હાથ વધુ મારતા. મંદિર પછવાડે બગીચાને આખા ટાપુમાંની મુખ્ય વાડીઓનાં કેળાં, નાળીયેર, ફનસ, ને બીજાં ફળો પ્રભુ પુંઠે બ્રાહ્મણો માટે જ હતાં. પુષ્પોના પણ બધાએ બડા શોકીન હતા ને તેતો પ્રભુને પ્રતાપેજ પ્રસાદી રૂપેજ નહી પણ પોતાથી પણ તેઓ ધારણ કરતા જો તેમને નિત્યનું ખર્ચ હતું તો તે પાનફુલનું વસ્ત્રો પણ મોટે ભાગે મહંતજી પૂરાં પાડતા ને લગ્ન મરણનું ખર્ચ જાણે તેમને માથેજ હતું. તેમ મહંતજી જાણે સર્વ ટાપુની પ્રજાના જાન માલના માલીક હતા. વ્યાપાર વાર્ષિક ઉત્સવો, વ્યવહાર, ને ટાણાપર મંદિરના લાગા તો ખરાજ. લોકો માનતા માનતા તે જુદી. દેવને દેવામાં તેઓ પાછી પાની ભરતાજ નહીં તેમના મનથી તે આપવું નહોતું પણ વાવવું હતું. તેમને જે મળતું તે તે પ્રતાપે એમજ માન્યતા હતી, એટલે સેવા સારૂ નહીં પણ વધુ મ્હામું લેવા સારૂ તેઓ દેતા હતા, તેમને દાનત પ્રમાણે બરકત હતી. તેઓ ઉદાર દાતાર ને તેથી ધનધાન્યે પરિપૂર્ણ રહેતા.

મહંતો ચેલાઓ નિમાતા, બદલાતા, સારા ગાઢા સાધારણ થતા. પણ આ વખતના મહાત્માતો ખરેખર એરજ હતા. યોગ સાધતા સમાધી, લગાવતા ને પક્કા જીતેંદ્રીય ને ભજનાનંદિ હોવાથી તેમનામાં સાચી સિદ્ધિ હતી, તેમના આયુષ માટે પણ અનેક અટકળો થતી હતી. ને તે ઝટપટ તેમ છતાં હજી પતિ જાય તેવા નહોતા લાગતા, દેશમાં આપત્તિ આવવાની આગાહીને આપતા ને તેમ રક્ષણના ચાંચતા ઉપાય તે પર શ્રદ્ધા રાખી તેમની સલાહ અનુસાર સમયસર કરી લેવામાં આવતા હતા. તે કદી કદી યાત્રાએ જતા. શ્રીવેંકટેશજી એ તેમની હેલ્લામાં હેલ્લી ઉત્તર દેશની સીમા હતી. તેઓ કદી પંચાગ્નિ સાધતા ને કદી સીત રહેતા. તે પ્રાન્તનાતો તે પ્રત્યક્ષ દેવતાજ હતા ને વાસ્તવિકમાં તેમની શક્તિ માણસોના કરતાં વધુ હતી, કહી ગયા તેમ તે સાચા સિદ્ધ હતા. પ્રભુના અનન્ય ભક્ત ને વિષયી લાલચોમાં તેવાજ વિરક્ત ગોબ્રાહ્મણથી અતિ ડરતા ને તેમનું સેવન પાલન તેમના દોષો મ્હામું નજ જોઇને જાતિનેજ માન આપીને પ્રીતિથી કરતા હતા "ગુરૂજી"ના નામથી તે ત્યાં પ્રસિદ્ધ હતા ને આપણી રમાદેવીને તેડાવવામાં તેમનીજ આજ્ઞાનો અમલ થયો હતો. અદ્યાપિ હેનાપર શું વીતિ તે આપણે જાણેલી છે. એટલે હવે જ્યાંથી છોડયું છે ત્યાંથી સાંધીએ.

જેવી આપણી દેવીએ ઘાટના પગથીયા ઉપર પગ મૂકયો કે કાંઇ ઉભેલ સ્ત્રીઓના ટોળાએ તેણીને ફુલોથી વધાવી લીધી. તે બધીજ લગભગ નવસ્ત્રી હતી કહીએ તો ચાલે. એક ન્હાનો વસ્ત્રનો ટુકડો તેઓ પોતાની કમ્મરે વીંટતાં તે માફ હતું. સાટે શરીરપર સુવર્ણ છુટથી વળગાડતાં હતાં! એજ આશ્ચર્ય હતું. માંહે મોતીયોની માળાવાળી બાઇઓ પણ થોડી હતી. તેમના કાન એટલા બધા વધાર્યા હતા કે તેમના સોનાના બોજાથી તે ખભાને અડકતા હીચકા ખાતા છતાં તૂટી નહોતા જતા! એજ અદ્ભૂત હતું. તેમના બેઉ તરફ નાક વિંધેલ ને તેમાં ઘણાં મોંઘાં મોતી લટકતાં હતાં. તેમના વાળોનો અંબોડો વેરાગીઓની પેઠે આગળ આણી બાંધ્યો હતો ને તેના ઉપર પણ પુષ્પ હીરા મોતી સોનાના શૃંગાર હતા. એ બાઇયોને સંગે દેવી પગથીયાં ઉપર ચઢી ઉપરના ચોક ઉપર આવી કે સૌ તેણીના પાદ આગળ ઘુંટણીયે પડી ગઇ. કેટલીક ભોળીયોએ લાંબાં સુઇ સાષ્ટાંગે કર્યા. બે ચાર બહુ ભોળીને લાલચુઓએ તો તેણીને પ્રદક્ષિણા દીધી ને વળી હેના પદ આગળ તો કેળાં, નાળીયેર, પાનસોપારીની ભેટોનો ગંજ થયો. પુષ્પહારો ગજરા પુષ્કળ હાજર હતા પણ દેવી ઘણા વિનયને

દીનતાથી હાથ હલાવી નાજ પાડી એટલે બધાં કચવાતે મને અટકયાં. તે બધાં ચકિત થયાં ને તેથી પણ વધુ ચકિત કયારે થયાં જયારે તેણીઓએ જોયું કે દેવીએ ભેટોની પણ બીલકુલ દરકાર જ ન કરી. બધી દેશ ભાષામાં કંઇ કંઇ બડબડતી હતી, પણ દેવી તે સમજી ન શકયાં. એમ સમજ્યાથી કે કશોજ ઉત્તર ન મળવાથી તે બધી ચૂપ થઇ ગઇ, આંખોથી પરસ્પર પ્રેમ વરસાવ્યો. દેવીના વિનયથી સર્વ આશ્ચર્યતા પૂર્વક તુષ્ટ થઇ ગઇ ને ચારે ગમ ઘેરી તેણીને નખસીખ કેટલીકવાર સુધી નિરખ્યાં જ કર્યું ને મનમાં હરખ્યાં કર્યું.

કયાં જવું ! શું કહેવું ! તેઓ આ બધું શું કામ કરે છે ! એ માટે દેવીને ઘુંચવણનો પાર ન રહ્યો, ત્યાં તો તેજ બુઢ્ઢો જેણે તેણીને ઉપાડી આણી હતી તે સૌને હઠાડી આવ્યો ને આગળ થયો. ત્હેના સંગીઓએ ભેટોનો ગાંઠડો બાંધી લીધો ને બેનને સંભાળથી મંદિરમાં મહંતજીની ધુણી આગળ આણવામાં આવી. બીજી બાઇયો બધીજ બહાર અટકી ગઇ. ભીતર મહંતજી પાસે પણ દસપંદર મોટા રાક્ષસી રંગ રૂપવાળા પુરૂષોજ હતા. તે દેવીને દેખી ઉભા થઇ ગયા રમાએ સિદ્ધનાં સ્હામું જોયું ત્યાંજ તેણીને પુજ્યબુદ્ધિ તેમાં ઉપજી તે સદ્ય વિનિત સાથે ભાવે બની મસ્તક નમાવી વંદન કર્યું એટલે પોતે એક પાસે પડેલ સુંદર રંગીન ગુંથણીનું ખડનું આસન હતું તે બેસવા દેખાડી કહ્યું "દેવી બીરાજીએ".

આ એક અણધાર્યો આનંદ હતો. અટકળથી એતો તેણી કળી ગઇ હતી કે જે ગુરૂજીની વાત કહેવામાં આવતી હતી તે એજ હોવા જોઇએ પણ તે વળી હીંદુસ્તાની ભાષા પણ જાણે છે એ એક મ્હોટો મ્હોં ઉઘાડ તેણીને મળ્યો. તેની મુખમુદ્રા ભવ્ય હતી. તપનું તેજ ભજનનો પ્રતાપ પ્રકટી રહ્યા હતા. સાત્વિકતા તેના નેત્રમાંથી ઝરતી હતી. આ પ્રમાણે ગુરૂ કોઇ ગમાર નહીં પણ સાત્વિક સંત છે એમ જાણ્યું તે સાથે ત્યાંના દેખાવથી ત્યાં તે હરીમંદીર છે એ પણ ઉર પણ આણવાથી અધિક દીલાસો મળ્યો કે ગુરૂજીએ ભકતજ હોવા જોઇએ ને તેથી તેણી ખરેખર નિર્ભય સ્થાનમાં આવી તો છે. તુલસીને કુસુમની ટોપલી છાબડીયો તેણીયે મંદીરમાં જતાં રસ્તેથીજ જોઇ લીધી હતી ને માંહે કોઇ બ્રાહ્મણ કોઇ શ્લોક ભણતો હતો તેનો ધ્વની તેણીને કાને આવ્યો એથી તેની અધિક ખાતરી થઇ હતી અને એ પ્રમાણે આખરે આવી છે તો ધર્મનાજ ધામમાં એ કાંઇ ધૈર્ય ધારવાને આસ્તિક મનને ઓછું કારણ નહોતું.

મહંતજીએ તેણીને વિનયથી બેસવાનું કહ્યું છતાં તે જ્યારે દીન બની હાથ જોડી ઉભી જ રહી ત્યારે તેઓ તેણી પર વધુ પ્રસંન્ન થયા ને કહ્યું "જાઓ બચ્ચા ! શૌચ સ્નાન કરી પ્રભુના દર્શન કરી પ્રસાદ લ્યો. પછી સર્વ ખુલાસો થશે. આનંદ રાખજો" મહંતજીની ગોઠવણ અદ્ભુત હતી આવું કહેવા સાથે તેણી તે વૃદ્ધ ડોસાને બીજા નાવિકના પેરામાંથી છુટીને એક ડોશી તથા બે યુવા સ્ત્રીની સંભાળમાં આવી જણાઇ. મહંતજીથી તેણીએ કઇંક બોલી રમાને ઇશારાથી સાથે લીધી. બહેરાં મુંગાંની કહાણી હતી કારણ તે એક આર્ય ભાષાથી જાણીતી:નહોતી શૌચ સ્નાન કરી રહી કે વસ્ત્રની ઘુંચવણ પડે તે પહેલાં એક ઉત્તમ શ્વેત અંબર કોરૂ તેણીને અર્પવામાં આવ્યું જે તેણીને પહેરવુંજ પડયું. એક બીજુ સાટીન વસ્ત્ર તેને આપ્યું જે તેણીયે તેપર ઉપવસ્ત્રની પેઠે લપેટયું કોરો સુતર રૂમાલ દીધો તે પણ તેણીને ઉપયોગી લાગ્યો ને પછી તેણીને તે તિર્થ સ્થાન ઉપરની એક સ્વચ્છ કોટડીમાંજ લઇ જઇને બેસાડી. ત્યાં ગંધ પુષ્પ અલંકાર ને મોતીના હાર તેણી-

ની આગળ રજુ કર્યાં પણ હાથ જોડીને તેણીએ તે કશું ન સ્વીકાર્યું. છેવટ તેની સાથેની બાઇ પુષ્પ તુલસી કેળાં નાળીયેર કપુર ને પાન સોપારીએ પુજાપા સાથે તેણીને મંદીરમાં આરતી સમયે લઇ આવી. જે તેણીને ખરેખર ગમ્યું ને તેથી સંગીઓનું હૃદયે પ્રસંન થયું.

કમાડ ખુલ્યાં. લોકોની ભીડ જબરી હતી પણ તે રાક્ષસોજ હતા એમ કહીયે તો ચાલે મંદર પ્રતાપેજ શાંત જાણે બલીરાજાને ત્યાં વામનજીનો દરબાર! માત્ર મંદરના અનુચર નમ્ર ને દેવદાસીઓ સરલ હતી. તેમ પ્રમાણમાં બ્રાહ્મણમંડળ ઠીકજ લાગતું હતું. બ્રાહ્મણીયો પણ અટકળથી ઓળખાતી હતી. છતાં તે જંગલી દેશની અસર ત્હેમનાપર પૂર્ણ થઇ જણાતી હતી. તે ભાપા સુધાંતને માટે. થાળ સરાયો, સરાયો, ભોજન શાળામાં ટોપલે ટોપલા પહોંચી ગયા એ કામ ઘણું મોટું પણ પુરું ફુરતીથી થયું. આખો એક મંડપજ નિજ મંદીરની આગળનો મહાપ્રસાદથી રોકાતો હતો. પ્રસાદ ભોજનશાળામાં ગયો કે વાજાં વાગ્યાં. આરતિની સરૂવાત થઇ, લોટનાં કુંઢલાંમાં બત્તીયો મુંકેલ તે પ્રકટાવી. એક ચમચા જેવી રૂપાની આરતીપર મુંકી તેવી સાત આરતિયો ઉતરી તે પુંઠે ત્રણ કપુરની આરતીઓ થઇ. છેલ્લે દેવદાસીએ લાવી પ્રકટાવી રજુ કરેલ ચાંદીનો કલશ જેના ઉપરના ભાગમાં આરતિ માટેના કાકડાને ખોસવાની ખાસ ગોઠવણુજ કરેલી હોય છે તેને પ્રોક્ષણ કરી પુજી પુજારીએ તે વડે "કળશ આરતિ" કરી કે મંડળી વેરાવા લાગી પણ આપણી દેવીને તો ભીડ મટવાથી છેક મંદર અંદર લઇ જવામાં આવી તે તો જ્યાં જતી ત્યાં આદરનોજ અનુભવ કરતી. કપુર આરતિ કરી દેવનાં ફરી દર્શન તેણીને કરાવ્યાં તેણીની જ તરફથી તુલસી, કુસુમ, ફળ ફુલની ભેટ ધરાઇ, તેણીને પ્રસાદી આપવામાં આવી તિર્થપણ આપ્યું એટલે જાણે ત્યાંથી રજા મળી મંદીરને ન્હાંની પ્રદક્ષિણા કરી દ્વાર પાસે પ્રણામ કરી બ્રાહ્મણીયો તેણીને ભોજનશાળામાં તેડી ગઇ. બેસાડીતો તેણીને એકલી ને અલગ પણ પ્રસાદ પીરસવા વગેરેમાં સાદર સંપૂર્ણ હતો; તેણીયે માત્ર થોડો "દધ્યોદન" ( દહી ભાત ) માગી લીધો ને તેજ ખાધો. તુરત મુખ પ્રક્ષાલન કરી નાંખ્યું, સૌને આવા અલ્પ અહારથી બહુ આશ્ચર્ય લાગ્યું! ત્હેને પાન આપવા માંડ્યાં તે ન લીધાં ને પછી તેણીને થોડું શયન કરવા અથવા સ્વસ્થ થવા—વામકુક્ષી કરવા, સમજાવવામાં આવ્યું પણ તેણીનું મન મહંતજીમાં લાગી રહ્યું હતું. કારણ તેણી પોતાને કેદી જ સમજતી ને જેમ બને તેમ જલદી આ સ્થિતિમાંથી ખુલાસો થવાજ ચ્હાતી હતી. તેણી "ગુરૂમહારાજ" ગુરૂમહારાજ શબ્દો તેણે ઉચાર્યાં તેથી તેણીને તુરત ત્યાં લઇ જવામાં આવી. બીજાં સહુ હઠી ગયાં, માત્ર ત્હેને જે ત્રણ બાઇ શરૂથી તેણીની સેવામાં હાજર હતી એમ ચાર જણુ રહ્યા. પાંચમાતો ગુરૂજ હતા.

આ વખત ગુરૂજી બીજા મકાનમાં બીરાજીત હતા ને ત્યાં કુમારીની વાટજ જોવાતી હતી; તે આવી નમી ગુરૂને પદે પડી કે, પોતે "ચક્રવર્તિ મહારાજની માતા થાઓ" એવો મોંહો આશીરવાદ અતિ સ્પષ્ટ સ્વરે ઇચ્છાપુર્વક ભાર દઇને ઉચ્ચાર્યો. પણ હર્ષ સાથે ખેદની પેઠે સહ મનમાં પાછો નિર્વેદ આવવાથી તેણીનો ઉંડો નિશ્વાસ મુકાઇ ગયો વળી વધુ તર્ક કરતાં મનમાંથી તે ખેદ કાંઇક પાછો હઠયો ને તેણીને પાછો અનુકુળ તર્ક થયો કે કાંઇ સહુ જીઠાં હોય! આ મહારાજ પણ સિદ્ધ ગણાય છે તેણીએ હવે મન ખોલ્યું.

"મહારાજ તેવો સંભવ નથી દેખાતો" જરા શરમાઇ નીચું જોઇ ગઇ પણ કહ્યું તો સ્પષ્ટ.

"એ સમય હવે બહુ સમીપ છે" ગુરૂએ જાણે ખાતરીથીજ કહ્યું. આ શબ્દોએ

સારી અસર કરી, ત્હેનું મુખ ખીલ્યું. હૈયું હબકવાને અનુકુળ તર્કોથી ઉભરાવા લાગ્યું. ત્હેની સિદ્ધિપર ત્હેને શ્રદ્ધા વધી તેથી વધુ ખુલાસો મેળવવા તે એટલી આતુર થઇ ગઇ કે, અપરિચિત પુરૂષ આગળ ને અમર્યાદીત જેવું પ્રકરણ છતાં તેણીએ તેજ પ્રસંગ ચલાવ્યો.

"પણ તે શી રીતે !" જવાબ સાંભળવા અતિ આતુર હતી તે તો ટુંકોજ મળશે.

"તું ચહે છે તેજરીતે" ટુંકા પ્રશ્નનો ઉત્તર ટુંકો પણ તેજરીતે શબ્દપર ભાર મુકયો પણ આગળ પ્રસંગ ન ચાલી શકયો કારણ એવામાં જે બે નવા પાત્રોનો ત્યાં પ્રવેશ થયો. જો કે તે સ્ત્રીઓ હતી પણ ત્હેમનાં અંગનો ભાગ ઘણો ઉઘાડો હો. એટલે છાતી સુધી એક ધોતીયું લપેટેલું અંદર બીજું બેશક પહેરેલ પણ માથું તો ઉઘાડુંજ, ને ત્હેનો અંબોડો આગળના ભાગમાંજ વાળેલ હતો. જેના કાનોમાં મણી લટકતા હતા, ગળામાં હીરાનો કંઠો રેશમી અંબર ઉપરણાની પેઠે એક ખભો ઉઘાડો રાખી ઓઢેલ ને જેના પગમાં સોનાના જડાવ તોડા હતા તે બેમાં મુખ્ય રાજ્યમાતા હતાં ને ત્હેમની પછવાડે ત્હેમનાથી ઉતરતી પણ ઠીક શંગારેલી ચાર દાસીઓ તેમના હાથમાં ચાર ચાંદીના થાળ ઉપર વસ્ત્ર ઢાંકેલ તેમણે પ્રવેશ કર્યો. એક તરફ ચટાઇ ઉપર કુમારી ને સ્હામેની ગમ આજ્ઞા મળવાથી ફરી વંદન કરી રાજ્યમાતા બિરાજ્યાં, બીજાં તો ઉભાંજ રહ્યાં. ગુરૂજીએ રાજ્યમાતાને પોતાની ભાષામાં કહ્યું તેણીએ કાંઇ કહ્યું થોડી વાતો ચાલી તે તો કુંવરીને સમજાઇ પણ વચમાં તેણીયે આપણી કુંવરીને હાથ જોડયા નમ્યા ને કાંઇ બડબડાટ કર્યો. ખોળો પાથર્યો એતો ચેષ્ટાજ હતી એટલે સમજાઇ. ગુરૂજીએ વધુ ખુલાસો કર્યો તે કુંવરી ભણી પ્રીતિથી બોલ્યા—

દેવી ! આ રાજ્યમાતા છે તે પ્રાર્થના કરી આપથી અભય માગે છે તો ત્હેને વચન આપો કે,—આપનો કુમાર ત્હેમને વિપત્તિ આવી પડે ત્યારે ત્હેમનું રક્ષણ કરે !!"

કયાં કુમાર ! કોનું રક્ષણ ? કયારે કરવાનું ! આ શી માગણી ! સઘ કંઇ સમજણ ન પડી પણ ગુરૂજીની ગતિ ગહન તેણી જાણતી હતી તેથી તેણી વધુનો ન બોલી શકી પણ ટુંકામાં કહ્યું કે, જેથી વધુ ખુલાસો આપોપી થાય. જે કહેવું પડયું તે પણ શરમ તોડવા જેવુંજ હતું પણ લાચાર નીચી દ્રષ્ટીથી તે બોલી" મહરાજ હું હજી પરણી પણ નથી. ગુરૂજીનો મહીમા ગૂઢ હતો તે તુરત મંદસ્મિત કરી બોલ્યા"

હું તે બધું જાણું છું એ તો વર્તમાનની વાર્તા છે. જો ભવિષ્યની મને પ્રતિતિ ન હોય તો આવું વચન માગવા એમની પ્રાર્થના કેમ કરાવું ! મ્હારા વચન પર વિશ્વાસ રાખો હું ભવિષ્ય જાણી શકયો છું ને તેથી તમને ફરી કહું છું. જો મ્હારી વાણી સાચી પડે તો પછી તમને તેમનું રક્ષણ કરવામાં કાંઇ હરકત છે ? શરણાગતનું રક્ષણ કરવાથી બીજો કયો મ્હોટો ક્ષત્રીનો ધર્મ છે ! શ્રીજાનકી મહારાણીને શ્રીરામ સ્વામીએ કહેલ કથા તમે ભૂલી ગયાં છે ! વિભિષણને શરણ લેવાનો પ્રસંગ પૂરો સ્મરણ કરો ને કહી ઘો "તથાસ્તુ" લ્યો અક્ષત ને આપો એણીના ખોળામાં ઉભયનું મંગળ થશે, મ્હારો આશીરવાદ છે. ને તે શ્રીજનાર્દન ભગવાનના પ્રતાપે સત્યજ ઠરશે.

"કુંવરી શહેમાં તણાઇ ગઇ આમાં ના પાડવા જેવું હતું પણ શું ! વધુ વધાઇ તો પોતાને હતી તેને પૂર્ણ ખાતરી તો કેમ થાય ! પણ મ્હોટાનું વચન આવે પ્રસંગે કેમ લોપવું ! જે કહે તે કરવું એમ જ મન થયું. તેણે હાથમાં અક્ષત લીધા ને દીધા તે બાઇના ખોળામાં " રાજ્ય માતા એથી રાજી થઇ તુરત તેણીયે વંદન કર્યું ને પાસેની બાઇયોના

સ્હામું જોયું કે, તેમણે થાળો નીચા મૂકયા ને ઊધાડ્યા ગુરૂજીએ લાંબો હાથ કરી એકમોટું ઊમદા " અંબર " લઈ કુંવરી સ્હામું ધરી કહ્યું. આ લક્ષ્મીજીની પ્રસાદી છે. ધર્યું એટલે ઊભા થઇ હાથમાં લેવું જ પડયું. બીજા થાળમાંથી મંગળ સૂત્ર, કંકણ ને કરણ ફુલ એક શીશફળ ને બે નુપુર તેની કીંમત અટકળવી કઠણ હતી. તે તમામ યથાવિધી ધારણ કરવા ગુરૂજીએ ગંભીર રહી દ્રઢ આજ્ઞા કરી. ત્રીજીમાં પ્રસાદીની મ્હોટી પુષ્પમાળા ને ચોથીમાં ચંદન, થોડું નાડું, કંકુ ને તાંબુલ હતાં તમામ સદ્ય સ્વીકારવા જ મહારાજની આજ્ઞા થઇ કુંવરી ગભરાઇ ગઇ અંબર પણ કેમ લેવાયું ! એ ભૂલ કેમ થઇ ! આ બધું તો કેમ જ લેવાય ! ને તે પણ સદ્ય અંગે ધારણ તો થાય જ કેમ ! તે સ્તંભી ગઇ વિચાર વમળમાં મનથી વહી; ગુરૂજીની દ્રષ્ટી એક સરખી જ બની રહી કાંક ખિન્ન થઈ, દીન થઇ, હાથ જોડી અંતે ઉચરી. મહારાજ હું કુંવારીછું, હું તપસ્વીનીછું, બ્રહ્મચારીણીછું, આ બધું હાલ મ્હારાથી કેમ ધારણ થાય ! આપ સર્વજ્ઞ છો ! ! ગુરૂએ તુરત ઉભરો ખોલ્યો " તે તમામ હું જાણુંછું ત્હને આજ્ઞા કરૂંછું, તું કુવારીજ નથી પતિને વરીજ ગણ, પતિની હરીજ ગણ, આ ત્હેનો આરંભ છે. ભવિષ્ય વાણી સાથે ભવિષ્ય વિવાહ નિધી મંગળાભરણ ધારણ વીધિ છે. આ સર્વે શૃંગાર જનાર્દનની કૃપાથી ધારણ કરવા યોગ્ય તું થઇ ચૂકી ગણ. વ્હાલી જાનકી મને ત્હારો ધર્મપિતા જનક સમજ ગોદાદેવી મને વિશ્રુચિત માનીલે રાધવેન્દ્રની રમા—આ મ્હારી આજ્ઞા નથી પ્રભુની આજ્ઞા છે. શ્રીજીની આજ્ઞા છે મ્હારી પ્રસાદી નથી સાચા માતાપિતાની પ્રસાદી છે. ત્હારી શ્રદ્ધા ભક્તિ તપ સેવા સર્વનું આ આરંભ ફળ છે. એનો અનાદર કરી શકાશેજ નહી. "

શું કુંવરી બોલે ! શું વિચારે ! " રાધવેન્દ્રની રમા " એ શું મીઠા મધુર બે શબ્દ ! ! સ્વપ્નુ કે સાચુ ! વધામણી કે સુત્રા દ્રષ્ટી ! દીવ્યદંપતીની જ કૃપા વૃષ્ટી તે દ્રવિત ચિત થઇ ગઇ. ગુરૂને અવતારિક માનવા લાગી ત્હેના પદે પિતાભાવે, ગુરૂભાવે, પ્રભુ ભાવે, ફરી ફરીને લાગી ને ગુરૂએ થાળી ઉપાડી તેણીના હાથમાં જ આપી ને સ્વિકારાઇ જ ગઇ, તે વિચાર વમળમાં તણાઇ ગઇ, બધું મન અવ્યવસ્થિત આનંદિત આશ્ચર્ય ભક્તિ શ્રદ્ધા વિશ્વાસ પુરિત ! ત્હેની તે વેળાની સ્થિતિ તેજ જાણે. ગુરૂએ વધુ કૃપા રૂપ વચનની વૃષ્ટી કરી "બ્હેન ? ત્હારૂં હવે સર્વદા સર્વથા મંગળ છે. વિઘ્નો હતાં તે દૂર થયાં. છેવટ સેતુ દર્શન તે છેક છુટાં થયાં. ત્હારી ભક્તિ પ્રાપ્તિ સફળ થઇ. એ સત્યજ સમજી લે ને સુખે આ સહુ સ્વીકારી ધારણ કરી પ્રભુને પદે ફરી લાગી અધિક કૃપા માગીલે દીવ્ય દંપતિ ત્હારાપર પૂરાં પ્રસન્ન થયાં છે. માતાજીની તું માનીતી થઇછું. છેવટ એજકે વચન વિસારીશ નહીં. અવસર આવશેજ ?

હવે આ પ્રસંગમાં શું વધુ વર્ણન કરીયે ! કુંવરીની ત્યાં વધુ જરૂરત નહોતી કુંવરીની તમામ ભવિષ્ય ક્ષણ ક્ષણ સાંભળવાની ઇચ્છા હતી પણ ગુરૂ આજ્ઞા પ્રમાણે. ભૂષણ અંબર ચંદન કુસુમ ધરાવી માતુશ્રીના મંદિરમાં પગે પડાવી જેવી તેડાવી હતી તેવી સપાટા બંધ પુરતા બંદોબસ્તથી વિદાય જ કરી દીધી. માત્ર ફરી ફરીને તેણી તે વચન પાળવાની વાત યાદ દીધા કરી.

તે બિચારી શું કહે ! અથવા હવે બિચારી કેમ કહેવાય ! તે બિચારી ક્યાં રહી છે ! ઉપરથી થઇ પણ ભીતર તો હજી આશા જ ભરાઇ છે. તે પુર્ણ થાય ત્યારે પુરી થઇ ગણાય, એ માટે તો હજી અન્ય પ્રકરણને જોશો. અહીં તેને તેડાવવા આવવા સીધાવવાના પ્રસંગથી સમાપ્તિ.

# એક ઉત્તમ પુસ્તકનું અવલોકન.

અમ્હારા આનંદ પત્રને ઉદાર ચિત્તને ઉત્તમ કૃતિથી સહાય આપ્યાં કરનાર સૌ. સુમતિ બ્હેનના શુભ નામથી અમ્હારા વાંચનારા હવે અજ્ઞાત્ રહ્યા નથી. "યાદવાભ્યુદય" ઉપરાન્ત કાવ્યોની સહાય પ્રતિમાસ તેઓ પૂરી પાડે છે. તેમના લેખમાં ભક્તિ ઉભરાતી–છુપાતી પણ હોય છે જ, તે શાથી ને આજકાલ કેટલી અભિવૃદ્ધિ પામી છે? ત્હેનો પૂરાવો તેમના અંતરના ઉદ્ગાર જાણવાનો અવકાશ એ બાઇશ્રીએજ પોતાની ઉદાર અને ઉત્તમ કૃતિથી "**દક્ષિણ યાત્રા**" નામે પુસ્તક અમને ભેટ મોકલી આપ્યું છે. એ ખાતે અમે તેમનો પ્રસિદ્ધ ઉપકાર માનીએ છીએ. પોતે ગત ડીસેંબર માસમાં પોતાના પવિત્ર પૂજ્ય પ્રતાપવંત શ્રીમાન પિતા સાથે છેક રામેશ્વર સુધી યાત્રા કરી આવ્યાં ત્હેની "ડાયરી" રાખી તેજ તેમણે તેમની તેમ છપાવી છે ને ત્હેનુંજ નામ "દક્ષિણ યાત્રા" રાખ્યું છે. ત્યાં શું છે ને કેવું છે? એ વિશે એમના રસજ્ઞ, મર્મજ્ઞ, પવિત્ર પ્રેમાળ હૃદયે જે ગ્રહણ કર્યું તે તો તેમાં લખી બતાવ્યું છે પણ જે સ્થાનો, દેવો તેમણે નજરે દીઠાં ત્હેનો લાભ પણ આપવા ઉદાર ચિત્તથી સારૂં ખર્ચ કરી સાત ચિત્ર ઘણાં સ્વચ્છ ને સુંદર ત્હેમાં મુકયાં છે.

ગુજરાતી ગ્રંથોમાં એવી પ્રતિનાં પુસ્તકો અમ્હારી જાણમાં વિરલ છે. ઘેર બેઠે ગંગાજીની પેઠે શ્રીવરદરાજ, કાન્ચિપતિ શ્રીરંગનાથ ને શ્રીરામનાથનાં દર્શન થાય ને તે સાથે ત્હેનું મહાત્મ્યે વંચાય એથી "અહોંથી દ્વારિકાં" ની કહેણી અનુભવાય એહેવું છે. બલ્કે જેઓનાં મન એવી પ્રતિનાં, પવિત્ર ને પ્રેમાળ–શ્રદ્ધાળુ ને ભક્તિમાન છે. તેમને તો તેમાં તલ્લીનતા તે કાળે થવાની "મન હોય ચંગા તો કથરોટમાં ગંગા" આવ્યાં એમ અનુભવાય છે. ભાષા સરલ ને રસિક, વિચારો પ્રૌઢ ને પવિત્ર હોઇને, લખાણ એટલું લાંબું નથી કે વાંચનાર થાકે, તેમ એવું લુખું નથી કે તે કોઇ પણ પ્રસંગ પરાણે પૂરો કરે. અમને એ બાઇ–દેવી, પ્રતિ આરંભથી અતિ માન છે તેથીજ અમે આ પુસ્તક માટે અહાવા વિચાર પ્રકટ કરીએ છીએ એમ નથી પણ માત્ર એક રૂપિઆમાં અમ્હારી ઑફીસમાંથી અથવા મુંબઇ, એન, એમ, ત્રિપાઠી કાલબાદેવી રોડની દુકાનેથી એ ગ્રંથ મંગાવી જેઓ તે વાંચી જોશે તેમનો આખા કુટુમ્બનો અમુલ્ય વખત ઘણા કલાકો ઘણી સારી–શુચિ સુખદ રીતે વીતશે એ વાત નિઃસંશય છે. "શ્રી હરીનામ સ્મરણ" સમાન કશું નથી એવો શાસ્ત્રનો ઘોષ છે. તેમાં પણ કળીમાં "હરી નામજ મ્હારૂં જીવન છે" એવો રૂપિઓનો નિશ્ચયપૂર્વક ઉદ્ગાર છે. તો આ ગ્રંથ તો નામ ઉપરાન્ત ત્હેનાં ધામ, રૂપ, ચરિત્ર આદિનો પણ ચિતાર ઉપર ઉત્તમ રીતે પાડે છે ને તે પણ દક્ષિણ દ્રવિડ દેશનાં તે દિવ્ય ધામોનો જેને માટે શ્રીમત્ ભાગવતના એકાદશ સ્કંધના અધ્યાયમાં સ્પષ્ટ ભવિષ્ય વાણી છે કે "કલીમાં" નારાયણ પરાયણ ત્યાં જ થશે. તે કેવા છે! ને તેમને માટે પ્રભુએ કેવી પ્રકટ કૃપા કરી પ્રસિદ્ધ સૌ અનુભવી શકે એવી રાખી છે. તેનું ભાન બહુજ ઉત્તમ પ્રકારે આ લેખથી થશે ને એથીજ શ્રવણ કીર્તન સ્મરણથી ત્યાં જઇ પાદ સેવન, અર્ચન વંદન ને દાસ્યત્વાદિ નવધા પૂર્ણ ભક્તિ કરવા ઉપજાવવા—અપાવવાનું એક ઉત્તમ, સરલ, સુલભ, સુખદ સાધન છે. એમ કહેવા સાથે અમ્હારે તો દૃઢ મતે છે કે તે બાઇશ્રીની આશા પ્રમાણે સુજ્ઞ વાંચનારાઓ આદ્યોપાન્ત વાંચશે—વિચારશે તો તેથી એક નહીં પણ અનેક આસ્તિક વ્હેલા મોડા એથી પ્રેરાઇ એ દક્ષિણયાત્રા એજ પ્રકારે, એથી પણ કદાચ અધિક વિસ્તાર કરવાને અંતે ભાગ્યશાળી થશે. એથી આ ગ્રંથથી લેખક, ને ત્હેના વાંચક ઉભયને ઉભય લોકનું સુખ થશે. પ્રભુ બહુ સુજન સારૂ તેવું બહુ રૂડી રીતે કરો ને આવા બહુ લાભો આપવાને એ શ્રીમાન બ્હેન બહુ સુખ સગવડમાં બહુ જીવો એ અમ્હારો અંતઃકરણ પૂર્વક આશીરવાદ છે. **તથાસ્તુ.**

**પ્રકાશક આનંદ પત્ર.**

# વિવિધ સમાચાર.

**જગન્નાથજીની રથયાત્રા**—શનીવારે પુરી ખાતે શ્રીજગન્નાથજીની રથયાત્રાની ક્રીયા કરવામાં આવી હતી. બંગાળી જોશીઓ જણાવે છે કે, આ સાલ "કાલસુધા" છે. એટલે સારી આગાહી આપનારૂં છે. પરિણામે ત્યાં જાત્રાળુઓની સંખ્યા હમેશ કરતાં ઘણી વધી ગઇ છે, તેને લગતો મેલ આવતા રવિવાર સુધી ચાલુ રહેનાર છે.

**તારખાતાની અજાયબી**—"એક કલાકમાં ૬૦ હજાર બોલ" ઇમ્પીરયલકોલોનીયલ કલબના ખાણા ઉપર ભાષણ કરતાં મી. હેનીકરહીટને જણાવ્યું હતું કે આવતા થોડા માસમાં આખી બ્રીટીશ શહેનશાહતમાં તારના સંદેશામાં એક સીલીંગના બાર બોલ લેખે મોકલવાને આપણે ફતેહમંદ ઉતરી શકીશું, એ તદન બનવા જોગ છે. હાલ મેં તારની એક નવી રૂઢીની શોધ કરી છે. જે એક કલાકમાં ૬૦ હજાર બોલ તાર મારફતે મોકલી શકાય તે છે.

**લાંબો વખત કેમ જીવાય?**—સો વરસ સુધી જીવવા માટે શું કરવું જોઇએ તે વિષે લખતાં ડો. શેણુબી નામનો એક ઇંગ્રેજ તબીબ જણાવે છે કે, મધ્યમસર ખોરાક, તથા પીણું લેવાં મન આનંદમાં રાખવું, આળસુ બેસી નહીં રહેતાં હરકોઇ કામ કરતા જ રહેવું જવાનીયાઓ સાથ હળતા મળતા રહેવું. બની ગયેલા બનાવોપર તથા મરણ પામેલાઓ વિષે વિચાર નહીં કરવો બની શકે ત્યાં સુધી એક છોકરો જેમ વરતે તેમ વરતવું.

**બુઢ્ઢા બુઢ્ઢીના પ્યારની કહાણી**—"લાકડે માકડું" તે આનું નામ. પ્યાર આંધળો છે અને તે કોઇને પણ છોડતો નથી. તે પ્રમાણે "અલ્લાહને બનાયા જોડું" તે કહેવતને આબેહુબ લાગુ પડતી એક કહાણી થોડા વખતની વાત ઉપર ઇંગ્લંડ ખાતે બની હતી. જેમાં એમ બન્યું હતું કે ફ્રાંસીસ ગોસ નામનો એક ૭૮ વરસનો બુઢ્ઢો ક્રાઇમીયન વેટરન ૭૪ વરસની એક પોતાના જેવીજ બુઢ્ઢીસાથે પ્યારમાં પડયો હતો અને ત્યારબાદ તેણીની સાથે નેકા કર્યાહતા.

આ "લાકડે માંકડું"ના પ્યારની કહાણી એવી હતી કે આ બુઢ્ઢો આ બુઢ્ઢીને પ૬ વરસ થયાં ઓળખતો હતો. વળી આ બુઢ્ઢી ઉપલા બુઢ્ઢાની પહેલી બાયડીની મીત્ર થતી હતી. આ બુઢ્ઢા અને બુઢ્ઢી વચ્ચે એક મીત્ર દાખલ લાંબો વખત સુધી પત્ર વ્યવહાર ચાલ્યો હતો.

હવે હેવું બન્યુકે આ બુઢ્ઢો અને બુઢ્ઢી કરમના ભોગે રાંડ્યાં અને તેથી એક દિવસે આ બુઢ્ઢાને વિચાર આવ્યો કે હવે તેનો અંજલનો વખત પાસે આવ્યો હતો માટે તેને આ ધરતી ઉપર કોઇ પણ એવો આત્મા જોઇએ કે જે તેને જીંદગીનો સૂર્ય અસ્ત પામતાં દીલાસો આપે.

પ્યાર રમી રહીને કેટલો વખત મુંગો રહે, ને તેટલા માટે આ ડોસાએ એક દહાડો મનસાથે ગાંઠમારી કે કાંઇ પણ કરીને તેણે પોતાનો પ્યાર આ પોતાની બુઢ્ઢી પ્રિયાને જાહેર કરવો. તેણે તેમ એકદિવસ હિમ્મત કરીને કર્યું. અને તેણીએ તેનો હાથ કબુલ રાખવાથી તેઓ હમેશના મિત્રો થયાં અને લગન ગાંઠથી જોડાવાનું નક્કી થયું. **સાં—વ.**

---

## પ્રકરણ ૧૫ મું.

# સૌભાગ્ય સાંપડ્યું.



ત્રીનો છેડો આવ્યો પણ દુઃખનો છેડો ન આવ્યો” દશરથ રાજાને કૈકયીએ વચન પાસથી સાંકળ્યા, તેમ મને માતપિતાએ સાંકળ્યો ! ને પૌત્ર માગ્યો ! ! દશરથ રાજાએ પુત્ર માટે પ્રાણ ત્યાગ્યો, પણ તે વચન પાળીને ત્યારે મ્હારે પ્રાણ ત્યાગવો તે વચન ન પાળીને એ કેવી વિટંબણા ! મેંજ ખાસ પ્રતિજ્ઞા કરી કે, નહિ વરૂં. બેશક વચન તો તેવું જ નિસયું કે “કોઇ પણ સ્ત્રીને નહીં વરૂં” પણ તે કોને માટે ? મ્હારે માટે ! કારણ? તેનું રક્ષણ કરવાને હું લાયક નથી. પણ તેથી માતાપિતાની સેવા કરવાને પણ, કે તેમની આજ્ઞાનું પાલન કરવાને પણ લાયક નથી એમ તો નથી જ ઠરતું. પિતામાતાને પૌત્ર આપવા, હું વિધિપ્રયુક્ત પ્રતિજ્ઞાવડે બંધાયો એટલે તે પૂર્ણ ન કરૂં તો તેમનો ઋણીજ રહું. આખા કુળનો ઋણી રહું ! કુળ નષ્ટ કરવાના કારણભૂત એનો પાતકી ઠરૂં એટલે રાજ્ય પ્રજાને પણ નષ્ટ ભ્રષ્ટ થવા દેવાના કારણભૂત સુધાં ગણાઉં એ કેવડો મ્હોટો અપરાધ ! મ્હારી પૂર્વની બોલી જૂઠી ઠરે તેથી તે માટે મને શિક્ષા થાય તે મ્હારે કબુલ છે. પણ આ અપરાધની શિક્ષા ખમવાને હું તૈયાર નથી. પેલાનું પ્રાયશ્ચિત થાય પણ આનું પ્રાયશ્ચિત હોય એમ જ મને નથી લાગતું. બીજી રીતે વિચારતાં મને તો આર એમ લાગે છે કે, આ પુણ્ય પ્રાપ્ત થાય તો તે પાપને ઢાંકી દે. પરશુરામજીએ માત્ર પિતાના સંતોષ માટે માતાનો શિરચ્છેદ કર્યો તે અધર્મ ઢંકાઇ ગયો એવી પિતાની આજ્ઞા પ્રબળ છે તદ્ઉપરાંત વળી માતાની પણ એજ આજ્ઞા, મ્હારી દેવ, દ્વીજ, આચાર્ય આગળ સવિધિ પ્રતિજ્ઞા ! તે પણ એજ તેનો ત્યાગ કોટી વિઘ્નના ભયેપણ કેમ થાય ! બળી રાજાનું સર્વસ્વ ગયું, તેણે ગુરૂની આજ્ઞા લોપીને પણ અવિધિ પ્રતિજ્ઞા પાળી તો પરિણામે ગુરૂના શાપ છતાં પણ સ્વપ્રતિજ્ઞાપાલનના પ્રતાપ તેનું પૂર્ણ મંગળ થયું ! તેમ મ્હારૂં કાં ન થાય ! તેમાં મ્હારૂંજ કલ્યાણ નથી, મ્હારા વડીલ પૂર્વજ ને મ્હારા દેશ પ્રજાજન સર્વનું શ્રેય છે. એ વાત આગળ મ્હારી પૂર્વની બેશરમજની બડબડ કાંઇ બીસાદમાં નથી. એમ હવે પોતાનેજ આ કારણોને લઇને લાગે છે ભાવિ આગળ સર્વે રાંક છે પણ આ ટાણે તો હું બધી રીતે રાંક છું. મ્હારી પ્રતિજ્ઞા પૂરી કરવી કેવળ મ્હારા વશમાં નથી. એક બીજી અપેક્ષા પણ છે ને તે બીજી હોઇ શકેજ કેમ ! એજ રમા ! હા ! મ્હારે માટે વ્રતધારી કુમારીજ રહેલ રમા મળે તોજ તે પ્રતિજ્ઞાપૂરી થાય નહીંતો કોટી ભવ નર્કમાં ગર્ક થવાને પણ હું કબૂલ છું “પ્રભુ મને સ્હાય કરશે” એવા માતાપિતા ગુરૂજન સર્વેનો શુભ આશિરવાદ લઇને હું નિકળ્યો છું ! પણ તે આશિરવાદ ફળશે કયારે ? તે દેવી મળશે ત્યારેજ. તોજ ! હા ! ધન્ય છે. તે દેવીને ! તે હજી કુંવારી છે એ પત્તો તો પાકો મળ્યો છે. પણ તેણીનો પત્તો ! તે પિતાને ગ્રહે નથી એમ જાણી ગોહામાના દીવ્ય દેશમાં ગયો ? વાહરે ! રમા ! કોઇ મહારાજાની શું

કીર્ત્તિ ! કોઇ પંડિતની શું પ્રસંશા ! ત્યારે સત્કૃતિની સુગંધી કેટલામાં કેટલી બધી મગમગી રહી છે ! અહા ! એજ મ્હારી કુસુમ કળી ! મહિનાના મહિના, શું વર્ષોના વર્ષો સુધીની ત્હારી ગેરહાજરી છતાં તે તે પ્રદેશમાં ત્હારી સુકીર્તિ–સુગંધી જેમની તેમ ત્યાં ત્યાં પ્રસરી રહી છે ! એથી ત્હારા ભ્રમરને, ત્હારી પુંઠે ભમતા ભ્રમરને ત્હારી વધુ મોહની લાગી છે ! આશા બાંધી પ્રયાસ કરવા માંડયા પુંઠે વિરહની આગે અંગમાં લાગી છે ! પણ તે શે બુઝે ! તું કયાં છે ! જુના તિર્થોનો પત્તો, તેમાં સ્નાને શાન્તિ, પણ ત્હારી તજવીજ પૃથ્વીના છેડા સુધી કરી છતા હજી ત્હારો પત્તો નથી એટલે હવે કયાં પત્તો ] જે પત્તો લાગ્યો તેતો ઓર વિપરીત છે. તું આ પૃથ્વીપર આ દેશમાં પણ રહી નથી. તે વૃદ્ધ બેઉ બુઢ્ઢીઓ બિચારી શું આક્રંદ કરે છે ! નથી ખાતી, નથી પીતી ! ચાલીસ કલાક તેમને ચાલીશ ભવ જેવા ગયા ! હું પણ કયાંથી તાકડં–કતાકડે પણ એજ છત્રમાં આજેજ અણધાર્યો આવી ઉતર્યો ! તે શું છેવટ આ જાણવાને કે મ્હારી જાનકી રાવણે હરી ! પણ હરીને તો હજારો હરીની એ સ્હાય ને પોતે પણ શ્રીહરી ત્યારે હું કયાં કંગાલ ! કાંઇ બુદ્ધિ કામ કરતી નથી. આજુબાજુ એવી કોઇ ભયંકર વસ્તી નથી કે જેમાંથી કોઇ પણ અહાવું દારૂણ દુઃખદાયક કૃત્ય કરે ! લોકો તો ઉલટાં એમ કહે છે કે અહાવું તો કદી આ ભૂમિમાં થયુંજ નથી. પણ આતો થયું ! મ્હારે માટે બધું ન થવાનુંજ થાય છે ! હજી શ્વાસ ત્યાં સુધી પ્રયાસ ! આ દુર્બસન સમગ્ર દેશના આજુબાજુના કીનારાના રેતીના ઢગેઢગને વૃક્ષનાં, તાડનાં ઝુંડે ઝુંડને શોધીશ રાઘવેન્દ્ર નામને ઘટે તેવો પ્રયત્ન કરીશ, રાઘવેન્દ્ર પ્રભુ હું દાસ ! પણ તેનો વિશ્વાસ અંત ઉરમાં છે. તેણે આપેલ હાથ પગને હેતુ મ્હારા વશમાં છે ! તે પ્રભાતમાં ગઇ, હું છત્રમાં ઉતર્યો ને ડોશીઓની કળકળેજ મને જગાડયો, જ્ઞાન કર્યો ને તેઓજ અજ્ઞાત રહ્યા ! એ તે વધાઇ કે મ્હોંકાણ ! એ પત્તા લાગવા માટે રાજી થવું કે રોવું ! ઘણું રખડયો–ભટકયો પણ ટેકો નથી લાગતી. પણ ચિન્તા નહીં ! ક્ષત્રી છઉં ! રોવું તો નહીંજ સાહસિક સ્વભાવે છઉં, પણ અનુભવે જે શિખવ્યું છે તેનો પણ ઉપયોગ કરવો. ધૈર્ય ન તજવું. સ્થળે સ્થળ ફરીફરીને તપાસવું તે પોતેપોતાથી ન મરશે. કારણ મ્હારામાં મન છે!!! ન તેને કોઇ મારશે કારણ તેનું ધર્મ બળથી રક્ષણ છે. તેનું તપ, તેનો પવિત્રભાવ, પ્રભુ પ્રત્યેનો પ્રેમ આજ સુધીની તેની યાત્રાઓને અનુષ્ઠાનો, એનું રક્ષણ કરવાને અનેક ભવ માટે પુરતાં છે. ને તેથી તેણીનું ઇષ્ટ થશે તેનાજ તપથી, તેનીજ સુકૃતિથી તે આખર લાયકજ ઠરશે. નાલાયક હુંજ રહેવાનો છું. હરી ઇચ્છા ! હવે હદ આવી છે, તેનો દાસ થઇને તેણીને વરીશ. પિતાજીની પાસે કરેલ પ્રતિજ્ઞા પૂરી કરવા માટે, સાધ્વીને સંતોષ આપવા સારૂ, મ્હારી એક પ્રતિજ્ઞા ભલે ભંગ થાઓ ! તે તેના બોજ રક્ષાઓ ને પ્રકટ થાઓ તેના વડે મ્હારૂં મંગળ થાઓ. હું સત્યવાન ને તે સાવિત્રી ! મને બચાવો ! પણ તે કયાં ! તે દેવી છે ! દેવી ! પ્રકટ થાઓ ! પણ અરે ! હું કયાં ભ્રમણામાં ચઢયો ! તે બાપડી કોણ છે ! કયાં કાંઇ જાણે છે ! તે સ્વતઃસમર્થ હોત તો આજ સુધી અહાવી સ્થિતિમાં રખડત ! ને છેવટ આમ હરાત !! પ્રભુજ સાચો સમર્થ છે અન્ય સર્વનાં સ્વતંત્ર બળ વ્યર્થ છે. રાઘવેન્દ્ર નામ ધારીમાં રાઘવેન્દ્ર ને રમાનામ ધારીમાં એવી રમા એજ સાચા છે. બીજાં તો ખરેખર ખાલી ખોખાં છે. તો પણ શું ? તે તેનાવિના તો નથી. તેનાપરજ શ્રદ્ધા રાખનારા છે. તે જ શું નિરાશ ઠરશે ! તેમનામાં તેમનું બળ શું કામ નથી દે ! તેમનો પ્રભાવ તેમનામાં પ્રકટ કાં ન કરે !

નામ મહિમા તે તેની ફલુતાઈ પ્રકટ કરવા કાં ન રાખે! હું હવે હાર્યો તો છઉં જ ગર્વ માત્ર પરવાર્યો છઉં. તો છેવટ ઠેકાણે જ શરણુ વરણુ કરૂં. હા! આ શરણુ આવવાની જ ભૂમિ છે. તે પ્રત્યક્ષ નથી દેખાતા? તે પ્રત્યક્ષ પુજાય છે જ! તેને શરણે દૂરથી જવાય છે. તેના વચમાંનાં વિઘ્ને તે શરણા પ્રતાપે કપાય છે. તે જ સમીપ બોલાવી સ્તુતિ યાચના સાંભળી અભય કરે છે. વિભીષણુ અહીંજ અભય થયા છે. સાગરે અપરાધી થકા અહીં જ ક્ષમાને પાત્ર ઠર્યો છે. આ ભૂમિ એ કૃત્યને માટે યોગ્ય છે. જાણે તેની ખાસ હજુરમાં અથવા અહીંથી ક્યાં તેનું મહાન મંદિર નથી દેખાતું? તેનું દિવ્ય ગોપુરધામ, વિમાન સ્પષ્ટ દેખાય છે. તેની શરણાગતિ કરૂં! તે મ્હારૂં સાંભળશે! મ્હારો નિશ્ચય પ્રથમ પાકો કરૂં ચેતન કૃત્ય કરી તેની કૃપાનીવાટ જોઉં! મ્હારૂં બળ કયાંછે! મ્હારામાં બળ કયાંછે? ફળ મેળવવાનું નથી પણ તેને ગળે પડવાનું તો છે. નિર્બળતા દેખાડવાનું તો છે. એજ ઉપાય! લઉં પ્રાયોપ્રવેશન! વાનરોએ પણ આખર તેમ કર્યું હતું તો હું તો નર કહેવાઉં છઉં. વાનર વિજયી થયા ને કદાચ હું ન થાઉં તો હવે બીજું શું કરવાનું છે! બીજું શું કરવાનું છે? બસ અહીંથીજ આ પળથી આ સ્થળથીજ શરૂ. હવે ધામ સુધી જવા, ધામ સુધી પહોંચવા પણુ જરૂરત નથી. આખર પોતાની પ્રકૃતિને પરાધિન થયો. સાહસ આદરૂં છું એજ મ્હારાથી બને છે. એને માટેજ આ દેહ બનાવી છે પણ હવે તો જેણે તેવી બનાવી તેનીજ પાસે! તેનીજ આશે વિશ્વાસે કે છેવટ તેજ ભલે તેનો નાશ થવા દે! ઠેકાણે છે! સાહસ આ બીજા પ્રકારનું છે. અદ્યાપિ બ્નત બળ પર ઝુઝયો. હવે પ્રભુ બળપર અટકું છું. રમાનું બળે શું કરવાનું હતું? હું અકિંચનજ નથી. અનન્ય ગતિ પણુ છું. મ્હારાથી અર્થ સિદ્ધિ થાએ એવું નથી. તેમ બીજા કોઈથી કશાથી આ કષ્ટ જાય તેમ પણુ દીસતું નથી. ખરેખરજ બીજી ગતિ નથી. બીજું શરણું નથી! હે પ્રભુ! હે રાઘવેન્દ્ર! હે રમાપતિ! ખરેખર અકિંચનને અનન્ય ગતિ સ્વાર્થે મતિથી પણુ ખરી વિપત્તિમાં ત્હારે શરણે આવું છું. સાચો રાઘવેન્દ્ર તું છે. મ્હારામાંજ તું છે રમાનો પતિ પણુ તું છે. એક તનનો પતિ એક શરીરનો શારિરી એક શરીરમાં રહેલ સ્વાગી એકેની આશા પૂર્ણ કર. હવે તુંજ વિજયી કર, ત્હારૂં કૃપા બળ ભર ત્હારી દયાથી ઉભય ને મંગળ કર નાહે ન કરતો ત્હારી મરજી મ્હારી મરજી જાણવી હું તો આ બેહા પગ ભાગ્યા ગણીનેજ બેહા મન તુટયું માનીજ અટકયો! પણુ ત્હારા અભિમુખ, ત્હારા મંદિર સામું મુખ, ત્હારામાંજ મન પરોવીને ત્હારા ચરણુમાં વૃત્તિ કરીને બેઠા અસુર જેવો છઉં તેથી દરજ ઠીક છઉં તને ઝંખ તો અહીં મરીશ તોએ ઉત્તમ છે. આમજ અંત આવવો એ પરિણામ તો આવશે ના? પણુ મન તેમ નથી કહેતું. તે તો એજ સુઝાડે છે કે માગું! પગે લાગું છું ને પુકારૂં છું. રાઘેવન્દ્ર પાહી! સીતાના સ્વામી ત્રાહી! વિભીષણુની બાંહી આહી તેમ મ્હારી ઝાલો! સુગ્રીવને રૂમા અપાવી તેમ મને રમાથી ભેટાડો, મ્હારે માટેજ નહીં. તેણીને માટે! મ્હારા માત પિતા માટે! મ્હારા ઉદેશ માટે! આપને ગમે તે માટે! કેવળ કૃપાથી! કામથી કામ છે. અથવા હવે છેવટે શ્રી રામ રામ છે!!

આટલું કહીને તે ચૂપ થઇ ગયો—હરી ગયો. વધુ બોલે તો શું? હાલ તો પણુ બંધ થયો. રખે પ્રાણે બંધ થાય! એવો ભય થયો ત્યાં આગળ તેના માટે શું લખવું તે કાંઇ કરતોજ નહોતો જણાતો. જાણે શાન્ત થઇ ગયો! પણુ તે સદાને માટે ન્હોતું.

આપણે તેને આટલા વિવેચનથી, તેના વચનોથી, વિચારોથી સારી રીતે ઓળખી શક્યા. તે ભલે આંહી આવ્યો. ભલે અટક્યો. કારણ તે નથી જાણતો પણ આપણે જાણીએ છીએ કે તેની રમા ક્યાં ગઇ છે! તેનું શું થયું તે આપણે જાણ્યું છે. તેનું નાવડું નિકળી ચૂક્યું. અહીંથી આપણે સાંધીએ. એજ સાંધણની અહીં આને પણ અગત્ય છે. પવન અનુકુળ છે, રાઘવેન્દ્ર કાંઠા સમીપજ છે. તે તેજ જગે છે. જ્યાંથી તેણી હરાઇ છે તેને ત્યાંજ બેસવા દો ને આપણે દેવીને લેવાને ચાલો તેની તરફ પહોંચો કારણ! તેણીને કાંઇ ભય છે! ગુરૂમહારાજના છેવટ વિદાયગીરીના વચનમાં પણ તેવું કાંક સૂચક હતું. તે ખરૂં પડવા સમય આવ્યો. તે ગુરૂ સાચા ત્રિકાળજ્ઞ એવો અનુભવજ થવાનો આ પ્રસંગ આવ્યો કારણ તેણીને તેથી સાવધ રહેવા ચેતાવીજ રાખી હતી પણ તે મોઘમ! અહીં તે પ્રકટ થશે, ગુરૂના જ્ઞાનની પરિક્ષા પડશે શી રીતે?

નાવડી દરિયાને કાંઠે આવી પહોંચી તેમાંથી રમાદેવી ને તેજ વૃદ્ધ તથા બીજા બેએ જાળવી કાંઠે ઉતારી તેવી જ બીજી નાવડી જે સમુદ્રના અમુક ભાગમાંથી જ તેમની વાંસે થઇ, વાંસે પડી હતી તે પણ કાંઠે આવી પહોંચી. પવન તો ઉભયને અનુકુલ હતો પણ આગળ નિકળેલ આગળ પહોંચી પણ પાછળ વાળી પાછળો પહોંચતાં જ તેમાંથી ત્રણ સાટે ચાર ને ત્રીજી બાઇ સાથે ચોથા ભાઇ તેમના કરતાં પણ ત્વરાથી ઉતરી પડ્યા તે રાક્ષસ જેવા જ હતા પણ વિશેષમાં વળી તેમની પાસેમાં ત્રણ પાસે ભાલાને ચોથા પાસે તલવાર ભાલો ને પૂંઠે ઢાલ પણ હતી તેની પાસેના શસ્ત્રથી જ તે ભયંકર નહોતો ભાસતો જાને પણ તે વધુ ભયંકર દેખાતો હતો તેમ જ કૃતિથી પણ જણાયો શરૂ હજી નાવ પુરૂં ઉભું નથી રહ્યું ત્યાં તો તે અંદરથી સંભાળીને ઉતરવાને બદલે જળમાં ઝીપલાયો ત્યાંથી જ તે સાહસિક સમજાયો પણ કાંઠા આવતાં તે રમાદેવી ભણી વળ્યો—ધસ્યો—તલપ્યો ડોસો સઘ છે શત્રુ છે એમ સમજી સ્હાંગો સમયસર થયો પણ ભાલા પાસે વાંસડો શું કામ કરે! બીજા બે તો સહજ જખમી થતાં જ ખશી ગયા, ને ડોસો વળી વધુ માર ખાવા જટાયુ મહારાજની પેઠે રાવણથી પૂરો ઘવાતાં સુધી પૂરા શૂરથી લડ્યો. પણ અંતે પડ્યો. તેવો જ તે અસુરપુર ક્રુરરૂપમાં રમા ભણી ધસ્યો તેણીએ રાડ પાડી! બીજું શું બોલે! બીજું કોણ સાંભરે! બીજું તેના મનમાં હતું જ નહીં. વચમાં ક્યાંથી આવે! અજામેળને યમ જોતાં નારાયણ સાંભર્યો તેમ તેણીએ કુકવો કરતાં કહ્યું,

હા! રાઘવેન્દ્ર! હા રાજકુમાર! "તે જરા અટકી તેની વૃત્તિ ફટકી ને તે ફરી બોલી તે એજ ત્હારી રમા હરાય છે, અસુરને હાથે મારી જાય છે? ધાઓ સ્વામી ધાઓ!" તેણે છેવટ તે બુમ ખોટી ગણી ખરી બુમે દઇ દીધી "હે પ્રભુ ધાઓ.:,

શાન્ત પ્રદેશમાં આ શબ્દો ને તેના પ્રતિ ધ્વનીએ વન ગજવ્યું. તેલુંજ કાંઠે છત્ર તૈયાર બેઠેલ રાઘવેન્દ્રનું ધ્યાન તેનાપર ગયું. તે એકદમ ચમક્યો! તેને ચમત્કારજ જણાયો, પણ તે ધીર વીર શૂરમાં પૂર તપી ધનુષ સાહી પ્રત્યંચા ચઢાવી તે પણ તીક્ષ્ણ બાણધારી જે દીશામાંથી શબ્દ આવ્યો તેણી ગમ વાયુ વેગે ધાયો. થોડે દૂર જતાંજ તેણે શત્રુને દીઠો તેવોજ એવા સિંહનાદથી પડકાર્યો કે તેથી તે શૃંગલનાં અંગ શીથીલ થયાં. તે શબ્દે તેનું હૃદય ભેદ્યું તેના બે સાથી પાછા ફર્યા. રાઘવેન્દ્ર ઉપર આવવા લાગ્યા ભાલા તાકી બેઉ એકપર તૂટવા ગયા પણ એકને બીજું બાણ છુટવા સાથે તેમના કાળજા જ

આબાદ ભેદાયાં ને તે ચક્કર ખાઇ ધરણી પર ઢળી પડયા. ત્રીજા ને ચોથાએ પુરૂં કામ કરી દીધું. તે ઝટ ઉઠે તેમ નજ રહયું. ત્રીજા પાસે રાવણના અંકમાં સીતાની પેઠે રમા હતી તેને દૂરથી બાણુ મારવાં સલામત ન લાગ્યાં તેના પગનો વેગે જબરો હતો. રેતીમાં દોડવાનો તે અભ્યાસી હતો તેથી કુંવરે એક બાણ તેના પગને તાકીને છેવટ માર્યું તે આબાદ લાગ્યું. તેણે ધાર્યું કામ સાર્યું તે લથડ્યો. રમા હાથમાંથી છુટી પડી. પણ તે સાથે તેના હાથે છુટા થયા. એટલે તે ખર્ગ ખોલી ઢાલ પકડી સ્હામો થયો. સ્હામું આવતું શર પણ ઢાલે સહયું. તેમાં તે ખુંચી રહયું ને અસુર નજીક આવી પહોંચ્યો. એક વધુ બાણ તેના ભૂજમાં વાગ્યું તે આર પાર ગયું પણ તેતો વૃત્રાસુર પેઠે ધસ્યોજ આવ્યો. દૂર ઉભી રહેલી રમા યુદ્ધ જોઇ થરથરવા લાગી. માત્ર રણ સંગ્રામના કામથી નહીં પણ તેની મન કામનાનો છેવટ વિરામ આ સ્થાને આ રીતે છેવટ દેખાયો! "હા પ્રભુ! અંતે આ મુખ અહાવા અસુરના ખર્ગનો ભોગ થવા ટાણે દેખાડયું!" એવું શોચતાં તો તે બેઉ છેક સમીપ થઇ ગયા. કુમારે કમરેથી ખર્ગ ખેંચ્યું તે અતિ તીક્ષણ શસ્ત્રે ઢાલ પાયમાલ કરી. તેવોજ સ્હામો શત્રુનો ફટકો આવ્યો તે અદ્દભૂત ચપળતાથી તેણે ચૂકાવ્યો ને એક છલંગસાથે ચોતરો ભરીને હાથ દેખાડ્યો તે ખભાપરથી જનોઇ પેઠે કામ કર્યું. ત્યાં બીજે ત્રીજે વિરામ લેવા દેવાનો સમય હતોજ નહીં. અથવા સઘજ સમય આવી ગયો. અસુર પડયો ને તે સદા વિરામ લેવા સારૂ!! શસ્ત્ર કરતાં હસ્ત, તે કરતાં તનની ચપળતા, તેથી વધુ મનની દ્રઢતા ને સૌથી વધુ શરા સ્વામીના ઉરની રગ રગ પૂર્ણતા પ્રકાશિત મુખમુદ્રા દેખી વીર પત્નિ વીર પર બલિહાર થઇ. ખરદૂષણને સંહારનાર વિજયી શ્રી રાઘવને જોઇ જેમ જનક તનયા તેને વળગી પડી હતી તેમ તેણી તેની ભણી ધાઇ તેના ચરણ સાહી તેમાં પડી. હર્ષે કંપતિ ગદ્દગદ કંઠે, રોમાંચ અનુભવતી થકી "ધન્યત્રાતા" શિવાય સઘતો વધુ ન બોલાયું પણ રાઘવેન્દ્રે તેણીના બેઉ કોમળ કર અતિ સંભાળથી. વ્હાલથી રખવાળ થઈ સાહી ઉભા. સીધી સ્હામી કરી. શું મીઠી દ્રષ્ટીથી જોયું! તેણીયે સકળ સંકટ તેજ ક્ષણે ખોયું. તે વધુ બોલ્યો—

"બસકરો રાજપુત્રી બસ કરો, ત્રાતા તો **શ્રીહરી છે.**

તુરત સાધ્વીએ સાંધ્યું તે સાવધ થઇ "તેણે તારી તમારા પાદમાં પહોંચાડી હવે દૂર કરતા પ્રાણજ દૂર થશે! આ સ્થળે આત્મઘાતનું પાપે નહીં લાગે!" રાઘવેન્દ્રને સ્હામી માગણી કરવી મટી તેણે તે વાકયનો લાભ લઇ લીધો તેણીને પણ તેવોજ લાભદ તે ઉત્તર થયો. તેણે કહ્યું—

"આ સ્થળે આત્મઘાતનો સમય જ ન આવે"

માર્મિક બોલવામાં બહુ કુશળ રમાએ બહુ ટુંકામાં બહુ સારૂં કહ્યું તે બોલી "સીતાને આવ્યો હતો! રાઘવેન્દ્ર નામ ધારી કઇ કઠોરતા ન કરે?" તેણી વધુ પ્રસંગ નથી જાણની. પતિનો જકીલો સ્વભાવજ જાણે છે, તેણે વધુ કહેવાનું હતું જ તે કહેવા માંડયું તે પણ રાઘવની કથાને એ બંધ બેસતું—

"પણ પિતના વચન આગળ તે લાચાર ઠરે છે" રમાને વિશ્વાસ ન આવ્યો. તે જૂની વાત જ સમજીને બોલી "એ વાત પણ આપને લાગું આગળ તો નથી પડી." "એ વખત ગયો. પ્રસંગ પલટયો છે ઇશ્વર અનુકુળ છે" રમા પુરૂં તો કયાંથી સમજે પણ

તેણીયે પોતાનું હૃદય પુરૂં સમજાવ્યું કે "તો સ્વામી હું આપની છઉંજ" જરા નફટ થવું પડયું મનને પણ થોડો ફટકારો લાગ્યો પણ અંતે તે બોલ્યોજ. ભલે બોલ્યો તેની ભૂલો માફ !! અને હું પણ આપનો જ છઉં" રમાએ હવે વધુ લાગ લીધો. તેમ કરવું જ પડે"

"ફરી ફરી ન જવા માટે" એ ફટકો જ હતો! પણ શું કરવું! સહેવું. તેનું નિચા મુખે કહેવું થયું.

"કદી ન ફરી જવા માટે" રમાએ વધુ ભેદ જાણવા વાત વધારી પિતાના વચનને પણ લોપે તેની શી પ્રીતિતી! "પતિપર હુમલો હતો પણ તે એક ખૂમી સાથે રામાયણના પ્રસંગથી મેળવ્યો" રાઘવેન્દ્ર ગમે તે વખતે સ્વીકારીને પણ તજે! "હસ્ત પકડવો તો શું! પણ સગર્ભાને પણ તજે! સદોષનો શું નિર્દોષને પણ તજે!" તેને પુરૂષોના પ્રમાણિક પણાપર અવિશ્વાસ તે છેક સુધી તર્ક દોડાવી ગઇ પુરૂષોત્તમની કૃતિપર પ્રહાર કર્યો તે હવે નીડર તો હતીજ! રાઘવેન્દ્ર પોતાનો શું બચાવ કરે! તે લાચાર જેવો થઇ બોલ્યો.—

"બસકર દેવી! બસકર! સીતાની સખી ક્ષમા કર! શ્રી રામ તો સમર્થ સ્વામી; ને હું તો તેનો દીન દાસ! તેતો લીલાથી મનુષ્ય બનેલ પણ દેવોના અરીને હણનારા?

વધુ છેડ ખાની ઠીક નહીં જાણી તેણી ફરી પતિની પ્રસંશા કરી તે ખરી જ હતી. તે બોલી "મ્હારે માટે આપે રાવણ હણનાર હાલ જ થયા. હરાઇ તેની જ રક્ષાઇ! એ વિશેષ!!

"આપને હારતાં જોયા તેથી હારી હતી તે હવે જીતતાં જોયા છે." પૂર્વનું નિમિત્ત હતે તેનો પતિ રજુ ન કરી શકે માટે દ્રઢ કર્યું કે તેણે પૂરૂં પરાક્રમ કરી દેખાડયું. પતિએ તેને ફૂલ ન ગણી પણ પોતાની ભૂલ જ હતી તેથી તેણે સાંધ્યું કે—"ને તેથી જ તું જીતિ" આમ કહી અતિ પ્રીતિથી તેણે પોતાનો પાણી* તેના પાણીમાં આપ્યો." તેણીએ વધુ સ્પષ્ટ થવા પૂછયું. "આ શું?" તેણે ઉત્તર દીધો "પ્રતિજ્ઞા" હસ્ત મેળાવ" દેવીએ સદ્ય કહ્યું મ્હારી પ્રતિજ્ઞાતો છે જ" બડી મગરૂરીથી તે બોલી શકે તેમ હતું. કુંવરે લાચારી કબુલી કહ્યું. "મ્હારી પણ પૂર્ણ થઇ" કારણો ટુંકામાં મુકયાં—

પિતાની આજ્ઞા પાળવા જ માતાની ચતુરાઇથી, મ્હારે ખરામને કરવી પડી છે. ભલે કરવી પડી, હજી કંઇક બાકી છે. કૃતિનું ફળ જ બાકી છે. તે પ્રભુ પૂર્ણ કરશે. "રૂડું ફળ તે આપશે જે વાત પિતાને પાદે મુકી અરૂણી થઇશ." કુંવરી કાંક સમજી ગઇ ને તેથી જ તેણીએ પણ પોતાની ટુંકામાં તો પતાવી. "હું પણ હાલ જ વચન આપી ચાલી આવું છું. આ અંબર અલંકાર એની એધાણી છે!! દુઃખી માટે સુખનો સૂર્ય ઉગ્યો સાચા સુખનો ઉગ્યોછે. વચમાં સંકટ આવી ગયું પણ તે અંત ન પામ્યું. હજી મન ભાવ્યું પ્રભુ કરશે. ગુરૂજી સાચા છે. એ અનુભવ સિદ્ધ થયું.

પ્રિય વાંચનાર! એ બે જણને તો બધું જ જાણવાનું છે. આપણે આગળ જે વાતો થઇને પુનરૂક્તિ થઇ પડશે. તેમણે બધું જાણ્યું. દર્ભસેનમાં આવ્યાં. મદુરા વધામણી ગઇ ત્યાંથી મહારાજાને મહારાણી ત્યાં જ પધાર્યા ને વિવાહ વિધિ સંપૂર્ણ થઇ. એ આનંદનું શું કહેવું!

દંપતિ મદુરાં ગયાં ત્યાં રહ્યાં, ચાર માસે શુભ આશા ને ચાહ માટે "રસિકનો" જન્મ.

---

* હાથ.

સારા દિવસ જતાં વાર શી ? તે પણ બાર માસનો થયો. પિતાના અંકમાં પુત્ર જઇ મુકતાં, રાઘવેન્દ્ર, રમાને રસિકને જોતાં જે આનંદ થયો તે એકેનું વર્ણન અમારાથી નહીં થઇ શકે. જે થઇ શકશે તે એ જ કે બાકી રહેલ બીના પુરી કરવી. કુંવરની પ્રતિજ્ઞા પૂરી થઇ, પણ કુંમારીની રહી તે કાળે કરીને થઇ પણ અમારે તો હાલ જ કહેવી તે આવતા પ્રકરણમાં—

---

## પ્રકરણ ૧૬ મું.

# “ પ્રતિજ્ઞાની પુરતી ”



રમા દેવીનું હરણ કરનાર ચાંગીયાઓનો સરદાર હતો તે મરાયો ત્યારથી તેના લોકોની એવી માન્યતા રહી કે તે દ્વીપવાળાઓના સરદાર અથવા સહાયકેજ તેમના સ્વામીને માર્યો. તેમ તે દ્વીપવાળાઓના માનિતા વૃદ્ધ, ગુરૂ મહારાજના વિશ્વાસુ ભક્તનો મારનાર તો તે હતોજ. એટલે ચાંગીયાને એ રીતે દ્વીપવાળે વેરી ગણ્યા. આ પ્રમાણે ઉભય પ્રજા વચમાં દારૂણ કલહનું બીજ રોપાયું. દ્વીપવાળા ભૂમિપર આવી છાપા મારી જાયને દર્ભસેન, ભૂમિના દેશવાળા દ્વીપમાં જઇ ધાડું પાડે. વીશ વર્ષ ગુરૂ મહારાજ વધુ રહ્યા ત્યાં સુધી તો છેવટ પરિણામ કુશળતા પૂર્વક જ દ્વીપવાળાના લાભમાં આવ્યાં કારણું તેઓ મૂળે અસુરતો હતાજ. પૃથ્વીપરના બધાને પૂરા પોતાના પ્રાન્તમાં તો એ અટક પટી શકે. તરવારમાં જન્મથી કુશળ, એટલે જળમાં ડુબી મરવાનો ડરતો સમજતાજ ન હોતા. ગમે તે દ્વીપમાં ભાગી જઇ સંતાય તેથી સહજ પકડવાનો પણ ભય નહીં. ધન મીલકતે ગમે ત્યાં ફેરવી દે, તેથી લુટાવાનો પણ સંભવ બહુ ઓછો આવતો. ત્યારે દર્ભસેનવાળાને તો સર્વ રીતે સોસવુંજ પડતું હતું. તોપણ છેવટ તે સલામત હતા. કારણ ગુરૂ મહારાજનો ધાક, વિના કારણ ઉપરથી રોકાણ. ભગવાનના દીવ્ય ધામની મર્યાદા પાળવા તાકીદ, એટલે દ્વીપવાળા તેમની ધારી પાયમાલી નહોતા કરી શકતા. ભૂમિવાળા ખરી વેળા અર્ચકોનોજ આશ્રય લઇ બચી જતા. એથી તેમના કઇક ભારે ભાગો એ અર્ચકોએ ખોવરાવ્યા હતા. યદ્યપી ગુરૂજીની આજ્ઞાથી તે તેમની આમાન્યા પાળતા; પણ મનથી તેઓ તેમના પર સંપૂર્ણ ભરાઇ રહ્યા હતા. જવાનીયા તો કઇક વાર ભગવાન સુદ્ધાંને લૂટવા તૈયાર થતા ત્યાં અર્ચકોના કોણ આશરા ! પણ વૃદ્ધો ગુરૂ આજ્ઞાને દેવની મર્યાદા પાળતા તેથી એક વિશકા સુધી એમ દાબડ દીબડ કામ ચાલ્યું. દેવતા ધુંધવાયાં કર્યો. વચમાં વચમાં એક બીજાના સહજ વિજય પરાજયથી છેડખાનીઓ; ભડકાઓ પ્રકટયાં કરતા ને જ્યાં એકત્રિશમે વર્ષે ગુરૂજીનો દેહ વિલય થયો કે આગ પૂરી પ્રકટી. વાત વધી, વેરી પૂરા વંઠયા. વેર પ્રભુ સુધી પહોંચાડીને અર્ચકોને બાગ માગતા કરવા, ભગવાનને લુટવા ને તે બ્રહ્મોત્સવમાં. તેમાં પણ મોહ નિશ વેળા. એવી ગુપ્ત ગોઠવણ થઇ ચૂકી—

મંદિરમાં તો નિયમ પ્રમાણે ઉત્સવનો આરંભ થયો, તેમ દીપવાળાઓએ પણ એન અવસરપર ક્યાં કેટલાએ આવવું, ક્યાં ભરાવવું, કેમ કોણે છાપો મારવો, શું શું લુટવું ને કયા કયા અર્ચકોને દેહાંત દંડ ને તે કોણે કોણે આપવો એ પણ તમામ નક્કી થઇ ચુક્યું

દૂર દ્વીપાંતરમાં, સુખીયોમાં થતી ગુપ્ત ગોઠવણથી બિચારા દર્ભસેન વાસી અજ્ઞાન હતા. દયા ડાકણને ખાય, સંગના દોષે લીલાને પણ સુકા સાથે બળવું પડે એવો પ્રસંગ અર્ચકો માટે તો હતો. પણ તેઓતો પોતાના દેશવાસીનું રક્ષણ, ધામના શરણાગત, પ્રભુના શરણાગત સમજી સ્વધર્મ ગણીને કર્તા. કદી ડરતા તો પ્રભુનેજ કરગરતા ને તે સર્વાંતર્યામી ગુરૂમહારાજના મનદ્વારા મૂળમાંથીજ શત્રુઓના સંકલ્પને ફેરવી નાંખતા તેમને શાન્ત કરી દેતા. એટલે અદ્યાપી તો મંદિરનું કાર્ય નિર્વિઘ્ન ચાલ્યું. પણ હવે તો ગુરૂજી છેક ગયા, વૃધ્ધો વગ ઓછી ને જવાનીયાનું જોર વધુ થયું. બલકે આ ધાટતો તેમણે વૃધ્ધોથી પણ છાનોજ ઘડ્યો. સ્વદેશનું વેર વાળવા જવાનીયામાં ઝેર ઉછળ્યું તે રોક્યું રહે તેમ હતુંજ નહીં. ત્યારે મંદિરનું શું થવાનું ?

શ્રી હરીને સ્વાશ્રિતનું રક્ષણ કરવાના હજારો પ્રકાર છે. દ્વીપની સ્થિતિ આ રીતે બદલાઇજ ગઇ બેશક વીશ વર્ષમાં તો કંઇ ફેરફાર થાય ! આપણી વાતનીજ નાયીકા રમાદેવી તેને લઇને આ લોકમાં પણ કલહનું બીજ રોપાયું હતું. તેની આટલી મુદતે શું સ્થિતિ હતી ! એનો અહીં હવે ખપ પડશે.

ઘેર જઇ ગૃહણી થઇ વર્ષો પછી સાસુ સસરા સોળ વર્ષ શિર છત્ર રહ્યાં. પૌત્રના પૂર્વ જન્મનાજ સંસ્કાર પુત્રથી પણ ઉત્તમ જોઇ ઉભયને ઉત્તરોત્તર આનંદ એ ખાતે વધીજ ગયો. પણ છેવટ તે સંસારી પ્રાકૃત તે ક્યાં સુધી નભે ? રાજાજી શ્રીહરી ચરણનું ધ્યાન ધરતા સહજ મંદવાડને અંતે પરમ પદ પામ્યા એટલે સતિ રાણીએ પણ સાચા સ્નેહે સવિધિ સહગમન કર્યું. તેને આજ પાંચ વર્ષ થઇ ગયાં. હવે તો રાઘવેન્દ્ર મહારાજને " રમાદેવી મહીપી " અને કુમાર સ્થાનાપન્નતો 'રસિક' છે. કુમારનો વિવાહ નિર્વિઘ્ન થઇને તે સુવધુથી જોડાય ત્યારે શ્રીદર્ભસેન ભગવાનનો બ્રહ્મોત્સવ, કરાવવાની દંપતિના મનની પ્રતિજ્ઞા પૂરી કરવાના પ્રસંગને આ પ્રસંગથી અનુસંધાન મળી ગયું.

મહારાજા, મહીપી, કુમાર ને કુમાર વધુ સ્વારી સાથે સેતુદર્શન ને શ્રી ભગવાનના બ્રહ્મોત્સવનું સુખ લેવાને સ્વસ્થાનથી નિકળી રસ્તામાં શ્રીરંગ આદી મહાધામની સેવા થવાની હતી, એ ઉત્સાહ પણ ઉરમાં હતો. રાજ્ય કાર્યભારનો તો ઘટિત બંદોબસ્ત કર્યો હતો; છતાં બહુ ઉતાવળથી યાત્રા જઇ આવવા ધારશું હતી. કારણ યુવરાજ ને મહારાજ ઉભય રાજ્યધાનીથી ઘણી દૂર સાથેજ જવાના હતા. તેમની ભલાઇ આસપાસ એટલી બધી હતી કે, સીમાડીયા શત્રુઓનો ભય હતો નહિ. પણ " ચેતના મુણી સદા સુખી "

" બ્રહ્મોત્સવ " થી એ દેશમાં તો સહુ લોક સજ્ઞાત હોય છે. તેમને માટે ઉત્તમોત્તમ તહેવારના દિવસોજ તે ગણાય છે. ને પ્રત્યક્ષ જણાય છે. વર્ષમાં ખરેખર મ્હોટો ઉત્સવ એક વાર નવ વા અગીયાર દીવસનો આખું ગામ પાળે છે. સૌ ઘર ધોળાય, ગજન પ્રમાણે રંગાય, શણગારાય, ઉત્તમ ખાણાપીણા તૈયાર થાય, વસ્ત્ર ભૂષણો સજાય, ને દેશાન્તરથી સગાં સ્નેહી પણ પરોણાં આવી ભેળાં થાય. ખરાં ભાવિક તો ઉત્સવના આદિથી અંત સુધી ત્યાં હાજરી પૂરે છે. ને મુદ્દાના ચાર પાંચ દિવસ તો ઘણો જબર જમાવ રહે છે. આસપાસના શ્રદ્ધાળુ શ્રીમંતો ગામનાં ઘર ઉંચા ભાડાથી અગાઉથી રોકી રાખે છે ને ધ્વજા રોહણથી લઇ અવભૃથસ્નાન સુધી બધા પ્રસંગોમાં ઉમંગે ઉદાર દિલે ભાગ લે છે. એથી એ સ્થળની એ ઉ-

ત્સવની શોભા ઘણી વધે છે. ભેરીતાડન કરી ઉત્સવના આરંભમાં દુનિયાંભરનાં દેવદેવીને ઉત્સવમાં મંત્રવિધિથી આમંત્રણ થાય છે પછી લાગતાં વળગતાં મનુષ્યને તે કરવામાં આવે તેમાં તો આશ્ચર્યજ શું ? નિત્ય સવાર સાંજ નવા વાહનમાં દેવની સ્વારી થાય છે ને તે નવા મંડપસ્થાન, સર, બાગમાં પધારે છે. શેષ ને કલ્પવૃક્ષ, સૂર્ય ને ચંદ્ર, હાથી ને અશ્વ, સિંહ ને શાર્દૂલ, વિમાન ને રથ, ગરૂડ ને હનુમાન એવાં વાહનોના દિવસ સમય નિયત હોય છે, તેમજ સ્થાન પણ કદી ગામમાં, કદી પરામાં, કદી બાગમાં કદી નદી તટપર, કદી સરપર કદી સમુદ્ર કીનાર એમ ભિન્ન પ્રકારથી મજામાં વૃદ્ધી થાય છે, ત્યાં મ્હોટા મેળા ભરાય છે. વૈદિક દૈવી સાથે લૌકિક પ્રાકૃત ઉત્સવ આનંદે થાય છે. નિત્ય આરાધન ને ગોષ્ઠ ગમ્મતો નૃત્ય ગાયન ને ખેલ તમાશા ઉભય થાય છે. આતશ બાજી ને રંગે રમવું પણ તેમાં હોય છે. નિત્ય ગોષ્ટી પ્રસાદને સાથે જમવું પણ થાય છે. છેવટ અવભૃથ સ્નાન ને વિદાયગીરી બહુ માને મળે છે. બધું જોયા જેવું, ને જોયેજ બરાબર સમજાય એવું છે. પ્રાકૃત છતાં દીવ્ય છે. જગતની મજા છતાં પ્રભુમાં મન રાખવાની રોકવાનીજ એ કળા છે. સ્વાદ સાથે શુચિતા આવવાનો એ યોગ છે. લૌકિક છતાં પરલોક નિમિત્તનોજ એ ઉદ્યોગ છે. વિધવિધ સેવા કરવા ભેટો ધરવા દર્શન સુખ લેવા મહાત્માઓના મેળા વ સહવાસ ને સત્કાર કરવા એથી ઉત્તમ અવકાશ મળે છે. ને એને લાભ બધાથી આખો મદ્રાસ ઇલાકો લે છે, ને વહીવટ હજારો વર્ષથી એક સરખો ચાલ્યો આવે છે. એના પૂરાવારૂપજ આ પૂરાણી મૂળે પૌરાણિક કથા છે;

મહારાજાએ ગરૂડવાહનને દિવસે આવી પહોંચવા ધાર્યું હતું પણ બે દિવસ વધુ થઇ ગયા ને " મોહની " રૂપની આગલી રાતે આવી પહોંચ્યા, યાત્રાનું સુખ આવે તે સારૂ સાથે છડીસ્વારી, અગત્યનીજ મંડળી હતી. દ્વીપાંતરનાં યાત્રિકો પણ બહુ આવતાં હતાં. ને તેમાં પણ આપણા પરિચિત દ્વીપની બહુ વૃદ્ધ સ્ત્રીયોએ તો મરતાં સુધી પ્રતિસાલ ત્યાં આ ઉત્સવ ઉપર આવવા ગુરૂજી પાસે પ્રતિજ્ઞા લીધી હતી. પચીશેક ડોશીયોની નાવડી તો પ્રતિસાલ વિશ્વકસેનની સ્વારી વેળા, એટલે ઉત્સવના આરંભમાંજ આવી પહોંચતી ને તે શાન્તિ, ઉત્સવે સંપૂર્ણ કર્યાં પુંઠેજ પાછી ફરતી. તેમનું છત્રજ ખાસ જૂદું હતું પણ તે આ વેળા યુવકોથી પૂર્ણ ભરેલું હતું, તેમાં જબરા જવાનીયા ઝાઝા હતા, એ આશ્ચર્ય હતું પણ તેનું ખરૂં કારણ ત્યાં કોઇ તુરત કળી શક્યું નહોતું. આપણે કાંક તે જાણ્યું છે ને તે અવસરે આવી પહોંચ્યો.

" મોહની વેશ " ને દિવસે ભગવાન સ્ત્રીનો વેશ ધરી, સોનાની પાલખીમાં બડી છટાથી બીરાજી જેટલો શૃંગાર સજાય તેટલો સજી, અંગપર હીરામણિને અંબાર કરી ઘેર ઘેર દર્શન દેવા ને સેવા લેવા પધારે છે. તેમાં પેટા ગલીયો ને " પરાં " ને પણ વિસારવામાં નથી આવતાં. બાર ઉપર એક વાગેલ હતો તાપનું જોર પૂર્ણ થયેલ હોવાથી લોકો વેરાયા હતા, પણ પુજારીયોને કમાણી ને ફરજ તેથી ખસ્યા નહોતા. અમીરો કરતાં ગરીબ, ને તેમાં પણ ગામડાંના ભોળા ને ભાવિક શ્રીમંત ખેડુત ને વ્યાપારીની સેવા વધીજ પડે એવી હોય છે. તેથી તેઓ તેવા છત્રોના માર્ગ ખાસ ચૂકતા નથી. એકે પડવા મૂકતા નથી. ફરતા ફરતા છેવટના પરામાં આવ્યા, જે શોભીતું હતું તેમનું છત્ર તેમાં વિશાળ હતું. જેની પાસ

સમીપના છત્રમાં આ દ્વીપાંતર વાળા પણ ઉતર્યા હતા. મહેલાના મધ્યમાં મ્હોટો મંડપ આજુબાજુ કેળાં, નાળીયેરવાળા સ્થંભ તે પર રંગીન વસ્ત્રો ધ્વજ પતાકા કાગળોની કમાનો ને શૃંગાર મનોહરી શ્રદ્ધાથી કર્યા હતો. આજે ભારે ભોગ તેમાં ધરવાનો હતો. ત્રણ વાગે તે મહાપ્રસાદની વ્હેંચણી, ગોષ્ટી થવાની હતી. તેથી ત્યાં બે કલાકનો વિશ્રામ હતો.

પાલખી મંડપમાં પધરાવી, લોકો આમ તેમ જઇ સૂતા—બેઠયા. પુજારીયો પણ પ્રભુની મર્યાદા માટે ચારે ગમના પડદા ખેંચી લઇ અંદર નિરાંતવા સુતા, તેવા પછવાડેના ભાગમાંથી પચાસ જુવાનીયા એકદમ અણધાર્યા આવી પહોંચ્યા. ભગવાનને લૂટયા એટલુંજ નહીં પણ જે પુજારીયોને પહેલાંથી ડાઢમાં લીધા હતા, જેમના ઘાટ ઘડવા મનમાં મંડળમાં ગોઠવી રાખ્યું હતું; તેમાંના સાતને તો ત્યાં પૂરાજ કર્યા. ને બીજાને અધમુઆ કર્યા. હાહાકાર વર્તાઇ રહ્યો ! ગામમાં બુમરાણ થઇ ગઇ—છાઇ ગઇ. કુમાર થાકથી પોઢી ગયો હતો, પણ રાઘવેન્દ્રને કાને કથા શ્રવણ પડતાંજ તે કોપ્યો—ઉપડયો. શત્રુ નાઠા, રાજા તેમના મુખીની પુંઠે થયો. તેવીજ બીજી ગમથી બુઢ્ઢીયો ગુરૂવાકયને બરાબર સંભારી રાણી, જે કહેર થયો તે આજ. અને નાશ થશે તો આજેજ એકલી ગઇ તેથી પોતાની પરિચિત મહારાણી પાસે આવી પહોંચી. પોતાના પુત્રોપર હલ્લો ચઢી છે ને તે જરૂર તેમને ધુળધાણી કરશે. કુળના નામીચા તમામ નંગોજ તેમાં છે. તે ગયા તો સર્વસ્વ ગયું એવોજ પ્રસંગ છે. એ અતિ ભય જોઇ તે તમામ વગર રજાએ રાણીજી પાસે પદમાં જઇ પડી. તેઓ પ્રતિસાલ યાત્રા કરનારી ને કદી કદી મહારાણી ત્યાં આવતાં તેમને મળનારી ને પ્રતિજ્ઞાનું સ્મરણ કરાવનારી-યોનેજ પ્રતિજ્ઞા પાળવાની પ્રાર્થના કરવાનો પૂર્ણ પ્રસંગ આવ્યો. તેમના સ્વપ્નમાં નહોતું કે આવું તોફાન થશે પણ હવેજ રક્ષણ ન થાય તો સદંતર કુળનોજ એટલે દ્વીપનો—તેમના તો દેશનોજ જાણે નાશ થવાનો. તેથી તમામ રાણીને ઘેરી વળીને પોતાની પ્રજાને ઉગારવા, પોતાની પ્રતિજ્ઞા પાળવા તે મહારાજ કુમાર ત્યાં હાજરજ છે. તેનો ઉપયોગ એન અવસરે કરવા કરગર કરી.

રાણી પ્રથમ તો રાજાના રહેવાના સ્થાનમાં ગઇ પણ ત્યાં તેમને ન દીઠા, ને ડોશીયોએ તો કકલાણ કરી મૂક્યું. તેથી તેણી પાટવી પાસે ગઇ. પ્રતિજ્ઞા પણ તેને લગ્ને હતી ને તેજ કથા યદ્યાપિ તેને કંઇક જાણુ હતી પણ આ વખત ખાસ કહી. તેવુંજ તેણે જાણ્યું કે, “ જો એ લોકોનું રક્ષણ હું ન કરૂં તો તને મુખ ન દેખાડું ” માત્ર તેમનાપર આફત છે ને તે માર્યા જાય છે એટલીજ વાત રાણી કુમારે જાણી ને પોતે રક્ષણ કરવું એજ વાત ઊરપર આણી. ઉતાવળ એટલી બધી કરવાની હતી કે વધુ જાણવાનો અવકાશ નહોતો. વધુ જાણવા પ્રથમથીજ બંધાએલી રાણીને તેને લીધે તેના પુત્રને જરૂરતપણ નહોતી. તે શસ્ત્ર સજી સદ્ય સજ થયો. તે ખાસ મંડળી તેને ક્ષણે કેમ છોડે ! સપાટામાં સમુદ્ર તટ તરફ ધસ્યો, લોકો સાબાશી દેવા લાગ્યા કે બાપ વાંસેજ દીકરો પણ પહોંચ્યો. બાપે પણ અતિ ઉતાવળથી શત્રુઓને નાવડામાં ચડવા દેતાં પહેલાં પકડી પાડી ઘેરી લીધા હતા ને તેને હજી ઝાઝી વાર નથી થઇ ત્યાં તેમને બચાવવા ત્યાં પુત્ર પહોંચ્યો હવે પોતાની સ્થિતિ સમજ્યો. પ્રથમ પિતાનેજ પ્રાર્થના કરવા ક્ષમા કરાવવા ધાર્યું તે નહોતો જાણતો કે તે વળી તેના પણ પહેલાં પ્રતિજ્ઞા લઇ બેઠા છે કે, દુષ્ટોને પુરતું શાસન કરવું નહીંતો પ્રાણ પન્દરવા થોડા વખતમાં થોડી વાતમાંજ બેઉને પોતાની સ્થિતિ સમજાશે.

પિતાએ પ્રથમ પુત્રને પોતાની જ પાસે આવેલો જોઇ મનથી પોતાની સ્હાયે જ અથવા પોતાની પેઠે જ પુરવાશીની સ્હાયે જ આવેલો માની કહ્યું.

" ત્હારે આવવા અવશ્ય નહોતી " તેં કદી જંગલીઓથી યુદ્ધ કર્યું નથી. " તે સમજી ચૂકયો હતો, પિતાની ભૂલ ભાગવી ને પોતાની પ્રતિજ્ઞા સમજાવી અગત્યની વાત હતી. તેથી તેણે વાતમાં જ વાત ચલાવીને પોતાની ઇચ્છા બતાવી તેણે કહ્યું.

" જંગલીનાપર જંગલી થવું જ શું કામ ? ને તેમાં પણ શરણાગતોપર " ! પિતાએ આશ્ચર્ય પામી પ્રશ્ન કર્યો " કોના શરણાગતોપર ! " પુત્રે કહ્યું " મ્હારા " પિતાએ વધુ આશ્ચર્યતાથી પૂછયું " શીરીતે ? " ટુંકામાં જ પ્રશ્નોત્તર ચાલ્યા " મ્હારી માતા દ્વારા " રાજાએ કાંક અટકળ બીજી રીતે કરી, છેવટ પોતાનો ઠરાવ પ્રથમ જ કહ્યો. " તે ન બને મ્હારી પ્રતિજ્ઞા તેમને મારવાની છે. "

પુત્ર હવે સમજ્યો કે માંમલો કઠણ છે તે ડગ્યો નહીં-ડગો નહીં. ધૈર્યથી બોલ્યો. " મ્હારી પ્રતિજ્ઞા તેમને ઉગારવાની છે " પિતાએ જરા તપી કહ્યું " તે પૂરી નહીં પડે ! " પુત્રે હંડેપેટે જવાબ દીધો. " આગળથી કેમ કહી શકાય ! " પિતા, પુત્રની આંખ સમજ્યો ને બોલ્યો " પિતા સ્હામો પુત્ર થશે ! " તેણે ઉત્તર આપ્યો. નહીં, પ્રતિજ્ઞા સ્હામે પ્રતિજ્ઞા ! પિતાએ વધુ દલીલ કલ્પનાથી કરી., 'ત્હારી પ્રતિજ્ઞા નવી છે. મ્હારા કર્યા ઉપરાન્ત કરાયનહીં"

પુત્રે વધારે રહસ્ય ઉઘાડ્યું " આપની પ્રતિજ્ઞા નવી છે મ્હારી માતાની કથા જાણ્યા. પહેલ કરી છે. તેણે સત્ય ખારિથી કહ્યું "આપ પૂરું સમજ્યા નથી" હવે પિતાએ ગાભરું કહ્યું.

કદી નહીં ને આજ તું મ્હારા સ્હામું કેમ બોલે છે ! તેણે ચોખ્ખો ઠરાવ સંભળાવ્યો. "કદાચ સ્હામું લઢવું પણ પડશે. કારણ ધર્મપાશ આવ્યો છે. " હવે ટુંકામાં ન પતાવતાં તેણે તમામ કથા માંડીને કહી પણ તે બહુજ મોડી હતી.

રાણીને ખરી વાતની ખબર પડી કે, મહારાજાજ તે લોકોને મારવા ગયા છે. જેને ઉગારવા પોતાની પૂર્વની પ્રતિજ્ઞાને પુત્રને મોકલ્યો છે. તેથી તે જગે એક દમ પાલખીમાં બેશી પહોંચી. પુત્રવધુ પણ સમજી કે પતિ ધર્મપાશમાં ફસ્યા છે. તે શુંએ થશે ! એટલે તે પણ આતુર કારે ત્યાંજ પુંઠે આવી પહોંચી. જનમંડળમાં ખરી વાત પલકમાં પ્રખ્યાત થઇ ગઇ. હવે શું થશે એ વાત વિચાર જેવી થઇ પડી. ભગવાન ભોગ સાથે મંડપમાં, પુજારીયો કેટલાક મૃત્યુપ્રાય આમ તેમ પડેલા જનમંડળ કાંક કુમાર ભણી, શેષ રાજા તરફ. ચોરો તો જેમ નસાય તેમ નાસવા ને છુપાવામાં. પણ તેમની વૃદ્ધ માતાઓ મહારાણી પાસેજ અડી હતી. કારણ ખરૂં વચન તેમનું તેમને હતું. મહારાજાએ બધું જોઇ જાણી વિચારવમળમાં કે આ અણધારી પીડા કયાં આવી પડી ? થોડીવાર સહુ ચૂપ રહયાં પણ પછી ! પિતા પુત્રે શું કરવું ! મહારાણીએ પતિ પુત્રને શું ઉચરવું ! સૌ સ્વપ્રતિજ્ઞા પાળવા છેવટ દ્રઢ રહ્યા. તેમાં પિતાપુત્રે લઢવાનું હતું. એક મરેતો પણ બીજે પુંઠે મૃત્યુજ માગવાનું હતું. તેને અનુસારજ સાસુ વહુની સ્થિતિ હતી. વચલા જનોએ અનેક વેવલાં કર્યાં પણ બેઊ પોતાના પણમાં દ્રઢ રહ્યા. માતાની સ્થિતિ ઘણી કઢંગી આ વેળા થઇ, તે જન્મથી કઢંગી હતી પણ પાઘડીનો વળ છેડે આવે તેમ મહાશ્રમે મેળવેલ પતિનો અથવા પુત્રનો વિનાશ થવાનું કારણ પોતાનુંજ વચન થાય એવી વેળા આવી પડી !

થોડી વાર બેઉ ધભરાયા—વિચારમાં પડયા ધુંચવાયા. પણ જેમ ઊંડા ઉતરતા ગયા તેમ ધુંચવણુ વધુજ લાગી. રાજાએ પ્રતિજ્ઞા કર્યા પછી પાછા ફરવું ને તે વળી પુત્ર સ્હામો આવ્યો માટે! એ વાત ભારે થઇ પડી. પુત્ર અપરાધિયોનો સ્હાયી થાય તો તેને મારવો એ પડે! પાંડવોએ દ્રોણગુરૂને, ભીષ્મપિતા દાદાને ધર્મયુદ્ધમાં છોડયા નહોતા તેવી જ હાલત પુત્રની હતી. દ્વીપવાશીયો વ્યાજબી છે કે ગેર વ્યાજબી? એ પ્રશ્નનજ તેને માટે નહોતો. તેતો શરણે આવ્યાને ઉગારવાજ જોઇએ. એવી માતાની વર્ષોની પ્રબળ પ્રતિજ્ઞા તે સપુતે ઉપાડી છતાં હવે પાછી મુકે! ભીષ્મ દ્રોણ કયાં દુર્યોધનાદિનો અપરાધ નહોતા જાણુતા! પણ પ્રભુ સ્હામા પણુ થયા. ક્ષત્રીને શરણાગત રક્ષણુ પહેલું છે. ને તે બેઉને રક્ષણુ કરવાનું તે શરણાગતનું જ હતું. ને તે માટે પ્રબળ પ્રતિજ્ઞા તે પ્રખ્યાત પણુ થઇ ચુકી હતી. એટલે હવે તો વધુ સંકલ્પ વિકલ્પ કરવા મુકી મરણુ ભ્રાંતિને અલગ કરી યુદ્ધ આરંભવું જ જોઇએ. માતા અથવા પુત્રવધુ જેને હીસ્સે આવે તેણે સહગમન કરવા તૈયારી કરી રાખવી જ જોઇએ. બેઉ જોડા એક દુનિયામાં સાથે રહી નહીં શકે તેમ બેઉ માટે બે એ વાત વિશે પણુ તેમને શંકા નહોતી જે મરશે તે સ્વર્ગે સંચરશે એમ દ્રઢ માન્યતા હતી. છેવટ બેઉ સ્હામાં તૈયાર થયા. મંડળીમાં હાહાકાર થયો. લોકો જેમ વારવા લાગ્યા તેમ બેઉ વધુ મમને વઢ્યા. "કોણુને માટે કોણુ મરાય છે!" એમ સહુ બોલતાં હતાં પણુ તેમાં કોઇનું કાંઇ ચાલે તેમ હતું નહીં. બેઉ વીર સજ થયા. નિયત કરેલ રણુભૂમિમાં આવી ખડા થયા. સૌ જોનારનાં હ્રદય ધડકવા લાગ્યાં. બેઉ વીરપત્નિઓએ પોત પોતાના પતિને પુજી વધાવ્યા. ને પ્રથમ પુત્રે પિતાની આજ્ઞા યુદ્ધારંભ કરવા માગી ને પછી માતાને પગે લાગી તેની આશીષ માગી તે વેળા તે બાઇની સ્થિતિ દયનીય થઇ પડી. અદ્યાપિ ધૈર્ય રાખ્યા છતાં ખરી વેળા તે ખરીજ ધભરાણી! શું પતિને મારવા પુત્રને હા પાડે! શું પુત્રને મારતા પતિને આશિષ દે! આ પ્રસંગનું મુળ પાછું પોતાનું જ વચન. વગર વિચાર્યું પણુ કેમ કહેવાય? તે આવી મૃત્યુપાશરૂપ થશે એવી તેને સ્વપ્ને: પણુ કલ્પના કયાંથી આવે! તે વધુ વિચારતાં બેઉ વીરને મરવા સજ થયેલાજ દેખી કંપી! ભ્રમિત થઇ બોલી ઉઠી હા! દૈવ! છેવટ આ આવ્યું! હું કૃત્યા હરી? કુળસંહારીણી! ધર્મ નિમિત્ત પણુ વિનાશનો હેતુ! પિતાને માર્યાં પુઠે પુત્ર રાજ્ય કરશે! પુત્ર મુઆ પુઠે પિતા રાજ્ય કરશે! જે જીવશે તેને સારૂ સદા ઉદાશ સ્થિતિ ને વનવાસજ આવી પડયો!: ગયું સર્વસ્વ ગયું. પલકમાં પલટયું! તે કોને કહે! કેવો ખેલ બગડયો! તે સાંભર્યા! સ્વામી જગતપિતા પુજ્ય પ્રભુ ત્હારે ધામે ત્હારી સ્હામે આ પરિણામ! હા! હરી! કહી તે ધરણીપર ઢળી પડી. સુધ્ધસાનમાં આવતાં પણુ ભગવાનમાંથી મન ન કાઢ્યું, તેણે સાચી આર્તિ આવી પડવાથી સાચી શરણાગતિ સાચા સમર્થ સ્વામીની કરી તેજ સ્વામી. તેજ સ્વામીની કરી, જે પાલખીમાં બીરાજ્યા હતા તે મોહની વેશને જ તેણે વિનવ્યા, દ્રુપદીએ કૃષ્નને, ગજેન્દ્રે શ્રીહરીને તેમજ ખરી આર્તિથી સ્મરીને બુમ દીધી કે પ્રબળ પરચો થયો. એજ સુવર્ણમય પાલખી જેને ઉચકનાર સુવર્ણ લાકડાના પુરૂષો દેખાતા હતા તેમનામાં ચેતન આવ્યું ને તે પાલખી ઊપાડી ચાલ્યા. દીનનાબંધુ આપત્તિના સખા પૂરા પ્રકટ થયા. પોતાનું પાલખીનું, વાહકનું દીવ્યપણું પ્રકટ કર્યું. મોહની તે ખરેજ મોહની દેખાઇ, હાથમાં કળશ ને

પ્યાલી તે ખરે જ અમૃતની થઇ ગઇ દેખાઇ. આજુ બાજુ પડેલ અર્ચકોપર તેની છાંટ ફુંવાર તેણે પાડી કે તે આળસ મોડી ઉભા થયા ને માજી કહ્યો કે પિતાજી કહ્યો તેમનાં, તેમના પાર્ષદ, તેમનાં વાહન, તેમના વાહકના દીવ્ય દર્શન થતાં જ તે દંગ થઇ ગયા! સ્તંભી ગયા!

પ્રભુ સારૂ ભલે કપાયા એમ જ તેમણે માન્યું. પોતા માટે વાનરસેના કપાઇ તેને ઈન્દ્ર દ્વારા અમૃત વરસાવી ઉભી કરી હજારોને સજીવન કર્યાં તેને સાતને જીવાડવા શું મ્હોટી વાત હતી! જગતને પ્રલયાવસ્થામાંથી સંકલ્પથી ઉભું કરે છે, નવાં દેહમાં ધરે છે તેને આ લીલા તે કેવડી! ને કેવી! અર્ચકોને સઘ આજ્ઞા થઇ કે ચાલો પિતા પુત્ર પાસે. તેમને પડદો તૂટી ગયો. દીવ્ય દ્રષ્ટી થઇ ગઇ. તે પ્રભુપર બલિહાર જ ગયા. છત્ર ચામર છડી સાથે સ્વારી સપાટામાં રણભૂમિ પાસે આવી પહોંચી. લાકડાના વાહક જ વહન કરી રહ્યા હતા. એ તો સૌના જ જોવામાં એક સરખું આવ્યું! રમા દેવીની દ્રષ્ટી તો મંદિર ભણી હતી જ. પ્રથમ તેણીને જ સૂર્ય છતાં તેને ઢાંકી દે તેવું દીવ્ય તેજ તે દીશાથી આવતું દૂરથી જ દેખાયું! પ્રથમ ભ્રાન્તિ પછી સ્વપ્ન કલ્પ્યું પણ તે સત્ય. પરમસત્યજ હતું. સૌ જોઇ શકે એવી રીતે સ્વારી સમીપ આવી. સૌનું લક્ષ તે તરફ ગયું, સૌનાં ચિત્ત ચોરાઇ જ ગયાં. બધાં જ બીજું બધું ભૂલી ગયાં, તેમાં તલ્લીન થયાં. સૌજ સ્હામાં ખેંચાયાં, પાદમાં પડયાં. તેવા જ વાહકોના મુખમાંથી "શાન્તિ! શાન્તિ!! શાન્તિ!!!" ના મંગળ ધ્વની નિકળ્યા તે સૌમાં સઘ શાન્તિ રગે રગ વ્યાપીજ ગઇ. કળ્યાનું કારણ રહ્યું જ નહી. કારણ અર્ચક જ જીવતા જણાયા ત્યાં ખૂની કોને ગણીને ખોળવા! તેમ જ તે ચોરોપર પણ આ પરચાએ એવી અસર કરીકે સઘ તમામ શૃંગાર પાછા લાવી શ્રી ચરણે ધરી થરથરી સ્તુતિ કરી રહ્યા. ફરી શાન્તિ શાન્તિ શાન્તિ! હરિ ૐના ઘોષ સાથે તેજ હરી ગયું. વાહન જેવું વાહન બની ગયું તે સૌ મંડળનું ચિત્ત એક કુટુમ્બ જેવું જ થઇ ગયું. પછી શું? આનંદ પૂર્વક ઉત્સવની સમાપ્તિ થઇ તેનું વર્ણન કેમ કરી શકાય! આપણાં પાત્રોના આનંદનું વર્ણન કરી શકાય! આથી વધારે હવે આખ્યાયિકા ચલાવવા પણ શું પ્રયોજન! બે વાર કહેવાઇ ગયેલ છે તેજ અંત ત્રીજીવાર ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

એકદમ ઉપસંહાર—ઇતિ.

લે. અનંતપ્રસાદ ત્રીકમલાલ વૈષ્ણવ.

---

# —વિવિધ સમાચાર.—

### રૂ. ૧૨૦૦૦ નો બળદ.

સીતલ ખાતે ભરાયેલાં અલાશકા—યુકોન—પેસીફીક પ્રદરશનમાં એક બળદ આવ્યો છે. કહે છે કે તેની ઉંચાઇ ૧૧ ફીટ છે, ગરદનનો ઘેરાવો ૮॥ ફીટ અને બરડા અને પેટનો ઘેરાવો ૬ ફીટનો છે. એ બળદનો માલિક એ બળદની કીંમત રૂ. ૧૨૦૦૦ લેતા પણ ના પાડે છે.

**કનપૂરમાં** એક એવી જાતનો રોગ ફાટી નીકળ્યો છે કે તાવ આવી ઉતરી ગયા પછી દરદીનું શરીર તદન તાઢું પડી જઇ કંઇ પણ તકલીફ નહીં પડતાં મરણ પામે છે.

**ન્યુઝીલંડ** ખાતે વાઇકેટ જીલ્લામાં આવેલા કેમબ્રીડજ ગામના એક ખેડુતને એક રાતે સ્વપ્નું આવ્યું હતું તેમાં તેણે એક માણસને ખૂન કરતો જોયો હતો ત્યાર પછી તપાસ કરતાં સ્વપ્નામાં જોવા પ્રમાણે એક ખેતરમાંના મકાનમાં ખૂન થએલું પકડયું હતું.

**એક પંડીતબાનુ** બાર કલાકમાં શ્રીમદ્‌ભાગવતના ૧૮૦૦૦ શ્લોક વાંચી શકે છે.

શ્રી હરિઃ

આનંદ માસિક પત્રના બીજા તથા ત્રીજા વર્ષમાં છપાઇ
બહાર પડેલ તેમાંથી જુદાં પાડી બંધાવેલ

# ચોવીસ આખ્યાન.

## પૂર્વરંગ સાથે.


લેખક.

અનંતપ્રસાદ ત્રીકમલાલ વૈષ્ણવ.



પ્રકાશક.

દશરથલાલ ગંગારામ વ્યાસ.

અધિપતિ–આનંદ. પાટણ–ગુજરાત.


( સદરહુ પુસ્તકમાં ૨૪ આખ્યાન નિચે પ્રમાણે છે. )

૧ શ્રી કર્દમ દેવહુતિ, ૨ હારમાળા, ૩ શ્રી પાંવડદૂત ૪ શ્રી તુલસીદાસજીને દર્શન, ૫ મીરાંબાઈ, ૬ ભકતાંધ્રીરેણું, ૭ વૃત્રાસુરવધ, ૮ શ્રી બોધલાજીની બારસ, ૯ શ્રી જયદેવ સ્વામી. ૧૦ જેમલ રાઠોડ, ૧૧ શ્રી તુકારામબાવા ને શીવાજી મહારાજ, ૧૨ શ્રી સેનાનાઇ, ૧૩ ચંદ્રહાસ, ૧૪ દામાજી, ૧૫ એકનાથ સ્વામી, ૧૬ તુકારામ અને વિઠોબા, ૧૭ મોસાળું, ૧૮ શ્રી નામદેવ, ૧૯ શ્રી સુરસેવ, ૨૦ શ્રી મુરારીદાસ ને શ્રી ગોપાળદાસ, ૨૧ વારમુખીનો મુગટ, ૨૨ કામધ્વજની કથા. ૨૩ શ્રી હરીદાસજી, ૨૪ શ્રી સિંહકિશોરજી.


અમદાવાદ.

શ્રી "સત્યવિજય" પ્રીંન્ટીગ પ્રેસમાં શા. ગીરધરલાલ
હકમચંદે છાપેલાં.


કિમ્મત રૂ. ૧—૧૨—૦

શ્રી હરિઃ

આનંદ માસિક પત્રના બીજા તથા ત્રીજા વર્ષમાં છપાઇ બહાર પડેલ તેમાંથી જુદાં પાડી બંધાવેલ

# ચોવીસ આખ્યાન.

## પૂર્વરંગ સાથે.

લેખક.

અનંતપ્રસાદ ત્રીકમલાલ વૈષ્ણવ.

પ્રકાશક.

દશરથલાલ ગંગારામ વ્યાસ.

અધિપતિ–આનંદ. પાટણ–ગુજરાત.

( સદરહુ પુસ્તકમાં ૨૪ આખ્યાન નિચે પ્રમાણે છે. )

૧ શ્રી કર્દમ દેવહુતિ, ૨ હારમાળા, ૩ શ્રી પાંવડદૂત ૪ શ્રી તુલસીદાસજીને દર્શન, ૫ મીરાંબાઈ, ૬ ભકતાંઘ્રીરેણું, ૭ વૃત્રાસુર વધ, ૮ શ્રી બોધલાજીની બારસ, ૯ શ્રી જયદેવ સ્વામી. ૧૦ જેમલ રાઠોડ, ૧૧ શ્રી તુકારામબાવા ને શીવાજી મહારાજ, ૧૨ શ્રી સેનાનાઇ, ૧૩ ચંદ્રહાસ, ૧૪ દામાજી, ૧૫ એકનાથ સ્વામી, ૧૬ તુકારામ અને વિઠોબા, ૧૭ મોસાળું, ૧૮ શ્રી નામ દેવ, ૧૯ શ્રી ~~મુરારીદેવ~~, ૨૦ શ્રી મુરારીદાસ ને શ્રી ગોપાળદાસ, ૨૧ વારમુખીનો મુગટ, ૨૨ કામધ્વજની કથા. ૨૩ શ્રી હરીદાસજી, ૨૪ શ્રી સિંહકિશોરજી.

અમદાવાદ.

શ્રી "સત્યવિજય" પ્રીંન્ટીગ પ્રેસમાં શા. ગીરધરલાલ હકમચંદે છાપેલાં.

કિમ્મત રૂ. ૧—૧૨—૦

# વિજ્ઞપ્તિપત્ર.

**શ્રીયુત અનંતપ્રસાદ ત્રીકમલાલ વૈષ્ણવકૃત નિચેનાં પુસ્તકો અમ્હારી આનંદ ઓફીસમાંથી વી. પી. દ્વારા મળી શકશે. પોષ્ટખર્ચ જૂદો.**

| પુસ્તકનું નામ | કિમ્મત. રૂ. આ. પા. |
|---|---|
| શ્રીમદ્ વાલ્મિકિ રામાયણ ( પદ્યમાં ) ... ... .. | ૩—૦—૦ |
| શ્રીમદ્ મહાભારત ( પદ્યમાં ) ... ... ... | ૨—૧૨—૦ |
| શ્રીમદ્ ભાગવત્ દશમસ્કંધ ( પદ્યમાં ) ... ... ... | ૧—૮—૦ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા ( પદ અર્થ વિવેચન સાથે ) .. ... | ૧—૪—૦ |
| ઉપનિષદાર્થ ( અર્થ વિવેચન સાથે ) ... .. ... | ૧—૮—૦ |
| મહા યાત્રા વિલાસ ... ... ... .. ... | ૦—૮—૦ |
| શ્રી રંગનાથ સ્વામીકા પદ્યસંગ્રહ ( હીંદી ) . .. . | ૦—૮—૦ |
| ધ્યાનમાળા .. ... . .. . | ૦—૪—૦ |
| ગાનમાળા ( બીજી આવૃત્તિ ) . ... ... | ૦—૪—૦ |
| જુગલ ગાનમાળા ( ,, ) ... .. . ... | ૦—૪—૦ |
| સદુપદેશક રત્નમાળા. ( ,, ) ... ... . . | ૦—૪—૦ |
| ગુ. સ્તોત્ર રત્નાવલી ( ,, ) .. ... ... .. | ૦—૪—૦ |
| પ્રાર્થના રત્નમાળા ( ,, ) .. ... ... .. | ૦—૪—૦ |
| દીપમાળા ( ,, ) ... ... ... . | ૦—૪—૦ |
| જીતંતે ( ,, ) ... .. .. | ૦—૨—૦ |
| ભેટમાળા. . ... . | ૦ ૪—૦ |
| પદપંક્તિ .. ... ... ... .. | ૦—૪—૦ |
| પ્રપન્નાર્થમાળા ... ... ... ... .. | ૦—૪—૦ |
| વિશ્નુસહસ્ર નામ અથવા ભગવદ્ ગુણદર્પણ ... ... | ૦—૮—૦ |
| પ્રપન્નપ્રિય સ્તોત્રરત્નાવળી .. . . .. | ૦—૨—૦ |
| ગુરૂપરંપરા પ્રભાવ ... .. ... ... | ૦—૨—૦ |
| શ્રીનાથમાળા .. ... .. ... | ૦—૮—૦ |
| શ્રી વિઠ્ઠલનાથમાળા ... ... ... ... ... | ૦—૪—૦ |
| શ્રી વેંકટનાથમાળા .. ... . ... ... | ૦—૪—૦ |
| પ્રપન્નપ્રિય પચ્ચિસી .. . ... ... ... | ૦—૨—૦ |
| અદ્વૈત વિવેચન .. ... ... ... ... | ૧—૦—૦ |
| રાણકદેવી ( નોવેલ ) .. ... ... ... ... | ૧—૦—૦ |
| હિમ્મત વિજયનાટક ... ... ... | ૦—૧૨—૦ |
| સત્યચરિત્ર ... ... ... ... | ૦—૪—૦ |
| જોરાવર વિનોદ ... ... ... ... ... | ૦—૪—૦ |
| ચોવિસ આખ્યાન ... ... ... ... ... | ૧—૧૨—૦ |
| આનંદ ત્રણ અવતાર એટલે પહેલું બીજું ને ત્રીજું વર્ષ ... | ૬—૦—૦ |
| દરેક વર્ષના બબ્બે રૂપિઆ ચોથું વર્ષ સપટેમ્બર સં ૧૯૦૯ થી શરૂ. | |
| રામાનુજ સ્તોત્ર ... ... ... ... ... | ૦—૧—૦ |

**પાટણ—ગુજરાત.** } **દશરથલાલ ગંગારામ વ્યાસ.**

**અધિપતિ—આનંદ—પત્ર.**